# પ્ર સ્તા વ ના

આ ગ્રંથની પ્રસ્તાવનામાં કવિ દયારામભાઈ માટે મારે કંઇ ખાસ લખવાનું નથી. એ વિષય ઉપર મેં ઉપોદ્‌ઘાતમાં લખ્યું છે. કવિશ્રી દયારામભાઇનાં કાવ્યો અને ગ્રંથોમાંથી સાહિત્યરસિક શિક્ષિત ગુજરાતીઓને તેમનો ' રસિકવલ્લભ ' ગ્રંથ ઘણો જાણીતો છે તે ગ્રંથમાં દયારામભાઇએ ' શુદ્ધાદ્વૈત 'ના સિદ્ધાંતો, અખાની અખેગીતાની માફક, કવિતામાં જણાવ્યા છે. આ ગ્રંથનું પ્રથમ મુદ્રણ સંવત ૧૯૪૬ માં ભારતમાર્તંડ પંડિત ગટ્ટુલાલજીએ 'આર્ય સમુદય'ના કારતક માસના અંકમાં કર્યું હતું. આ મુદ્રણ અશુદ્ધિ રહિત છતાં ત્રુટક હોવાથી તથા ટીકા વગર છપાયલો હોવાથી, વાચકોને ગ્રંથ સમજવામાં મુશ્કેલી પડે એમ છે. ત્યાર પછી ' પ્રાચીન કાવ્યમાળા 'ને અંગે સદ્‌ગત રાજ્યરત્ન હરગોવિંદદાસ કાંટાવાળાએ સ્વ૦ નાથાશંકર શાસ્ત્રીની મદદથી આ ગ્રંથને પ્રકટ કર્યો હતો. આ ગ્રંથમાં ટીકા જો કે વિસ્તૃત છે, છતાં શુદ્ધાદ્વૈતના જાણનારને હાથે એ ટીકા થયેલી નહિ હોવાથી, કવિનો આશય કેટલેક સ્થળે ટીકામાં વિકૃત થઇ ગયો છે. તેમજ કેટલાક પાઠમાં પણ અશુદ્ધિઓ જોવામાં આવે છે. આથી વૈષ્ણવ સંપ્રદાયના અને ડભોઇના વતની રા. નારણદાસ પરમાનંદદાસ ડભોઇવાળાએ શાસ્ત્રી વસંતરામની મદદથી, સંવત ૧૯૭૨માં શ્રી દયારામ કૃત કાવ્ય મણિમાળા ભા. ૨ જા માં આ ગ્રંથને ટીકા સહિત છપાવ્યો. આ ગ્રંથનો પાઠ ગટ્ટુલાલજીવાળી આવૃત્તિને અનુસરે છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી આ ગ્રંથને પ્રકટ કરવાનું નક્કી થયું, એટલે મેં ડભોઇથી રા. નારણદાસ પરમાનંદ પાસે કવિના શિષ્યપુત્ર પાસેથી મેળવેલી, 'રસિકવલ્લભ'ની હસ્તલિખિત પ્રત મંગાવી. આ ઉપરાંત અન્ય પ્રતો મેળવવાને પણ મેં પ્રયત્ન કર્યો, પણ બીજી એકજ પ્રત મળી આવી. કવિશ્રીના શિષ્યપુત્રવાળી હસ્તલિખિત પ્રત અને પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથને સરખાવતાં પ્રાચીન કાવ્યમાળાના રસિકવલ્લભમાં કેટલાક પાઠભેદો જોવામાં

આવ્યા. કાવ્ય મણિમાળામાં પ્રકટ થયેલ ' રસિકવલ્લભ ' ગ્રંથના પાઠના નિર્ણયનું કાર્ય શાસ્ત્રી વસંતરામે કરેલું હોવાથી અને તે વધારે વિશ્વસનીય હોવાથી સોસાઇટી તરફથી પ્રકટ કરવામાં આવનાર આ ગ્રંથના પાઠ નિર્ણયમાં હું તેમના જ નિર્ણયથી દોરાયો છું. પાઠભેદ મેં ગ્રંથવિભાગમાં ફુટનોટમાં જણાવ્યો છે. પ્રાચીનકાવ્યમાળાવાળા પુસ્તક માટે ફ સંજ્ઞા વાપરી છે .

ઉપોદ્‌ઘાતમાં કવિશ્રીના જીવનનો અલ્પ પરિચય તથા તેમનાં કાવ્યોનું વિહંગાવલોકન આપ્યું છે તથા ' રસિકવલ્લભ ' ગ્રંથના વિષયને જેમ બને તેમ સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે.

આ કાર્ય માટે મને પ્રેરણા આપનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની કમિટી છે. તેમાંએ ખાસ કરીને હું તે સંસ્થાના પ્રમુખ વયોવૃદ્ધ સાક્ષરશ્રી દિવાન બહાદૂર કેશવલાલભાઈ તથા આસિસ્ટન્ટ સેક્રેટરી સાહેબ રા. હિરાલાલ ત્રિભુવનદાસ પારેખનો ખાસ ઋણી છું. તેમના પ્રાચીન ગુજરાતી સાહિત્ય માટેના પ્રેમ અને પક્ષપાતને લીધે જ, તેઓએ મને દયારામભાઇના આ ગ્રંથના મુદ્રણ કાર્ય તરફ પ્રેર્યો. તેમની પ્રેરણા ન હોત તો હું આ કાર્ય કરી શક્યો ન હોત. લેડી વિદ્યાગૌરીએ આ ગ્રંથનું કામ મને સોંપવા માટે, શ્રીયુત કાળાભાઇ દેરાસરી, બાર-એટ-લૉ-એ આ પુસ્તકના ઉપોદ્‌ઘાતનો ભાગ વાંચી જવા માટે, તથા રા. નારણદાસ પરમાનંદદાસ ડભોઇવાળાએ ' રસિકવલ્લભ 'ની હસ્તલિખિત પ્રતો આપી તે માટે તથા શાસ્ત્રી વસંતરામની સંશોધિત આવૃત્તિમાંથી મળેલી સહાય માટે તેમનો પણ ઉપકાર માનું છું. આશા છે કે મારો પ્રયાસ વિદ્યાર્થીઓને તથા ઈતર સાહિત્યરસિક સજ્જનોને, દયારામભાઇનો ' રસિકવલ્લભ ' ગ્રંથ સમજવામાં સફળ થશે.

દેવશયની એકાદશી
સંવત ૧૯૮૯ : અમદાવાદ

જેઠાલાલ ગો. શાહ

# અનુક્રમણિકા

# દયારામભાઈનું જીવનચરિત્ર

જન્મ

આ 'રસિકવલ્લભ' ગ્રંથના રચનાર કવિ દયારામના જીવનચરિત્ર વિષે કેટલીક નોંધ લેવાની જરૂર હોવાથી, તે વિષે અહિઆં થોડુંક જણાવીશું. દયારામ કવિ એ સાઠોદરા નાગર જ્ઞાતિના હતા. તેમના વડવાનું કુટુંબ વડોદરા રાજ્યમાંના ચાંડોદ ગામમાં કંગાલપુરી નામના મહોલ્લામાં રહેતું હતું. તે કુટુંબના મૂળ પુરુષ રાઘવજી ભટ્ટ હતા, ત્યારપછી તેમના પુત્ર ગોકુળજી ભટ્ટ થયા. તેમના પછી નરમેરામ આણંદરામ અને પ્રભુરામ એમ એક પછી એક અનુક્રમે થયા. પ્રભુરામ ભટ્ટ એજ આપણા કવિ દયારામના પિતા થાય. તે કારકુનની નોકરી કરતા હતા. તેમની માતાનું નામ રાજકુંવરબાઇ (રાજકોર) હતું. કવિનુ મૂળવતન ચાંદોદ હતું, પણ તેમનો જન્મ તેમના મોસાળ ડભોઇમાં સંવત્ ૧૮૩૩ ના ભાદ્રપદ માસના શુક્લ પક્ષ, એકાદશી ઉપરાંત વામન દ્વાદશી ને શનિવારે રાતના દશ વાગે થયો હતો. કવિનાં માતાપિતા ઉભય ધર્મનિષ્ઠ અને સંસ્કારી હતાં. તે પોતાનો ઘણોખરો વખત ઠાકોરજીની સેવા કરવામાં, દર્શન કરવામાં, તથા કથાદિ શ્રવણ કરવામાં ગાળતાં. આથી તેમના સંસ્કાર પણ પુત્રમાં ઉતર્યા હતા. વળી કવિનું જન્મસ્થાન પણ સુંદર વાતાવરણથી ઘેરાયલું હતું. નર્મદા નદીનો રમ્ય પ્રદેશ, ત્યાંની સુંદર પ્રકૃતિ અને તીર્થસ્થાનો, તે ભૂમિની શોભામાં વૃદ્ધિ કરે છે. આવા સ્થાનમાં જન્મેલા આપણા કવિની પ્રતિભાને પણ કુદરતી પોષણ મળ્યું હતુ.

દયારામનું શરીર બાંધી દડીનું. ગૌરવર્ણવાળું, કમ્બુકંઠ અને વિશાળ તેજસ્વી કપાળથી શોભતું હતું. આંખો તેજસ્વી અને ચપળ હતી.

નાસિકા શુકના જેવી, અને કટિ મૃગેન્દ્ર જેવી હતી. આખું શરીર સુંદરતાની મનોહર મૂર્તિ જેવું હતું.

'પુત્રનાં લક્ષણ પારણામાં જણાય' એ કહેવત પ્રમાણે કવિના ગુણો ન્હાનપણથીજ દેખાવા લાગ્યા. તેમની જન્મકુંડળીજ એવું કહી આપતી હતી કે આ કવિ ભવિષ્યમાં અપૂર્વ કીર્તિને વરશે. એક વખતે એક જ્યોતિઃશાસ્ત્રમાં પ્રવીણ એવા એક મહાત્મા ચાંદોદમાં આવેલા અને કવિના પિતા તેમની કુંડળી તેમની પાસે લેઈ ગયા. તે કુંડળી જોઇને મહાત્માએ કહ્યું, 'આ છોકરો ખરેખર મોટો ભાગ્યશાળી નીકળશે, પણ તેનું ભાગ્ય ખીલતાં થોડો વિલંબ થશે. તે પોતાને તારશે એટલું જ નહિ પણ બીજાઓને તારશે'. આ સાંભળીને પિતા ખરેખર આનંદ પામ્યા. આ રીતે તેમની ભાગ્ય રેખા પણ તે મહાન ભક્ત થશે તથા કવિ તરીકે કીર્તિ મેળવશે એમ સૂચન કરતી હતી. પિતાએ કવિના અભ્યાસની પૂરતી કાળજી રાખી હતી, તે સમયે અત્યારના જેવી શાળાઓ નહોતી. શિક્ષણની શરુઆત ગામઠી નિશાળોમાં કરવામાં આવતી. દયારામને બાપુરામ નામના મહેતાજીની હાથ નીચે મૂકવામાં આવ્યા હતા, અને તેમની પાસેથી તે લખતાં વાંચતાં કંઇક શીખ્યા. તેમ. પિતાએ જાતે અભ્યાસ ઉપર દેખરેખ રાખીને સંસ્કૃત તથા હિસાબમાં તાલીમ આપી હતી. તે વખતે સંસ્કૃત ભાષા માટે ઘણો આદર હતો. માટે પ્રભુરામની એવી ઇચ્છા હતી કે મારો પુત્ર મોટો પંડિત થાય. વડોદરે સંસ્કૃત શીખવાને તેમને મોકલવાની ગોઠવણ પ્રભુરામ કરી રહ્યા હતા, તેવામાં એકાએક તેમની તંદુરસ્તી બગડી અને તેમને આ દુનિયા છોડવી પડી. આથી સંસ્કૃત ભણાવવાનો વિચાર પણ મુલતવી રહ્યો. આમ છતાં કવિએ આગળ ઉપર સ્વતંત્ર રીતે ઘણું જ જ્ઞાન મેળવ્યું છે, તે 'રસિકવલ્લભ' જેવો ગ્રંથ વાંચતાં આપણને સમજાય છે. 'રસિક-વલ્લભ' ગ્રંથમાં લિખ્યું કહે છેઃ—

'મેં અવલોક્યા છે બહુ ગ્રંથજી, તેથી ન રહ્યો મન એક પંથજી

અહિંઆં દયારામ ને આપણે શિષ્ય સમજીએ તો તેમણે ઘણા ગ્રંથો અવલોકીને પોતે જ્ઞાન પ્રાપ્ત કરેલું એ નિઃસંશય છે. વળી પોતે 'ગુરુ-શિષ્ય સંવાદ' માં પોતે કરેલા અભ્યાસ વિષે નીચે પ્રમાણે જણાવે છે.

ચોવેદ ને ષટ્ શાસ્ત્રને વળી ભાષ્યાં પુરાણ સમસ્ત,
ઉપનિષદ્ તો માત્ર બાવન સુણ્યાં મંત્ર રહસ્ય પ્રશસ્ત;
ત્રિગુણ ભેદ પુરાણ સ્મૃતિનો ને મહારામાયણ સાર,
મહાભારત ઇતિહાસની પણ, કથા કહી વિસ્તાર.
વ્યાસ સૂત્રનું ભાષ્ય કહી, કહ્યો તત્ત્વ સારોદ્ધાર,
તેણે કરી સંદેહ છેદ્યા, ન રહી શંકા લગાર.
ચો સંપ્રદાય જે ભક્તિ કેરા, તહેના ભાષ્યા ભેદ,
શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું પ્રતિપાદન કર્યું સંવેદ.
વેદાર્થને વૃદ્ધિ પમાડે, એવાં સર્વ સાહિત્ય,
જોઇ પ્રસન્ન થયું અંતર મ્હારૂં, ખીલી બુદ્ધિ સત્ય.
વળી શિષ્ટ પુરુષના જે, સદાચાર વિચાર,
વિવેક નીતિ ને ધર્મના, સમજાવીઆ સુસાર.
વ્યાકરણ પિંગળ છંદ યુતના, કાવ્ય અપરપાર,
મર્મ તત્ત્વ પ્રબોધીને પ્રભુ શું કરાવ્યો પ્યાર

આ પંક્તિઓમાં પોતે જે જે વિદ્યા ભણેલા તેનો ઉલ્લેખ કર્યો છે. પણ આ સઘળી જ્ઞાનસામગ્રી તેમને ન્હાનપણમાં પ્રાપ્ત થયેલી હોય એ સંભવિત નથી. કારણ કે ન્હાનપણમાં વેદ, ઉપનિષદ્ અને ભાષ્ય જેવા ગ્રંથો સમજીને પચાવવા બહુ કઠિન છે. એ સામગ્રી તેમને મોટપણમાં મળેલી એમ માનવું વધારે ઉચિત છે.

કવિને આઠ વર્ષની ઉમ્મરે એટલે સંવત ૧૮૪૧ માં જનોઇ દેવામાં આવી હતી. આ વખતે ગંગા નામની કન્યાની સાથે કવિનો

વિવાહ કરવામાં આવ્યો હતો. સંવત ૧૮૪૩ માં પિતાનું મૃત્યુ થયું. આ સમયે દયારામની વય ૧૦ વર્ષની હતી. ઘરનો બધો બોજો માતા ઉપર આવી પડ્યો આ સમયે પુત્ર બીજાં બાળકોની માફક ખેલવા, રખડવા, અને ગાવામાંજ આનંદ માનતો. માતા પુત્રને ઘણી વખત રમવા ખેલવા માટે ઠપકો આપતી, પણ કવિ તો તેના આનંદમાં મસ્ત રહેતા. તેમને હજુ કમાવાની કંઇ પણ ચિન્તા જણાઈ નહોતી. તેઓ સાધુ અને મહાત્માઓની મંડળીમાં બેસતા અને ઈશ્વરનાં ભજનોની ધૂનમાં ભાગ લેતા. કવિમાં મૂળ કવિતાનું બીજ હતું અને તેમાં વળી ભજનમંડળીઓમાં ભજનો ગાવા જતા ત્યાંથી તેમને પણ ભજનો રચવાને પ્રેરણા મળતી અને તેથી કેટલાંક ભજનો પોતે આ વખતે રચતા. એટલામાં સંવત ૧૮૪૫માં માતા પણ ગોલોકવાસી થયાં. હવે કવિ એકલા રહ્યા. માતાના અવસાનથી તેમનુ હૃદય ઘણું ખિન્ન થયું. દુનિયામાંથી માતા જતાં આ સંસાર તેમને મિથ્યા જણાવા લાગ્યો. પ્રભુ સિવાય દુનિયામાંથી કોઇપણ રક્ષક નથી તેનું ભાન હવે તેમને થવા લાગ્યું.

'સાચું તે સગપણ રે, સમઝ મન શ્યામતણું;
બાકી સહુ જુઠું રે, કશું નથી કામતણું

જનુનીજનક એમ કર્યાં કેટલાં, હું જેટલી ધરી દેહ;
લ્હેણા દેણીનો સંબંધ તૂટ્યો, ત્યારે મૂળીને ગયાં સૌ તેહ.

કોઇએ ના બતાવ્યું રે ઠેકાણું વિશ્રામતણું'

## કવિશ્રીનો પ્રભુમય જીવન માટે સંકલ્પ

એ પંક્તિઓમાં સંસારની મિથ્યાતાના જે ઉદ્ગારો આગળ ઉપર કવિએ કાઢ્યા છે, તેનો અનુભવ હવે તેમને થવા લાગ્યો. આ વખતે કવિની કાકાની પુત્રી ધનગૌરી અને માસી દેવથા સિવાય બીજું કોઇ

પણ ચાંડોદમાં તેમનું નજીકનું સગું નહોતું. ડભોઈમાં તો મોસાળીઆં હતાં પણ ચાંડોદમાં તે એકલા હતા. આ વખતે તેમના જીવનમાં કેટલીક વિપત્તિઓનો પણ અનુભવ થયો. આ વિપત્તિઓએ તેમના આત્માને ઠીક કર્યો અને તેમને પ્રભુમાં વધારે શ્રદ્ધાવાળો બનાવ્યો. આ વિપત્તિઓના સમયે જ જીવન એટલે શું તેનો અર્થ તે કંઇક સમજી શક્યા અને તેથી ભવિષ્યમાં પ્રભુભક્તિમાંજ જીવનને ખપાવી નાખવું એવો સંકલ્પ કર્યો. આથીજ ગૃહસ્થાશ્રમના બંધનને પણ તોડી નાખવાની ઇચ્છા કરી. દયારામનો વિવાહ ઉપર કહ્યું તે પ્રમાણે એક ગંગાબાઇ નામની છોકરી સાથે કરેલો હતો. ન્યાતના રિવાજ પ્રમાણે તેમને રૂ. ૧૧૦૦)નું પલ્લું આપવાનું હતું. એ પલ્લું આપવાની તેમની શક્તિ નહોતી. તો પણ તેમની હોશિયારી જોઇને કન્યાનાં માતપિતાએ એમને એમ લગ્ન કરવાનું કહ્યું. પણ કવિએ પોતાના નિશ્ચિત કરેલા જીવનધ્યેયને વળગી રહીને લગ્ન કરવાની ચોકખી ના પાડી કારણકે કવિ આ સમયે પોતે જેમ આગળ પોતાના એક પદમાં ગાય છે તે પ્રમાણે ' એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો ' એ વિચારવાળા હતા. આથી તેમણે લગ્નનું બંધન અને તે દ્વારા સંસારનું બંધન તોડી નાખ્યું. તેઓ હવે પોતાનું જીવન જુદીજ રીતે ગાળવાની ઇચ્છાવાળા હતા. પણ માણસ ગમે તેટલા સંકલ્પો કરે પણ જો તે સંકલ્પોમાંથી તેને યોગ્ય દિશામાં દોરનાર ન હોય તો તે સંકલ્પો એમને એમજ રહી જાય છે,' એવો સર્વ કોઇનો અનુભવ છે. દયારામમાં શુભ સંકલ્પ જાગ્યા છે તેની ના નથી. પણ તે હજુ બાળ છે, તે જીવનના ઉમરા ઉપર ઉભા છે, તેને હજુ જીવનની લાંબી મુસાફરી કરવાની છે. તે મુસાફરી દરમ્યાન તે પોતાના ચિત્તને મજબુત રાખી શકશે ? એને શું યોગ્ય દોરનારની જરૂર નથી ? વેગથી દોડનારી હોડીને નાવિકની અપેક્ષા તો ખરીજને ? એમના જીવનની હોડી અત્યારે રેલમાં અથડાવા લાગી છે, પણ તેટલામાં પરમાત્માની કૃપાથી એક કુશળ નાવિક તેમને મળી જાય છે, અને તે આ નૌકાને તોફાની પવનોથી બચવાનો માર્ગ દર્શાવે છે.

## ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ અને કૃષ્ણભક્તિ માટે લગની

આ નાવિક તે બીજું કોઈ નહિ પણ બ્રહ્મસૂત્ર ઉપરના શ્રીવલ્લભાચાર્યના 'અણુભાષ્ય' ઉપર 'પ્રદીપ' ટીકા લખનાર, પેટલાદના રહીશ, જાતે શ્રીમાળી બ્રાહ્મણ, નામે ઇચ્છારામ ભટ્ટજી હતા. આ ભટ્ટજીની બેઠક હાલમાં ડાકોરમાં ગોમતી ઉપર છે. તેઓ અપૂર્વ પ્રભાવશાળી અને બ્રહ્મવાદના પ્રખર પંડિત હતા. તેઓ શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતમાં દૃઢ આસક્ત હતા. દયારામ અને ભટ્ટજી મહારાજનો સમાગમ પ્રથમ તેન-તળાવ આગળ થયો હતો આ સ્થાનમાં ભટ્ટજી બેસીને અસંખ્ય જન-સમૂહ સમક્ષ કથા કરતા હતા. દયારામે ભટ્ટજીની કથા વિષે કેટલુંક સાંભળ્યું હતું, તેથી તેમના હૃદયમાં પણ એ કથા શ્રવણ કરવાની સ્વાભાવિક ઉર્મિ જાગી. આથી તે પણ ત્યાં ગયા, અને કથા પૂર્ણ થયા પછી દયારામે કેટલુંક ગાયું. સંગીત એ દયારામની ઇશ્વરી બક્ષીસ હતી. જેવા તે કવિ હતા તેવાજ તે સંગીતજ્ઞ પણ હતા. આ સમયે તેમણે પોતાની મધુર વાણીથી તમામ શ્રોતાઓને અને ભટ્ટજીને પણ ચકિત કરી દીધા. જ્યારે દયારામનું ભજન પુરૂં થયું ત્યારે ભટ્ટજીએ તેમને તે કોણ છે અને ક્યાંથી આવે છે વગેરે પ્રશ્નો પૂછ્યા. દયારામે પોતાની બધી હકીકત તેમને જણાવી અને તેમને જ્ઞાન મેળવવાની કેવી ઉત્કટ ઇચ્છા છે તે પણ કહી, આથી ભટ્ટજી તેમના ઉપર સંતુષ્ટ થયા અને આ કોઇક અધિકારી જીવ છે એમ માનીને તેમને પોતાની પાસે રાખ્યા અને પોતે શ્રીવલ્લભાચાર્યના ભક્તિમાર્ગનું રહસ્ય તે કવિની આગળ ખૂલ્લું કર્યું. આ ભટ્ટજીના સમાગમથી તેમનું સંસાર ઉપરથી ચિત્ત હવે તદ્દન ઉતરી ગયું, અને કૃષ્ણભક્તિમાં તે વધારે ને વધારે ખેંચાવા લાગ્યું. ભટ્ટજીએ તેમને જણાવ્યું "તું કૃષ્ણભજન સારૂં કરી જાણે છે, વળી તુ કવિતા પણ કરી શકે છે તો તારી કવિતાને ભગ-વાનના ગુણગાનનું સાધન તું કરજે અને તું પોતે ભગવાનનું ભજન કર અને બીજાને કરાવ." આ પછી તેને તીર્થયાત્રા કરવાને પણ ઉપ-દેશ આપ્યો. આ સમયનું વર્ણન કવિએ 'ગુરુશિષ્ય સંવાદ'માં કર્યું

છે. તેમાં ભટ્ટજીના સમાગમ પૂર્વે પોતાની મનોદશા કેવી હતી તે વર્ણવીને પછી ભટ્ટજીની કૃપાથી તેમના જીવનનો પલટો કેવી રીતે થયો તે જણાવે છે ભટ્ટજીના સમાગમ પૂર્વે તેમનું મન ચગડોળે ચઢેલુ હતું. 'ચિત્ત ચગડોળે ચઢ્યું મ્હારૂંજી, બાળક બુદ્ધિથી હું શું નિર્ધારૂં જી' પણ ભટ્ટજીએ તેમની સર્વ શંકાઓનુ સમાધાન કરીને ભક્તિનો સ્પષ્ટ માર્ગ દેખાડ્યો, તેથી તેઓ કહે છેઃ—

સહુ શંકાનો નિર્ધાર કીધો, મળ્યા ભક્તિનિષ્ઠ;
ભટ્ટજી મહારાજ કહાવે, ડાકોરધીશ જેના ઇષ્ટ.

ઇચ્છારામ ભટ્ટજીના સમાગમે દયારામના ચિત્તમાં સ્થિરતા આણી, અને કૃષ્ણભક્તિમાં લગની લગાડી. જેમ જેમ તે ભટ્ટજીના વધારે સંસર્ગમાં રહ્યા તેમ તેમ તેમની દૃષ્ટિ વધારે ને વધારે ખૂલતી ગઈ. ભટ્ટજીની સાથે કેટલોક વખત સુધી કવિ ડાકોર જઈને રહ્યા અને ત્યાં 'અજામેલાખ્યાન, તથા ઓડાણાખ્યાન' રચ્યાં. તેમજ રણછોડરાય વિષેનાં કેટલાંક પદો જેમકે 'ચાલો નિરખીએ રણછોડરાય રે ઠાકોર ડાકોરના", 'રૂપાળા રાય રણછોડ છે જી હો રાજ રૂપાળા શ્રીરણછોડજી' 'રાજરૂપાળા દ્વારિકાધીશ રે' વગેરે. આ સમય દરમ્યાન કવિએ રચ્યાં છે. ભટ્ટજીએ દયારામને યાત્રા કરવા સૂચવેલું તે પ્રમાણે પોતે યાત્રા માટે નીકળ્યા. તેમના મામાએ એવું કહીને અટકાવવા લાગ્યા કે ' નાગરને માટે તો કલમ કડછી કે બડછી એજ મુખ્ય વિદ્યા હોઇ શકે. ' પણ કવિએ તેમનું કહ્યું માન્યું નહિ, અને પોતાના નિશ્ચયને ઠેઠ સુધી વળગી રહ્યા.

### યાત્રાર્થે ગમન

આ સમયે એક વેણીભાઇ બહેચરભાઇ નામના માણસ લગભગ ૧૫૦૦ માણસોનો કાફલો લેઇને વડોદરેથી સંઘ કાઢીને યાત્રાએ નીકળવાના છે એવું દયારામના જાણવામાં આવ્યું તેથી તે જાતે વડોદરેથી ત્યાં ગયા અને સંઘમાં ભળ્યા, અને પ્રથમ શ્રીનાથદ્વારાની યાત્રાએ ગયા.

શ્રીનાથજીની મૂર્તિ સમક્ષ પોતે બેસીને તેનું કીર્તન કરતા અને અનેક પદો બનાવતા. 'મોહન મધુરાકૃત શ્રીનાથજી રે, નટવર નંદકુમાર' 'શ્રી ગોવર્ધનધર લાડીલો રે, સંગે શ્યામા પ્યારી' 'સદ્ગુણ સિંધુ શ્રીનાથજી રે સહેજે સહુ કોને મોહ લાગે રાજ' 'કેવા કહીને વર્ણવું હે શ્રીનાથજી', 'શ્રીનાથજીનું વદનકમળ જોયું જેણે એકવાર શ્રીનાથજીનું' વગેરે ઉત્તમ પદો આ યાત્રા દરમ્યાન કવિએ રચ્યાં હતાં. કેટલીક વખત કવિ પ્રેમભક્તિના આવેશમાં શ્રીજીને ઉપાલંભ આપતા જેમકે 'શું કહીએ શ્રીજી શરણ પડ્યાને સંતાપો. એ કેહું કૌતુક દુષ્ટ વિમુખ સુખ આપો રે'. એમ કહેવાય છે કે આ પદથી શ્રીજી બહુ ગુસ્સે થયા અને દયારામનાં દર્શન બંધ કરવાને મહારાજને આજ્ઞા કરી. મહારાજે તેથી તેમનાં દર્શન બંધ કરાવ્યાં. પણ કવિના હૃદયમાં પ્રભુ માટે અત્યન્ત આર્તિ હતી તેથી ત્યાં બનાસ નદીના તટ ઉપર બેસીને આંખમાં અશ્રુસહિત પદો ગાવા લાગ્યા. આથી શ્રીનાથજીએ તેમના પ્રેમથી વશ થઈને દર્શન ખોલવાને ફરીથી આજ્ઞા આપી અને તે પ્રમાણે દર્શન ખુલ્લાં મૂકવામાં આવ્યાં. આ વખતે તેમણે 'સર્વના શિરોમણી શ્રીનાથજી રે લોલ' વગેરે પદો ગાયાં. નાથદ્વારામાં કવિ જેટલા દિવસો રહ્યા ત્યાં સુધી તેમને સારા સારા ઉસ્તાદો અને કવિઓનો પણ ઠીક સમાગમ મળ્યો. અહિંથી પોતે કાંકરોલી ગયા. નાથદ્વારાથી જતી વખતે મહારાજે તેમને એક ઉપરણો આપ્યો હતો. એ ઉપરણો કવિએ ઘણા વખત સુધી પોતાની પાસે રાખ્યો હતો. કાંકરોલીમાં થોડા દિવસ રહ્યા પછી ગોકુળ, મથુરાં અને વૃંદાવનમાં કવિ ગયા. પ્રથમ યમુનાજીનાં દર્શન કર્યાં અને તેમાં સ્નાન કર્યું. અહિંઆં યમુનાજીની સ્તુતિનું 'દુઃસ્વભાવથી જનાએ દુર્મતિ ટાળો માજી' 'શ્રીગોપીજન વલ્લભ અતિવલ્લભ મને કરો શ્રીયમુનાજી' એ પદ ગાયું. પછીથી ગિરિરાજજીનાં દર્શન કર્યાં ત્યાં 'શ્રીગિરિરાજાષ્ટક' કાવ્ય રચ્યું. પછીથી વૃંદાવનની ભૂમિમાં બંસી બટેશ્વરમાં ગયા. આ સ્થળે જે જે તેમણે અનુભવ્યું તે 'શ્રી વૃંદાવનવિલાસ' નામના કાવ્યમાં તેમણે વર્ણવ્યું છે. આ ઉપરાંત 'શ્રી તનનન થેઇ તા' નામનો

રાસનો ગરબો અને બીજી કેટલીક ગરબીઓ પણ અહિંઆં આગળ રચી હતી. વૃંદાવનની આસપાસનાં બાર વન અને ચોવીસ વનમાં ફર્યા અને ચોરાશી વ્રજની પરિક્રમા કરી. આ વ્રજની ભૂમિનુ વર્ણન

> 'વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું મુને ન ગમે ચતુર્ભુજ થાવું,
> ત્યાં શ્રીનંદકુંવર કયાંથી લાવું.'

એ પદમાં કવિએ કર્યું છે. આમાં વ્રજની ભૂમિને વૈકુંઠ કરતાં પણ અધિક જણાવે છે. કવિ કહે છે 'કે વ્રજની એક રજ ઉપર પણ ચાર જાતની મુક્તિને હું વારી જાઉં છું' આ યાત્રા કવિની કવિતા ઉપર અનેરી ભાત પડે છે. તેણે રચેલાં 'ષડ્ઋતુ'નાં કાવ્યો વ્રજની ભૂમિનાં સાક્ષાત્ દર્શનનું પરિણામ છે. કવિએ જે જે તીર્થયાત્રાઓ કરેલી તે બધાંનું સંપૂર્ણ વર્ણન 'રસિકવલ્લભ'માં આપ્યું છે. તે ઉપરથી એમ જણાય છે કે કવિ પ્રથમ ગોકુળ મથુરાંની યાત્રાએ ગયેલા અને ત્યાર પછી હિમાલય તરફ બદ્રીનાથ અને કેદારેશ્વર, માનસરોવર, કુરુક્ષેત્રની યાત્રા કરીને અયોધ્યા ગયેલા. ત્યાંથી પ્રયાગરાજ, પછી ચિત્રકૂટ, કાશી, ગયા, વૈદ્નાથ, વૈતરણી ક્ષેત્ર અને જગન્નાથપુરીની યાત્રા કરીને પદ્મનાભજી, શ્રીરંગજી, શિવકાંચી અને વિષ્ણુકાંચી, રંગસ્વામી શ્વેતબિંદુ રામેશ્વર વગેરે દક્ષિણના સ્થળોની યાત્રા કરી. પછી પંઢરપૂર તરફ આવ્યા. ત્યાં ચંદ્રભાગામાં ન્હાયા અને શ્રીવિઠ્લેશ્વરનાં દર્શન કર્યાં. પછી ત્ર્યંબકેશ્વર, નીલગિરિ કલખલ વગેરે તીર્થસ્થળોમાં થઇને પંચવટીમાં ગયા અને દંડકારણ્યની યાત્રા કરી. ત્યાંથી રેવાસાગર ન્હાયા, પછી લોટેશ્વરતીર્થ અને ભૃગુક્ષેત્રમાં ન્હાયા અને શુકલતીર્થ યાત્રા કરી છેવટે ડાકોર આવ્યા, ત્યાંથી પાછા દ્વારકા ગયા. આ પ્રમાણેનો પોતાની યાત્રાનો ક્રમ રસિકવલ્લભમાં જોવામાં આવે છે. એકંદરે કવિએ ત્રણ યાત્રાઓ કરેલી મનાય છે. તે બધી યાત્રાઓ આ ક્રમ પ્રમાણેજ કરેલી કે કેમ તે સ્પષ્ટ કહી શકાય નહિ. પ્રથમ યાત્રા પૂર્ણ થયા પછી કવિને વડોદરા મુકામે તેમના ગુરુ વલ્લભલાલજીએ બ્રહ્મસંબંધ કરાવ્યું હતું, અને શ્રી.

મદનમોહનજીની સેવા કવિને માથે પધરાવી. વૈષ્ણવધર્મમાં મર્જાદીનો એક વર્ગ હોય છે, તેઓ અમુક પ્રમાણનું કઠણ વ્રત લેનાર હોય છે.

## ડભોઈમાં કવિએ કરેલો નિવાસ અને કવિનું દૈનિક જીવન

કવિએ પ્રથમ મન મરજાદ* સંવત ૧૮૫૮માં લીધી હતી અને પાકી મર્જાદ સંવત ૧૮૬૧માં બીજી યાત્રા વખતે લીધી હતી. સંવત ૧૮૬૫માં બત્રીશ + વર્ષની વયે છેલ્લી યાત્રા પૂરી કરીને હમેશને માટે કવિએ ડભોઇમાં નિવાસ કર્યો. ચાંદોદમાં કોઇપણ તેમનું સગું નહોતું, તેથી મોસાળમાં રહેવાનો નિશ્ચય કર્યો વળી ડભોઇમાં રહેવાનું બીજું કારણ એ હતુ કે ચાંદોદ એ યાત્રાનુ સ્થળ હોવાથી ઘણા યાત્રાળુઓ તેમનું નામ સાંભળીને આવતા હતા, આથી ભક્તિ અગર સેવામાં તેમને અડચણ થતુ પડતી હતી. ડભોઇ રહીને પોતાના જીવનના ધ્યેયને તેમણે આચારમાં મૂકવા માંડ્યો. તેમનું ધ્યેય ભગવાનની ભક્તિ કરવી એજ હવે થયું હતું, અને તેમાંજ આખો દિવસ લીન રહેતા. ઉદરનિર્વાહ માટે પણ ચિન્તા રાખતા નહિ તેમણે પોતાની સર્વ ચિન્તા પ્રભુનેજ સોંપી દીધી હતી. એક પદમાં તે પોતાના મનને ઉદ્દેશીને કહે છે, 'ચિત્ત તું શીદને ચિન્તા કરે. કૃષ્ણને કરવું હોય તે કરે.' આ પદમાં ચિન્તાનો ત્યાગ કરવાને મનને કરેલો ઉપદેશ તેમણે બરાબર રીતે આચારમાં મુક્યો. સાધારણ રીતે તેઓ દિવસમાં એક વખત જમતા, અને તેમનું માસિક ખર્ચ રૂ. ૪) થી વધારે નહોતું આવતું. પણ તેમની પાસે થોડીક જમીન હતી, તેમાંથી વાર્ષિક રૂ ૧૫) જેટલી આવક આવતી બાકીના ખર્ચ પેટે ડભોઇના મહાજને તેમને માટે લાગો કરી આપ્યો હતો. કેટલાક તેમની કથા સાંભળવા આવતા તે વખતે કંઇને કંઇ લાવતા. એમની ઉત્તરોત્તર લોકપ્રિયતાને લીધે શેઠશાહુકારો, સરકારી નોકરો. અને હાકેમો

---

* જુઓ દ. કા. જીવનચરિત્ર પૃ. ૧૫૨
+ " પૃ. ૧૫૫

પણ તેમની પાસે આવતા અને તેઓ પણ કવચિત્ બક્ષિસો આપી જતા, આ રીતે તેમને ઉદરનિર્વાહ માટે ચિન્તા કરવાની જરૂર જ રહેતી નહોતી એમને એમ આવે તો લેવું પણ કોઇની પાસે યાચના કરવી નહિ એવો કવિનો ટેક હતો અને તે તેમણે દેહ સુધી પાળ્યો હતો. રહવારમાં વહેલા ઉઠીને બપોરના બાર વાગ્યા સુધી સેવામાં રહેતા. પછીથી ગ્રંથો અવલોકતા અને સાયંકાળે વ્યવહારનું કાર્ય કરતા અને રાત્રિના વખતે ભગવત્કથા કરતા. આ રીતની તેમની દિનચર્યા હતી. તેમની પાસે ભગવત્કથા શ્રવણ કરવાને ઘણા લોકો એકત્ર થતા. કેટલીક વખત બહારગામના લોક પણ આવતા. વડનગરા નાગરો, બ્રાહ્મણો, વાણીઆ, પાટીદાર, સોની વગેરે તમામ ન્યાતના માણસો તેમની કથાથી મુગ્ધ થઇ ગયા હતા. એટલુંજ નહિ પણ સંત, મહન્તો પુરાણીઓ, પંડિતો અને કથાકારો તથા હિન્દુ સિવાયના મુસલમાન અને પારસીઓ પણ તેમની કથામાં બેસતા. કથા મુખ્યત્વે શ્રીમદ્ભાગવતના પ્રસંગ ઉપર અગર ભગવદ્ગીતા ઉપર થતી, અને તે વખતે નવાં નવાં પદો તાત્કાલિક રચીને શ્રોતાઓને કથારસમાં લીન કરી દેતા. દયારામભાઇ જ્યારે કથા કરે ત્યારે સંપૂર્ણ શાન્તિ ફેલાઇ રહેતી હતી. અને પુરુષ તથા સ્ત્રીઓમાંથી કોઇપણ ત્યાંથી ઉઠવાનો વિચાર સરખો કરતું નહિ અને ચાતકની માફક એકચિત્તથી શ્રવણ કરતા તેઓ અનેક રાગ રાગણીઓમાં પદો લલકારતા અને સાથે સિતાર વગેરે વાદ્યનો સૂર પણ તેમાં મેળવતા. તેમના શિષ્યોમાં જોષી રણછોડભાઇ હરિભાઈ અને ગિરિજાશંકર હરિભાઇ એ બે મુખ્ય હતા. આ બે શિષ્યોની દયારામમાં બહુ આસ્થા હતી. કારણ કે તેમના સંગમાં આવ્યા પછી તેઓ પૈસે ટકે કંઇક સુખી થયા હતા. આમના સિવાય બીજા ઘણા શિષ્યો હતા. તે તમામ શિષ્યો તરફ દયારામ સરખા પ્રેમથી જોતા. શિષ્યોનો તેમના તરફ જેટલો પ્રેમ હતો તેથી બલ્કે વધુ તેમનો તેમના તરફ હતો. આ શિષ્યોમાં એક અમીન ઘેલાભાઇ દુર્લભદાસ હતા, તે કવિ જે જે પદો ગાતા તે તમામ ઝડપથી અને શુદ્ધ રીતે ઉતારી લેતા હતા. આ શિષ્ય મરી ગયા, ત્યારે

તેમણે પોતાનાં છોકરાં તથા ગુમાસ્તાને દયારામભાઇના ગ્રંથોને 'અષ્ટસિદ્ધિ અને નવનિધિરૂપ' માનીને તેમનું જતન કરવાને ફરમાવ્યું હતું.

ભજન સિવાય બીજું કાર્ય ના છૂટકે કરતા. કોઈ કોઇ વખત જ્ઞાતિના કામમાં તેમને જવું પડતું હતું. પણ તે કામ એવી ન્યાયપૂર્વક રીતે કરતા કે બીજાઓ કવિના તરફ માનથી જોતા.

## દયારામભાઇના કેટલાક ગુણો

સ્પષ્ટવક્તૃત્વ એમનો ખાસ ગુણ હતો. જે કંઇ બીજાને કહેતા તે સ્પષ્ટતાથી. આડો પડદો રાખ્યા વગર કહેતા. કદાચ કોઈ મોટો માણસ તેમની કથામાં આવ્યો હોય તો પણ તે સંકોચાતા નહિ. તેમ કોઇની ખુશામત કરતા નહિ. એક વખત એક વહિવટદાર તેમની કથામાં આવ્યો હતો. તે કથા અડધી થઇ તેટલામાં તે ભાઇ ઉઠી જવાને લાગ્યો. આથી કવિએ તેમને કહ્યું 'તમને મોટાઇ આપનાર ભગવાનની કથામાં રસ પડતો નથી, અને ઉઠી જવાને તલપાપડ થયા છો, તો આ તમારી મોટાઇ હવે તમારી પાસે શું કરાવશે?' (જુઓ દયારામ જીવનચરિત્ર પૃ. ૧૬૮) પોતે જેટલા શુદ્ધ હૃદયના હતા તેટલાજ **નિરભિમાની** હતા. ઉદારતા પણ તેમનો ખાસ ગુણ હતો. તેમણે પંડિતો, શાસ્ત્રીઓ અને પુરાણીઓનું પણ માન ઉતાર્યું હતું એક વખત પુરાણી લોકો પોતાના સંસ્કૃતના જ્ઞાનથી છકી જઇને તેમની નિન્દા કરતા હતા ત્યારે તેમણે 'ભાગવત ભણીને શું કીધું એ ભાઈ રે, તે ભાગવત ભણીને શું કીધું?' એ પદથી તેમના ભાગવત વિષેના જ્ઞાનની પરીક્ષા કરી. તેજ પ્રમાણે શાસ્ત્રીબાવાઓને, પણ 'કરો મારા પ્રશ્નનો ઉત્તર જ્ઞાની! પૂછું પંડિત બુધ્ધ્યભિમાની' એ પદથી પરીક્ષા લેઇને તેમને હરાવ્યા હતા કોઇ વેદપાઠી વેદના અભિમાનવાળા હોય તો તેમને તેઓ ઝાંખા પડી જતા અર્થ સમજાવવાનું કહેતાં. કહેવાય છે કે કવિની કવિતા સાંભળીને એક સંખેડા મહેવાસનો ઓલીયો ફકીર કવિની પાસે તેમનાં બીજાં ભજનો સાંભળવાને આવ્યો હતો, અને જ્યારે કવિ તેને સંભળાવતા હતા ત્યારે તે ગદ્ગદિત થઇ જતો. કવિના

કાવ્યનો પ્રવાહ સારાએ ગુજરાતમાં પ્રસરી ગયો હતો અમદાવાદથી મોટા મોટા શેઠીઆઓ તેમનું ભજન સાંભળવાને ખાસ આવતા, અરે ખાસ ગોસ્વામી મહારાજો તથા ખુદ ગાયકવાડ સરકાર પણ આવતા. સંવત ૧૮૪૭ માં ફત્તેસિંહરાવ ગાયકવાડનો જ્યારે ડભોઇ મુકામ હતો ત્યારે તે કવિના મુકામે ગયેલા અને તેમની પાસેથી ભજનો સાંભળ્યાં હતાં. તેમજ કવિએ તેમના આગ્રહથી 'પધાવે ભાયગ નરસિંહ મહેતાચે' એ મનડી લાવણી ગાઇ બતલાવી હતી. ત્યારપછી ૧૮૭૭ માં ફત્તેસિંગરાવના ભાઇ સયાજીરાવ તે કવિની મુલાકાતે ગયા હતા અને કવિએ તેમને પણ કેટલાંક નવાં પદો બનાવીને ગાઇ બતલાવ્યાં હતાં.

### કૃષ્ણરામ વ્યાસ સાથે કવિનો સંબંધ

કવિના મિત્રોમાં અમદાવાદવાળા માધવરામ વ્યાસ અને કવિ કૃષ્ણરામ પણ હતા આ મિત્રોના આગ્રહને લીધે કવિ ઘણી વખત અમદાવાદ જતા. આ મિત્રો વચ્ચે પત્રવ્યવહાર પણ ચાલતો, તેમાંનો એક સંવત્ ૧૮૮૬ માં જે થયેલો છે તે દયારામભાઇનાં જીવનચરિત્રમાંના પરિશિષ્ટ ૬ માં પ્રકટ થયો છે. તે ઉપરથી તેમની વચ્ચે કેવા પ્રકારની મૈત્રી હતી તે સમજી શકાશે. એ મૈત્રી નિઃસ્વાર્થ હતી. કૃષ્ણરામને દયારામ સાથેનો સંબંધ ડભોઇમાંજ થયેલો. કૃષ્ણરામ વ્યાકરણના બહુ અભિમાની હતા અને દયારામનો પ્રાકૃત ભાષામાં કાવ્ય રચવા માટે ઉપહાસ કરતા. પણ કવિએ તેમને 'શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી ?' એ પંક્તિથી નિરુત્તર કર્યા હતા. ત્યારથી તે બન્ને વચ્ચે ગાઢ મૈત્રી બંધાઇ હતી. કૃષ્ણરામે દયારામભાઇને ઉદ્દેશીને ઘણાં કાવ્યો રચ્યાં છે. દયારામભાઇના 'સદન સત્રાજિતને મોહલો રે' એ મીરાની ઢબ પ્રમાણે નીચે પ્રમાણે પ્રશસ્તિનું ઓધરૂપે કાવ્ય દયારામભાઇના નામાક્ષરનું રચેલું હતું.

> વિદ્વ પુરુષ ! વિજ્ઞપ્તિ વાંચજો રે,
> વર્ણું અતંત્ર તણો જે વિવેક;

તારકનાથે તમને આપીયો રે,
અવજો થવા ન દેશો એમ. વિત પુરુષ !

દ આપ્યો તે દરદ દુરાવવા રે,
યા આપ્યો થાવા નિજ યાદ;
રા રાધાવર હૃદે રાખવા રે,
મ વર્જવા મતનો માદ. વિત પુરુષ !

દ આપ્યો દક્ષોને ઉપાસવા રે,
યા મથવા યા અયાતયામ;
રા રાગે થાવા અનુરાગને રે,
મ મધુહામાં થવા મુકામ. વિત પુરુષ !

દ આપ્યો દમ દેહને સાધવા રે,
યા યાત્રા કરવાને સર્વ;
રા રાકેશ તિલકથી રાચવા રે,
મ મદહીન થવા મન ગર્વ. વિત પુરુષ !

દ દધ્યાદિ વરણ દીન ન થવા રે,
યા યાદવપતિ કરવા કાજ,
રા રાધાભક્તિ તણું રાજ્ય થવા રે,
મ મહાજન તણો થવા સમાજ. વિત પુરુષ !

ચતુરક્ષરે કરીએ એનામણી રે,
દયારામની એ દુયારામ !
મદન કદન મધુસુદન એક છે રે
જન માટે એ જુદાં નામ. વિત પુરુષ !

જુદા જાણે એ નડશે જ્વનિકા રે,
રામ થવે પાડો રહે દૂર;
કૃષ્ણારામ એમ અનન્ય કૃષ્ણને રે,
ભજજો દયારામ ભરપૂર. વિત પુરુષ !

વળી આ કૃષ્ણરામે 'રામાનુજ ન થશો કોઇ વાકયથી રે' એ લીટીથી શરૂ થતું એક લાંબુ કાવ્ય દયારામભાઇના ધોળના રાગમાં લખ્યું છે. એ બન્ને વચ્ચે કેટલીક કવિતાના વિષયની પણ સારી ચર્ચા થતી હતી

## કવિની અયાચક વૃત્તિ અને તેનો માની સ્વભાવ

આ રીતે આ કવિ કૃષ્ણભકિતનાં કાવ્યો રચીને તેનો પ્રચાર કરતા તથા ભકિતમય જીવન શાંતિમાં ગાળતા હતા. આ બધો સમય તેમણે ડભોઇમાંજ ગાળ્યો હતો તેમણે યાત્રાઓ કરીને આવ્યા પછી ડભોઇમાંજ નિવાસ કરેલો એટલે પછીથી ડભોઇથી બહાર નીકળેલાજ નહિ પણ છેવટે એક વખત સંવત ૧૮૮૮ માં શ્રીનાથજીની યાત્રાએ ગયા હતા અને શ્રીજીની છેલ્લી ઝાંખી કરીને પાછા વતનમાં ફર્યા અને અસલની માફક પોતાનું જીવન ગાળવા લાગ્યા. કવિનો ખાસ ગુણ તેમની **દીનતા અને અયાચક વૃત્તિ** હતી, અને આ વૃત્તિને લીધેજ તેમણે કૃષ્ણ સિવાય બીજા કોઇની કવિતા લખી નથી. ભરૂચવાળા ચિમનલાલ તે દયારામના ઇષ્ટ મિત્ર હતા તેમણે દયારામને ઘણી મદદ કરી હતી, પણ દયારામ તેમને કહેતો 'ચીમનલાલભાઈ! તમે મને ઘણી મદદ કરી છે તે હું જાણું છું. પણ કૃષ્ણ સિવાય બીજા કોઇની પણ કવિતા નહિ બનાવવી એવો મેં ટેક લીધો છે તેથી હું તમારી કવિતા લખીને તમને અમર બનાવી શકતો નથી આ અયાચક વૃત્તિને લીધેજ તેમણે વડોદરાવાળા ગોપાળરાવ મ્હૈરાવ નામના ગર્ભશ્રીમંત દક્ષિણી ગૃહસ્થની (દયારામભાઈ) તેમની પાસે પદો રચાવવાની માગણીનો અનાદર કર્યો હતો. એ ગૃહસ્થે દયારામને કહ્યું કે તમે અમારા ગણપતિનાં પદો બનાવી આપો તો તમને સારૂં વર્ષાસન આપવામાં આવશે. પણ કૃષ્ણભક્તિના ટેકવાળા કવિએ તે માગણી સ્વીકારી નહિ. ખરેખર તેમનો ટેક આ બાબતમાં તુલસીદાસજી જેવો હતો. કહેવાય છે કે કવિને કેટલાક ચમત્કારો પણ દેખાયા હતા.

આ સર્વે તેમણે તેમની 'અનુભવમંજરી' નામના કાવ્યમાં નોંધ્યા છે. કવિને પોતાના મત માટે ખાસ આગ્રહ હતો. તે બીજાની

નિંદા કરતા નહિ. પણ જો બીજો કોઈ પોતાનું અગર પોતાના મતનું ઘસાતું બોલતો તો તેમને તે પસંદ પડતું નહિ. તેમનો સ્વભાવ એવો માની હતો કે ચ્હાય તો કોઇ રાજા મહારાજા અગર ખુદ ગોસ્વામી મહારાજ હોય તો પણ તે કોઇનાથી ગાંજ્યા જતા નહિ. એક વખત સીનોર ગામમાં શેઠ લાલભાઇ હરજીવનને ત્યાં વૈષ્ણવમંડળી ભેગી થયેલી. તે વખતે ભરૂચવાળા વૈષ્ણવભક્ત દીક્ષિતજી અને દયારામ બન્નેને નોતરવામાં આવ્યા હતા. મંડળીમાં રિવાજ પ્રમાણે જ્યારે ભજનની શરૂઆતમાં તિલક કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે દીક્ષિતજીને તિલક પહેલું કરવામાં આવ્યું, આથી દયારામ રીસાઇ ગયા અને જતી વખતે વૈષ્ણવોને કહ્યું 'શું હું દીક્ષિત કરતાં ઉતરતો છું કે મને પહેલું તિલક નહિ ?' શેઠે તથા વૈષ્ણવોએ કવિને ઘણા સમજાવ્યા પણ તે એકના બે થયા નહિ. ત્યાર પછી બેઠકમાં તે ન ગયા એટલુંજ નહિ પણ સીનોરમાં પણ તેઓ ઘણો વખત રહ્યા નહિ. બેઠકમાંથી ઉઠયા પછી તેમનો ગર્વ ઉતારવાને નીચે પ્રમાણેની સમસ્યા લખીને દીક્ષિતજીને તથા બેઠકના પુરાણીઓને તેનો અર્થ કરવાને મોકલીઃ—

" ધર્મ ધુરંધર વડો વિવેક, તે ઘેર કૌતક દીઠું એક.
પિતા પોતાના સુતનો ભ્રાત, સ્વામી તેજ પિતાનો તાત.
માત શ્વસુરની પોતે પત્ની, જનક જનેતા સત્ય સત્પત્ની,
સ્વામી હરિ અરિનો તાત, સ્ત્રી કોણ જગતની માત.
શ્રી ભાગવત તણી એ કથા, રખે માનના ટીંખળ વૃથા,
દયારામ કહે ચેત ચતુર, જો તુજમાં બુદ્ધિ ભરપુર." *

આ સમસ્યાવાળી કવિતા વાંચીને બધા પુરાણીઓ ચકિત થઈ ગયા અને પોતાની બુદ્ધિને કસવા લાગ્યા, પણ કવિએ જે કવિતામાં ઉલ્લેખ કરેલા કથા ભાગને સમજી શકયા નહિ. આખરે તેઓ કવિ

---

* આના અર્થ માટે જુઓ રા. ના. ૫. શાહનું 'ભક્તકવિ શ્રી દયારામભાઈનું જીવનચરિત' પૃ. ૨૬૦ ની ફુટનોટ.

પાસે આવીને નમી પડયા એટલે કવિએ તેમને તેનો અર્થ. સમજાવ્યો, કવિની કાવ્યશક્તિનાં વખાણ બહુ થવા લાગ્યાં. શીઘ્રકવિ તરીકેની તેમની કીર્તિ સર્વત્ર પ્રસરવા લાગી. ધીમે ધીમે ફક્ત ગુજરાતમાંજ નહિ પણ આખા ગુજરાતમાંએ તે પ્રસિદ્ધ થયા.

## કવિનો મંદવાડ

આખરે સંવત ૧૯૦૮ ના માગશર મહિનામાં તે મંદવાડમાં સપડાઇ ગયા. કવિ ચેતી ગયા કે હવે આ મંદવાડને લીધે તેમનું જીવન લાંબો વખત ટકી શકશે નહિ તેથી તેમણે પોતાની પાસે જે કંઈ હતું તેનું મૃત્યુપત્ર કરી નાખ્યું (જુઓ પરિશિષ્ટ ૧). મરતા પહેલાં પોતાની જીવનક્રિયા કરવાની પોતાને ઇચ્છા ખાસ હતી તેથી તેમણે તે માટે ગામેગામ જ્યાં જ્યાં પોતાના પ્રશંસકો અને હરિજનો હતા તેમને તે વિષેના પત્રો લખ્યા અને તે બધાઓએ ઉત્સાહથી જીવિત ક્રિયામાં ભાગ લીધો. તેઓના તરફથી પૈસા તથા સીધાની સારી મદદ મળી, અને તેમાંથી જીવિત ક્રિયાનું ખર્ચ કવિએ કાઢયું. હવે મંદવાડ દિવસે દિવસે વધતો ગયો. તે મંદવાડ ઘણા વખત સુધી લંબાયો. વચ્ચે કેટલોક વખત સારું થતું, તો વળી પાછા ફરીથી ઉથલો ખાતા. છેવટે ૧૯૦૯માં તે ખાટલે પડયા. આ મંદવાડના સમયમાં પણ તેમના મુખથી પ્રભુનાં ભજનોજ ગવાતાં હતાં તે સિવાય બીજું કંઇ પણ તેમને સાંભરતું નહિ. કવિ પોતે એમ માનતા કે તેમનો આ જન્મ છેલ્લામાં છેલ્લો હતો. તેથી ભગવદ્ ગુણગાન સિવાય બીજી કશી બાબતમાં તે ધ્યાન આપતા નહોતા. તેમના શિષ્ય રણછોડ, વસંતરામ અને અમીન ઘેલાભાઇ, તેમજ રતનબાઈ જે સેવાનું કામ સંભાળતાં હતાં તેમણે દયારામના મંદવાડમાં સારી ચાકરી કરી હતી. તેમની દવા કરવાને આ શિષ્યો એક વખત વૈદ્યને બોલાવી લાવ્યા ત્યારે કવિએ તેમને એવો જવાબ આપ્યો કે તમે શા માટે દવાની ખોટી ધાંધલ કરો છો? શું આ દવા મૃત્યુના દોમને ટાળી શકશે? જો તે ટાળી ન શકે તો શા માટે તેનું સેવન

કરવાને તમે મને આગ્રહ કેમ છો? મારે માટે તો પ્રભુભજન એજ પરમ ઔષધ છે. બાકી દેહનાં દુઃખો તો દેહે ભોગવવાંજ જોઇએ. આમ તેમને ઠપકો દઇને પ્રભુનું ભજન કરવાને કહેતા. આ વખતે તેમણે પોતાના શિષ્યોની સમક્ષ નીચેનું પદ ગાયું હતું:—

'મનજી મુસાફર રે ચાલો નિજ દેશ ભણી'

## કવિનું અવસાન

કવિના અવસાન કાળ વખતે તેમના શિષ્ય રણછોડે કવિની પાદુકાનું પૂજન કરવાને માટે માગણી કરી. પણ કવિએ ઉત્તર આપ્યો, 'અરે એ શું બોલ્યા? હું તો ભગવાનના દાસનો પણ દાસ અને મારી પાદુકાનું પૂજન હોય! મારે શિષ્યો ન હોય, તેમ છતાં તમને મારે માટે માન હોય તો મારી પાદુકાનું પૂજન નહિ કરતાં, મારાં પદ બીજાઓની આગળ ગાઈ બતાવવાં, આ રીતે પોતે પોતાનો નવો સંપ્રદાય અગર વાડો સ્થાપવાની વિરુદ્ધ હતા.

માઘ સુ. ૧૪ ને સોમવારે 'શરણ પડ્યો છું રે શ્રીહરિ' તથા 'દર્શન દોની દાસને' એ પદ પૂર્ણ ભક્તિભાવથી કવિએ પોતાના શિષ્યો પાસે પથારીમાં સૂતાં સૂતાં ગવડાવ્યાં ત્યાર પછી માંદવાડની સ્થિતિ ગંભીર થઈ, છેવટે સંવત ૧૯૦૪ ના મહાવદ ૫ ને સોમવારને દિવસે પ્રભાત સમયે તેમનો આત્મા આ દુનિયાને ત્યજીને પ્રભુના ધામમાં ચાલી ગયો. કવિના અવસાનના સમાચાર આખા ડભોઇમાં વિજળીની વેગે ફેલાઈ રહ્યા, અને એકદમ તેમના અંત્યેષ્ટિ સંસ્કાર માટે અસંખ્ય માણસોની મેદની તેમના ઘર આગળ એકત્ર થઈ. ડભોઈના મનાપુર ચકલાથી તે નાંદોદી ભાગોળ સુધી લોકની ભારે ઠઠ ત્યાં જામી. લોકો કવિનાંજ પદો ગાતા ગાતા શબને ચાંદોદ લઇ ગયા, ચાંદોદના લોક પણ પોતાના ગામના મહાપુરુષના શબને માન આપવાને ભેગા થયા હતા. રેવા નદી ઉપર ચક્રતીર્થના ઓવારા આગળ તેમના દેહનો સંસ્કાર કરવામાં આવ્યો.

આ રીતે કવિનું જીવનચરિત્ર અહિંઆં સમાપ્ત થાય છે.

કવિના જીવન-ચરિત્ર લખનારાઓમાં કેટલીક ઐતિહાસિક વિગતોમાં જૂદા જૂદા અભિપ્રાયો પ્રવર્તે છે.

તે અભિપ્રાયો અહિંઆં ટુંકમાં આપવાની જરૂર હોવાથી અત્રે તે નીચે પ્રમાણે નોંધવામાં આવે છે.

## કવિના જીવનની ઐતિહાસિક વિગતોમાં કેટલાક જાણવા જેવા નિર્ણય

૧ દયારામની માતાનું નામ રાજકોર હતું. કવિ નર્મદાશંકર, રા. કાંટાવાળા, ઇચ્છારામ દેસાઇ અને રા. ત્રિભુવન શેઠ, 'રતનબાઇ' જણાવે છે. રા. ડભોઇવાળાએ છપાવેલા જીવનચરિત્રમાં મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર એવું આપ્યું છે પણ દયારામભાઇ પોતેજ પોતાની માતાનું નામ તેમની ગીતામાં 'રાજકોર' જણાવે છે—

ગુર્જરગિરામાં પદબંધ, બાળપણે કીધો મતિમંદ.

* * *

ગીતાંકથી કથા પાવન, સ્વપરકાજ રચી હરિજન
પ્રભુરામ પિતાનું નામ, નર્મદા તટ વિપ્ર દયારામ.
**રાજકોર મહાલક્ષ્મી** માત જેની કીર્તિ સ્વપુર વિખ્યાત,
માત પ્રબોધી પ્રભુએ જ્યારે, હું બાળવેષ હતો ત્યારે.

ઉપરના અવતરણ ઉપરથી દિવાન બહાદુર કેશવલાલભાઇ પણ કવિની માતાનું નામ રાજકોર માને છે. ( જુઓ તેમનું દયારામ ઉપરનું ભાષણ, ગુજરાતી તા. ૧૪-૧૦-૨૮ ). મહાલક્ષ્મી રાજકોરનું વિશેષણ હશે. રતનબાઇ નામ તો નથી જ. દયારામભાઇના જન્માક્ષરમાં પણ રાજકોર નામ છે. ( જુઓ તેમના જન્માક્ષર પરિશિષ્ટ. ૨ )

૨ દયારામભાઇનો જન્મ સંવત ૧૮૩૩ ભાદરવા સુ. ૧૧ ને દિવસે થયો હતો. કવિ નર્મદ તથા. રા. ડભોઇવાળા તથા સાક્ષરશ્રી કેશવલાલભાઇ પણ આજ સંવત ૧૮૩૩ [1]કબૂલ રાખે છે. પણ કાંટાવાળા, ઇચ્છારામ, રા. શેઠ અને રા. જગજીવન મોદી તથા [2]ભોળાનાથ કંથારીઆ ૧૮૨૩ કહે છે. જન્માક્ષરમાં સંવત ૧૮૩૩ ની સાલ છે.[3]

૩ દયારામની માસીનું નામ ધનગવરી હતું એમ ઇચ્છારામ' તથા જગજીવનદાસ મોદી જણાવે છે પણ રા. ડભોઇવાળાના પુસ્તકમાં 'દેવબા' નામ આપેલું છે. તે વધારે વિશ્વસનીય છે. કેશવલાલભાઇ ધનગવરીને કવિના કાકાની છોકરી તરીકે જણાવે છે.

૪ ઇચ્છારામ, ત્રિભુવન શેઠ અને જગજીવન મોદીના કથન પ્રમાણે કવિની બ્હેનનું નામ ડાહી હતું, પણ ડભોઇવાળાની તપાસ પ્રમાણે 'ગંગા' નામ છે.

૫ ઇચ્છારામ, રા. શેઠ અને રા. મોદી દયારામભાઇને એક ભાઈ હતા અને તેમનું નામ મણિશંકર હતું એમ જણાવે છે. પણ રા. ડભોઇવાળાના મત પ્રમાણે તેમને કોઇ ભાઈ નહોતા. ભોળાનાથ કંથારીઆ પણ કવિના ભાઇનું નામ જણાવતા નથી.

૬ કવિની અટક તેમના જન્માક્ષર પ્રમાણે તથા ડભોઇવાળાના કહેવા પ્રમાણે 'ભટ' છે જ્યારે ઇચ્છારામ, રા. શેઠ રા. મોદી અને કંથારીઆ 'પંડયા' માને છે.

૭ દયારામનો જન્મ રા. ડભોઇવાળાના પુસ્તકમાં ડભોઇમાં થયેલો જણાવ્યો છે. પણ બીજા બધા લેખકો 'ચાંદોદ'માં જન્મ થયાનું જણાવે છે.

---

૧. જુઓ 'ગુજરાતી' તા. ૧૪-૧૦-૨૮ માં નેગનું ભાષણ, ૨. જુઓ દયારત્નમાળ પૃ. ૧૬૦ ૩. જુઓ જન્માક્ષર પરિશિષ્ટ-૨.

૮ દયારામની પ્રથમ કવિતા કવિ નર્મદના કહેવા પ્રમાણે કાશીની લાવણી છે. રા. શેઠના કથન પ્રમાણે 'સાધુનાં ભોપાળાં'ની લાવણી છે, રા. ડભોઇવાળા 'પદબંધ ગીતા' જણાવે છે. કંથારીઆ 'આઠે કુવા ને નવ વાવડી' એ ગરબીને પ્રથમ પ્રયાસ તરીકે કહે છે. શ્રી કેશવલાલભાઇ[1] ભાગવતના દ્વાદશ સ્કંધને માને છે. રણછોડ જોષી કવિ નર્મદના મતને અનુમોદન આપે છે.

૯ કવિ દયારામનું આયુષ્ય કવિ નર્મદ ૭૫ વર્ષનું જણાવે છે. રા. ડભોઇવાળા ૭૬ વર્ષનું કહે છે. પણ રા. મોદી અને કંથારીઆ ૮૫ વર્ષનું કહે છે.

૧૦ કવિના વિવાહની સંવત નર્મદના મત પ્રમાણે ૧૮૪૦, કાંટાવાળાના મત મુજબ ૧૮૩૮ કે ૧૮૪૩, ઇચ્છારામ અને મોદીના મત પ્રમાણે ૧૮૩૧, રા. શેઠ અને કંથારીઆના માનવા મુજબ ૧૮૩૦, ડભોઇવાળાના મત પ્રમાણે ૧૮૪૧ છે.

૧૧ કવિને જનોઇ રા નર્મદ અને ડભોઇવાળાના કહેવા પ્રમાણે સંવત ૧૮૪૧ માં આપવામાં આવી હતી, પણ ઇચ્છારામ, શેઠ, મોદી અને કંથારીઆ ૧૮૩૭ ની સાલ આપે છે.

૧૨ કવિના પિતાનું મરણ ઇચ્છારામ અને મોદી ૧૮૩૫માં રા. શેઠ ૧૮૩૬–૩૭માં રા. ડભોઇવાળા ૧૮૪૩માં, કંથારીઆ ૧૮૩૬માં અને કવિ નર્મદાશંકર ૧૮૪૬–૪૭માં જણાવે છે.

૧૩ કવિનાં માતાનું મૃત્યુ ઇચ્છારામ અને મોદી ૧૮૩૬–૩૭માં માને છે. શેઠ ૧૮૩૮–૩૯ માં, કંથારીઆ ૧૮૩૮ માં, ડભોઇવાળા ૧૮૪૫ માં અને કવિ નર્મદ ૧૮૪૮–૪૯માં માને છે.

૧૪ કવિને તેમના ગુરુ દેવકીનંદન પાસેથી બ્રહ્મસંબન્ધ ડભોઇવાળાની

---

૧ જુઓ તેમનું ભાષણ ગુજરાતીના તા. ૧૪–૧૦–૨૮ ના અંકમાં

માન્યતા પ્રમાણે સંવત ૧૮૪૭માં થયેલું, કંથારીઆ તથા રા. શેઠ ૧૮૪૫-૪૬ની સાલ આપે છે.

૧૫ કવિની પ્રથમ યાત્રા રા. ડભોઇવાળાના મત મુજબ ૧૮૫૩ થી ૧૮૬૫ સુધીમાં છે. રા. કંથારીઆ અને નર્મદ ૧૮૩૯-૪૦ નો કાળ આપે છે. કાંટાવાળા ૧૮૪૮-૫૫, ઇચ્છારામ ૧૮૪૪, રા. શેઠ ૧૮૩૯-૪૦ થી ૧૮૪૩-૪૪ સુધી આપે છે. રા. ડભોઇવાળા ત્રણે યાત્રાઓને ભેગી ગણીને સમય આપે છે.

૧૬ કવિએ મનમરજાદ રા. ઇચ્છારામ તથા શેઠના મત પ્રમાણે ૧૮૫૮ અને રા. કંથારીઆના મત પ્રમાણે ૧૮૫૭-૫૮ અને ડભોઇવાળાના મત પ્રમાણે ૧૮૬૫ માં લીધી હતી.

૧૭ 'પત્રલીલા કાવ્ય' બધાઓ ૧૮૬૧ની સાલમાં રચાયાનું કહે છે. રા. શેઠ ૧૮૬૨ ની સાલ આપે છે.

૧૮ ચાંદોદથી ડભોઇમાં જાયુને માટે કવિ આવીને વસ્યા તેની સંવત કવિ નર્મદ ૧૮૭૩-૭૪ થી ૧૯૦૮ આપે છે. કાંટાવાળા, રા. શેઠ. રા. ડભોઇવાળા અને કંથારીઆ ૧૮૩૭-૩૮, ૧૮૬૩ થી ૧૯૦૮, ૧૮૬૬ અને ૧૮૫૫ અનુક્રમે આપે છે.

૧૯ રતનબાઇ સાથે કવિનું પ્રથમ ઓળખાણ કવિ નર્મદના મતે ૧૮૬૫ માં, ઇચ્છારામના મતે ૧૮૭૮ કે ૧૮૮૩, રા. શેઠના મતે ૧૮૭૦-૭૧, રા. મોદીના મતે ૧૮૭૧ અને રા. કંથારીઆના મતે ૧૮૭૦માં થયું હતું.

૨૦ કવિ ગુજરાતમાં ઘણાજ લોકપ્રિય થઇ પડ્યા તેની સંવત નર્મદ ૧૮૮૨ આપે છે અને રા. શેઠ ૧૮૭૨ આપે છે.

૨૧ રણછોડ જોષીનું પ્રથમ ઓળખાણ નર્મદ, અને ડભોઇવાળાના મત પ્રમાણે ૧૮૯૩માં, અને રા. શેઠના કથન પ્રમાણે ૧૮૮૩માં થયું હતું.

૨૨ કવિનું અવસાન રા. ડભોઈવાળા સંવત ૧૯૦૯માં માને છે તે સિવાયના બધા સંવત ૧૯૦૮ કહે છે.

કવિના જીવનચરિત્રમાં ઉપર પ્રમાણે સંદિગ્ધ મતો પ્રવર્તે છે.

આ પ્રમાણે કવિના જીવનચરિત્રનું ટુંક નિરૂપણ કરીને આપણે કવિનાં કાવ્યો ઉપર ઉડતી નઝર નાખીશું. આ કવિએ રચેલાં કાવ્યોની યાદી આ ગ્રંથના પરિશિષ્ટ ૩ માં આપી છે તે ઉપરથી સમજી શકાશે કે કવિનાં કાવ્યોનું પૂર નિઃસીમ છે.

પરિશિષ્ટની યાદીમાં આપેલાં તમામ કાવ્યો ઉપર દૃષ્ટિપાત નાંખવો અહિઆં અશક્ય છે. પણ મુખ્ય મુખ્ય કાવ્યોનો અલ્પ પરિચય આપણે કરીશું.

'રસિકવલ્લભ'. આ તત્વજ્ઞાન ઉપરનો ગ્રન્થ છે. તેમાં કવિએ અખાની અને ગીતાની માફક શુદ્ધાદ્વૈત તત્વજ્ઞાનના વિષયને અન્ય મતોના ખંડનપૂર્વક સમજાવ્યો છે. જો કે કવિતામાં સિદ્ધાન્તની ચર્ચા કરવાથી કવિતાની સરસતા નષ્ટ થાય એ સ્વાભાવિક છે છતાં આ કાવ્યની અંદર ભક્તિના સુંદર ઉદ્‌ગારો આવે છે. આ કાવ્યની સંપૂર્ણ સમાલોચના આ પુસ્તકમાં અન્યત્ર આપી છે. આ કાવ્ય પ્રાચીન કાવ્યમાળા, ગટ્ટુલાલના આર્યસમુદય અને દયારામ કાવ્ય મણિમાળા ભાગ ૨માં છપાયું છે.

'પુષ્ટિપથ રહસ્ય'. આ કાવ્યમાં કવિ પુષ્ટિમાર્ગ એટલે શું તેની સમજ આપે છે, અને પુષ્ટિમાર્ગ એટલે પ્રભુના અનુગ્રહનો માર્ગ, એમ જણાવીને, તે માર્ગના ગુરુ શ્રીવલ્લભાચાર્ય તથા તેમના પુત્ર શ્રીવિઠ્ઠલેશને કેવા ભાવથી ભજવા ને સમજાવે છે. ત્યાં કવિ કહે છે,

શ્રી મહાપ્રભુ સંબંધવણ, કશું નહીં ફળદાય;<br>
. પુષ્ટ સૃષ્ટિની રીત એ, જગનો જૂદો ન્યાય.

શ્રી વલ્લભાચાર્યનું નામ 'વલ્લભ' શાથી પડ્યું તેનો ફાયદો પણ કવિ ઉકેલે છે. આ કાવ્ય ભક્ત ગોપાળદાસના 'વલ્લભાખ્યાન'નીજ

ઢબનું છે. તે કાવ્ય નવ મીઠાંમાં રચ્યું છે, અને આની રચના દુહામાં છે. તેમજ ગોપાળદાસના કાવ્યમાં વલ્લભવંશનો વલ્લભાચાર્ય, શ્રી ગુસાંઇજી અને તેમનાં લાલજીનું વર્ણન છે. આમાં ફક્ત વલ્લભાચાર્યજી અને શ્રીગુસાંઇજીનું ભાવાત્મક વર્ણન છે. ગોપાળદાસનું વલ્લભાખ્યાન ભાવાત્મક તેમજ ઐતિહાસિક છે દયારામનું પુષ્ટિપથ રહસ્ય ભાવાત્મકજ છે. પુષ્ટિમાર્ગનું ખરૂં રહસ્ય શેમાં છે તે આ કાવ્યમાં પોતે પ્રકટ કરે છે આ કાવ્ય પ્રાચીન કાવ્યમાળા ભાગ ૧ તથા દયારામ કાવ્યમણિમાળા ભાગ રમાં છપાયું છે. એમાં એકંદર ૧૮૩ કડીઓમાંથી ૧-૩૫ દુહામાં છે અને ૩૬ થી ૯૩ સુધી રસાવળી છંદ છે. વચ્ચે કેટલાંક સંસ્કૃત વાક્યો પણ બીજા ગ્રન્થોમાંથી ઉધ્ધૃત કરેલાં છે.

બ્રાહ્મણભક્તવિવાદ. આ ગ્રંથ સંભાષણરૂપે યોજાયેલો છે. કવિ તેને નાટકની સંજ્ઞા આપે છે. તેમાં બે બ્રાહ્મણો વિષ્ણુદત્ત અને શિવશંકરની વચ્ચે વૈષ્ણવ મોટો કે બ્રાહ્મણ એ વિષય ઉપર તકરાર થાય છે. વિષ્ણુદત્ત એ વૈષ્ણવ બ્રાહ્મણ છે, અને શિવશંકર એ સ્માર્ત છે. છેવટે એવો નિર્ણય થાય છે કે ભલે બ્રાહ્મણ મોટો હોય, પણ તેના કરતાં ભગવાનનો ભક્ત અર્થાત્ વૈષ્ણવ એ મોટો છે. અરે ભગવદ્‌વિમુખ બ્રાહ્મણ કરતાં ભક્ત ચાણ્ડાલ વધારે સારો છે એમ કવિ જણાવે છે. આ રીતે ભક્તિમાર્ગમાં વર્ણાશ્રમની મર્યાદા નથી તેનું પણ સૂચન કરી લે છે. આ ગ્રંથ પ્રથમ 'પુષ્ટિભક્તિ સુધા' નામના માસિકના વર્ષ રના ૧૦મા અંકમાં છપાયો હતો અને પછીથી શાસ્ત્રી વસંતરામે દયારામ કાવ્ય મણિમાળા ભાગ રજામાં છપાવ્યો છે. તેમાં એકંદરે ૭૦ કડીઓ છે, અને તે 'દુવઈયા' છંદમાં રચેલી છે.

'ભગવદ્ ગીતા માહાત્મ્ય'. આ લાંબા કાવ્યમાં કવિએ પદ્મપુરાણની આખ્યાયિકાના આધારે ભગવદ્‌ગીતાની કથા શ્રવણ કરવાથી શું ફળ મળે છે તે પ્રત્યેક અધ્યાયવાર જણાવ્યું છે. તેમાં એકંદરે ૧૮ અધ્યાય છે. તેની રચના સાલ પોતે નીચે પ્રમાણે જણાવે છેઃ—

શક અષ્ટાદશ અધ્યાયના, શ્રી મધ્ય સુભગ શ્રાવણ માસ,
જન્માષ્ટમી ભૃગુવાર ગાયા, પુરણ થઈ ઇતિહાસ.

આ કાવ્ય દયારામ કાવ્યસંગ્રહમાં કવિ નર્મદે છપાવ્યું છે.

'ભક્તિપોષણ'. એમાં ભક્તિ એટલે શું ? તેના કેટલા પ્રકારો છે ? તેનું પોષણ કેવી રીતે થઈ શકે ? ભક્તિમાર્ગમાં જીવનું કર્તવ્ય શું ? તેને કોની સેવા કરવી વગેરે અનેક ભક્તિમાર્ગીય સિદ્ધાંતો આ કાવ્યમાં ચર્ચવામાં આવ્યા છે. આખા કાવ્યની રચના 'ચંદ્રાવળા' છંદમાં કરી છે, અને એકંદરે તેમાં ચાર ચાર લીટીનો એક, એવા ૧૦૧ ચંદ્રાવળા છંદ છે. આ કાવ્ય ચાડોદમાં રચેલું એવું કવિ કાવ્યને અન્તે જણાવે છે. આ કાવ્ય દયારામ કૃત કાવ્ય સંગ્રહ, તથા દયારામ કાવ્ય મણિમાળા ભા ૨ માં તેમજ સ્વતંત્ર રીતે રા. ગોવિંદલાલ છોટાલાલ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

'અજામિલાખ્યાન'. આમાં ભાગવતના છઠ્ઠા સ્કંધના પહેલા ત્રણ અધ્યાયોમાં જે અજામિલની આખ્યાયિકા આપવામાં આવી છે તેના આધારે આ રચ્યું છે. આ ગ્રન્થની રચનાનું પ્રયોજન ભગવાનના નામનો મહિમા જણાવવાનો છે, અને તે દ્વારા ભક્તો ભગવાનના નામનું ઉચ્ચારણ કરતાં શીખે તે છે. અજામિલ પાપી હતો છતાં મરણ વખતે પોતાનો છોકરો જેનું નામ નારાયણ હતું તેનો ઉચ્ચાર કર્યો તેટલાથી તે તરી ગયો, તો પછી શુદ્ધબુદ્ધિથી અને પવિત્ર મનથી જો ભગવાનનું નામોચ્ચારણ કરવામાં આવે તો પછી શું ફળ પ્રાપ્ત ન થાય ? કવિ કહે છે :

જાણ્યુ અજાણ્યુપણે જયમ અડતામાં અગ્નિ બાળે;
તેમ અનંત અભિધાન વહ્નિ સદ્ય કુકર્મ કાષ્ટ પ્રજાળે.
અમૃત આહાર થયો અજાને તો પણ અમર થઈ જાય;
એમ જાતિ ગુણ કૃષ્ણ નામનો સહેજે પણ સુખદાય.

* * *

એ અક્ષરનું દૂંણ નામ પણ સહુ સાધનનું ભૂપ;
સર્વ દ્રવ્ય જેમ રત્ન અંશ ઝાઝાં ઘણું રત્નનું રૂપ.

આમાં એકંદરે ૯ કડવાં છે. આ આખ્યાન પ્રેમાનંદના આખ્યાનોની ઢબનું છે. તેમાં રામગ્રી, મેવાડો, દેશાખ સિંધુ. ભીલડી, સોરઠો, મનગમતો, અને માલકોશ એવા રાગો છે અને પ્રેમાનંદના કડવાંની માફક દરેક કડવાને અન્તે વલણ છે. આ કાવ્ય ચાંડોદમાં લખેલું જણાય છે. દયારામ કાવ્યસુધા અને દયારામ કાવ્ય મણિમાળા ભા. ૧ લામાં આ કાવ્ય છપાયું છે.

'**રુક્મિણીવિવાહ**'. એ પણ પ્રેમાનંદની ઢબનું આખ્યાન છે. તેનો પ્રસંગ ભાગવતના દશમસ્કંધના ૫૩મા અધ્યાયમાંથી લીધો છે. કૃષ્ણ રુક્મિણી સાથે કેવી રીતે વિવાહ કરે છે તે પ્રસંગ કવિએ વર્ણવ્યો છે. એમાં એકંદરે ત્રણ મીઠાં અને ૧૧૫ પદ છે. આ કાવ્ય દયારામ કાવ્યસંગ્રહ અને દયારામ કાવ્ય મણિમાળા ભાગ ૪માં છપાયું છે. આવુંજ '**સત્યભામા વિવાહ**' ભાગવતના દશમા સ્કંધના ૫૬મા અધ્યાય ઉપરથી લીધેલું છે. તેમાં આઠ કડવાં છે. આમાં ગુજરાતના લોકમાં ખાસ કરીને નાગરોમાં લગ્નની વિધિ કેવી રીતે થતી તેનો તથા કેટલાક હસનીય રિવાજોનો કવિએ સુંદર ચિતાર આપ્યો છે. આ કાવ્ય દયારામ કાવ્યસંગ્રહ અને કાવ્ય મણિમાળા ભાગ ૪માં પ્રસિદ્ધ થયું છે. આવુંજ બીજું કાવ્ય **નગ્નજીતિ વિવાહ** છે. તેમાં પ્રાચીનકાળમાં સ્વયંવરની પદ્ધતિ કેવી હતી તેનું દિગ્દર્શન કવિ આપણને કરાવે છે. તેનો વિષય પણ શ્રીમદ્ ભાગવત ઉપરથી લીધેલો છે. આ કાવ્ય કાવ્ય મણિમાળાના ભાગ ૪માં છપાયું છે.

'**રુક્મિણી સીમન્ત**'. કાવ્યમાં સીમન્તના પ્રસંગે કેવી વિધિ થાય છે તે વર્ણન આપ્યું છે. પ્રાચીન કાવ્યમાળા અને કાવ્ય મણિમાળા ભાગ ૪માં તે છપાયું છે. એમાં એકંદરે ત્રણ કડવાં છે.

'શ્રીકૃષ્ણ નામ માહાત્મ્ય મંજરી'. આમાં શ્રીકૃષ્ણના નામના અલોકિક મહિમાનું વર્ણન કર્યું છે અને કૃષ્ણના નામથી અનેકનો ઉદ્ધાર થઈ ગયો છે, માટે તેનું અહર્નિશ રટણ કરવુ જોઇએ. આ કાવ્ય અજામિલાખ્યાનના જેવું છે, પણ તેમાં અજામિલની આખ્યાયિકા મુખ્ય આપી છે આમાં અજામિલ ઉપરાંત બીજા ઘણાઓના દાખલા આપ્યા છે. કૃષ્ણના નામનો મહિમા જણાવતાં કવિ કહે છેઃ

કામધેનુ સુરદ્રુમ ચિંતામણિ કોટિકવારુ,
કૃષ્ણ નામ સમ કો ન કહે લાજે મન મારૂં;
તે માગ્યું આપે પણ હિત અહિત ન વિચારે,
કૃષ્ણ નામ વણ માગ્યું દે શુભ અશુભ નિવારે.

* * *

છેવટે સિદ્ધાંત કરે છે

માટે લક્ષ વાતની વાત કહું સમ ખાઈ,
રહો કૃષ્ણ આ અવસર નથી મળવો ભાઇ.

તેમાં એકંદરે ૭૧ કડીઓ છે. આ કાવ્ય દયારામ કાવ્ય સુધામાં છપાયું છે.

'ચિંતાચૂર્ણિકા'. ભક્તિમાર્ગમાં ચિંતા એ મહાબાધક છે. જે જીવે ભગવાનનું શરણ લીધું છે તેણે કોઈ પણ પ્રકારની ચિન્તા કરવી નહિ. છતાં જીવસ્વભાવ એવો છે કે તે ચિન્તાને વશ થઇ જાય છે. દયારામને પોતાને પણ કેટલીક વખત ચિન્તાઓ ઘેરી લેતી. તેથી ચિન્તાઓનો ચૂરો કરવાને આ કાવ્ય તેમને સ્ફુરેલું. એ કાવ્ય એવું છે કે તેનું બરાબર મનન કરનાર પુરુષ ખરેખર ચિન્તારહિત બને છે. એકંદરે ૬૧ કડીઓ તેમાં છે. તેની રચના પ્રભાત રાગમાં છે. દયારામ કાવ્ય સુધામાં તે પ્રકટ થયું છે.

શ્રી દશમસ્કંધલીલાનુક્રમણિકા. આમાં ભાગવતના બારે સ્કંધની કથાનું ઘણીજ ટુંકાણમાં ક્રમ પ્રમાણે વર્ણન કર્યું છે. અર્થાત

આખા ભાગવતનો ટુંક સાર ગુજરાતી પદ્યમાં કવિએ રજુ કર્યો છે. તેમાં કુલે ૧૩૧ પદ છે. આ કાવ્ય દયારામ કાવ્યસુધામાં છપાયું છે.

**'કાળજ્ઞાન સારાંશ'.** મૃત્યુ માણસને ક્યારે આવીને લેઈ જશે તે કોઇ જાણી શકતું નથી, પણ કવિ કેટલાંક ચિહ્નો ઉપરથી તે વિષેનું સૂચન આ કાવ્યમાં કરે છે. અલબત્ત આમાં કવિએ આપેલી ગણત્રી પ્રમાણે મરણ હાલમાં આવે છે કે કેમ તે આપણે નિશ્ચયપૂર્વક કહી શકીએ તેમ નથી તો પણ આ કાવ્ય રચવાનો કવિનો મુખ્ય ઉદ્દેશ એ છે કે જો કોઇ પુરુષને લાંબુ આયુષ્ય ભોગવવું હોય તો તેણે શુદ્ધ આચરણવાળા થઇને બ્રહ્મચર્યના નિયમ પ્રમાણે જીવન ગાળવું અને ભગવાનનું ભજન કરવું. ત્યાં કવિ કહે છે,

> દુર્લભ મનુષ્યા દેહ છે આવે કોઈ એક વાર;
> તે પામ્યાનો લાભ એ ભજવા નંદકુમાર.
> જન્મ્યું તેને મરણ તો જ્યારે ત્યારે થાય;
> પણ તેને ધન્ય જેહનો હરિ ભજતાં દિન જાય.

આ પ્રમાણેનો બોધ કવિ આ કાવ્યમાં આપે છે આમાં કુલ ૮૨ પદ છે અને તે 'કાવ્યસુધા'માં પ્રકટ થયું છે.

**'શ્રીકૃષ્ણજન્મ'.** નામના કાવ્યમાં કૃષ્ણના જન્મપ્રસંગનું વર્ણન છે, અને તે 'ગરબા'ની ઢબનું છે..

**'કુંવરબાઇનું મામેરું'.** એ ધોળના રાગમાં છે. તેમાં નરસિંહ મહેતાની પુત્રીના સીમન્ત પ્રસંગે ભગવાને મામેરું કેવી રીતે પૂર્યું તે વર્ણન છે.

**'શ્રીકૃષ્ણ અકલ ચરિત્ર ચંદ્રિકા'.** એક હિન્દુસ્તાની ભાષાનું કાવ્ય દુવૈયા છંદમાં છે, તેમાં ભગવાનનાં અકલિત ચરિત્રોનું વર્ણન કર્યું છે. ભગવાનનાં ચરિત્રો મનુષ્યથી સમજાયાં જાય તેવાં નથી. તેમની લીલા-

ઓમાં આપણને ઘણી વખત વિરુદ્ધતા જણાય છે. આથી તે વિરુદ્ધધર્માશ્રય છે. આ વિરુદ્ધધર્માશ્રયત્વનાં દૃષ્ટાન્તો આ કાવ્યમાં આપ્યાં છે. આ કાવ્ય કાવ્યસુધામાં છપાયું છે.

'**રસિકરંજન**'. એ રસિકવલ્લભની ઢબનું મોટું શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તને ચર્ચતું હિંદુસ્તાની ભાષામાં લખાયલું કાવ્ય છે. તેમાં એકંદરે ૧૭ પ્રકરણો છે. અનન્યતા, ભગવદાશ્રયત્વ, દીનતા, કૃપા, ભગવદિચ્છા, વગેરે વિષયો એવી રીતે સમજાવ્યા છે કે ખરેખર તે રસિક પુરુષના મનને રંજન કરે તેવું છે. આમાં કુંડલીઓ, મત્તગયંદ અને કવિત એ મુખ્ય છંદો છે.

'**સિદ્ધાંતસાર**'. એ પણ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું કાવ્ય વ્રજભાષામાં છે. તેમાં એકંદરે ૪૧ પદો છે અને તે કાવ્યમણિમાલા ભાગ ૫માં પ્રકટ થયું છે.

'**શ્રીકૃષ્ણ સ્તવનામૃત**'. આ કાવ્ય ૧૭૬ પદનું વ્રજભાષામાં છે. તેમાં શ્રીકૃષ્ણની ભક્તિ એ જીવનવેલીને માટે અમૃત સમાન કેવી રીતે છે તે તેમાં જણાવ્યું છે. એ કાવ્યમણિમાળા ભાગ ૫માં પ્રસિદ્ધ થયું છે.

'**શ્રી ભક્તિવિધાન**'. આ ગ્રંથ પણ વ્રજભાષામાં છે. આમાં ભક્તિપોષણની માફક શાસ્ત્રોના દોહનરૂપે ભક્તિતત્ત્વનું વર્ણન કવિએ કર્યું છે; આમાં કવિના પોતાના કેટલાક અનુભવો આપ્યા છે. ભક્તિમાર્ગના પુષ્ટિમાર્ગની ઉત્કૃષ્ટતાને કવિએ આમાં જણાવેલ છે. આમાં શાસ્ત્રી વસતરામના કથન પ્રમાણે બીજા કવિઓની કેટલીક કડીઓ પેસી ગઈ છે. કુલ્લે ૨૩૧ કડીઓ છે આ ગ્રંથ કાવ્યમણિમાળા ભા. ૫ માં છપાયો છે.

'**પુષ્ટિ પથ સાર મણિદામ**'. એ 'પુષ્ટિ પથ રહસ્ય' નામના કવિના ગુજરાતી ગ્રંથના જેવો ગ્રંથ વ્રજભાષામાં છે આમાં પુષ્ટિમાર્ગીય

ભક્તોએ કેવી રીતે વર્તવું તે તથા તે માર્ગમાં સેવાતાં ઠાકોરજીનાં સેવ્યસ્વરૂપો, અષ્ટ સખા અને સાત ગાદીઓનાં વર્ણન આપ્યાં છે. પુષ્ટિમાર્ગના ઇતિહાસ માટે આ ગ્રન્થ ઉપયુક્ત છે. કાવ્ય મણિમાળા ભા. ૫ માં તે પ્રસિદ્ધ થયો છે.

'વિજ્ઞપ્તિવિલાસ'માં કવિ પોતાના અપરાધો કલ્પીને ભગવાનને પોતામાં દીનતાનો ભાવ સ્ફુરે માટે જુદી જુદી રીતે વિજ્ઞપ્તિ કરે છે. આમાંની કેટલીક ટૂંકો 'રસિકવલ્લભ'માં પણ આવે છે, એકંદરે ૧૫૧ પદો છે. આ ગ્રન્થ કાવ્યમણિમાળા ભા. ૫ માં પ્રકટ થયો છે.

**'નામપ્રભાવ બત્રીસી'**. દયારામના ગુરુએ 'કવિ કેવલ શ્રીકૃષ્ણકો, કીર્તનહિ હે સાર' તે લીટી ઉપર એક કાવ્ય લખવાને સૂચવેલું, તેથી તેના ઉપર પોતે ૩૨ કડીઓનું જે કાવ્ય રચ્યું તે આ આ કાવ્ય છે. આખા કૃષ્ણના નામનો પ્રભાવ વર્ણવ્યો છે. કાવ્ય મણિમાળાના ભા. ૫ માં તે પ્રકટ થયું છે. 'શ્રીકૃષ્ણ સ્તવન ચંદ્રિકા' પણ આવુંજ વ્રજભાષાનું કાવ્ય છે; તેની કુલ્લે ૧૬૬ કડીઓ છે.

'શ્રી પુષ્ટિ ભકતરૂપમાલિકા'માં વલ્લભાચાર્યજીના ૮૪ વૈષ્ણવોની નામાવલી આપી છે. આ પદ વ્રજભાષામાં છે. તે કાવ્યમણિમાળા ભા. ૫ માં પ્રસિદ્ધ થયું છે. આવુંજ 'ભકતવેલ' નામનું કાવ્ય કવિએ રચ્યું છે અને તે કાવ્યસંગ્રહમાં છપાયું છે.

'શ્રીહરિભકિત ચંદ્રિકા' એ ભક્તિપોષણ એવોજ ઉત્તમ ગ્રન્થ ગુજરાતી ભાષામાં છે. આમાં કવિ ભગવદ્ભક્તના સ્વરૂપનો પરિચય કરાવે છે; આના આરંભમાં કવિ કહે છેઃ

> હરિજન શ્રીહરિ રૂપ છે, ઇષ્ટ દાસ વળી મિત્ર;
> કાંઇક કહુ યશ તેમના, રસના થશ પવિત્ર.

આમાં જુદા જુદા ભક્તોની કથાઓ ટુંકમાં આપી છે. પછી છેવટે ભગવદ્ભક્તોનું સેવન કરવાનું કહે છે.

જેને પુરુષોત્તમ કરવા પ્રસંન, તે તદીયનું કરે છે ભજન,
હરિભજને ભક્તો સહુ આવે, ભક્ત ભજન પ્રભુને બહુ ભાવે.

આમાં એકંદરે ૨૩૪ કડીઓ છે આ કાવ્ય પ્રથમ 'પુષ્ટિભક્તિ સુધા'માં છપાયું હતું; પાછળથી તે કાવ્યમણિમાળા ભાગ ૫માં છપાયું છે.

**'હરિહર તારતમ્ય'.** આ ગ્રન્થ ગદ્યમાં છે. તેમાં હરિ અને હરના સ્વરૂપનું તારતમ્ય કેવી રીતનું છે તે કવિ જણાવે છે. આ ગ્રન્થ કવિના ગદ્ય લખાણના નમૂના રૂપે છે. તે પ્રથમ ગુજરાતીના દીવાળીના અંકમાં છપાયો હતો અને પાછળથી કાવ્યમણિમાળાના ભાગ ૫માં છપાયો છે.

**'પ્રશ્નોત્તરમાલા'.** આ કાવ્ય નથી. પણ પ્રશ્ન અને ઉત્તરરૂપે કવિના ગદ્ય લખાણના નમૂના રૂપે છે. તે પ્રાચીન કાવ્યમાળા ભાગ ૧માં તથા દયારામ કાવ્ય મણિમાળા ભાગ ૫માં છપાયો છે. આમાં કવિએ ભલભલાની પણ બુદ્ધિને કસે એવા કૂટ પ્રશ્નો પૂછયા છે અને તેના ઉત્તરો પણ પોતેજ તેમાં આપ્યા છે.

**'ષડ્ઋતુ વર્ણન'.** આ કાવ્ય વર્ષની છ ઋતુઓ ઉપર છે. પણ તે ઋતુઓ કૃષ્ણની લીલામાં કેવી રીતે ઉપયોગી થાય છે તે તેમાં જણાવ્યું છે. ખાસ કરીને ભક્તના પ્રભુવિરહમાં તે ઋતુઓ તેના મન ઉપર કેવી અસર કરે છે તેજ આમાં મુખ્ય વિષય છે. કાલીદાસના ઋતુસંહાર અને અંગ્રેજી કવિ Thomsonના Seasons નામના કાવ્યોના જેવું આ કાવ્ય છે પણ ફેર માત્ર એટલોજ છે કે આમાં કવિ ભક્તની વિરહ દશા તે તે ઋતુઓમાં કેવી હોય છે તે જણાવે છે. આ કાવ્યની ભાષા બીજાં કાવ્યો કરતાં વધારે શિષ્ટ અને ઉંચી તથા અલંકારિક છે. આને કવિનું પ્રકૃતિકાવ્ય Nature Poem તરીકે કહી શકીએ. આ કાવ્ય પ્રથમ 'પુષ્ટિભક્તિ સુધા' માસિકમાં છપાયું હતું. પાછળથી દયારામ કવ્ય મણિમાળા ભા. ૫ માં તે છપાયું છે.

'પ્રબોધબાવની'. આ કાવ્યમાં કવિએ લોકમાં પ્રચલિત કેટલીક કહેવતોમાંથી ૫૨ કહેવતો પસંદ કરીને તે દરેક ઉપર ભક્તિમાર્ગની દૃષ્ટિએ એક એક એમ બાવન કુંડળીઆ રચ્યા છે. આ તમામ કુંડળીઆ પ્રબોધાત્મક–ઉપદેશાત્મક છે. માટે આ કાવ્યનું નામ પ્રબોધ-બાવની રાખ્યું છે અહિંઆં એક કહેવત 'પારસમણિને વાટકે ભટજી માગે ભીખ' એની ઉપર કુંડળીઓ કેવી રીતનો રચ્યો છે તે જાણવાને નીચે પ્રમાણે તેને ઉતારીશું:—

"પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ."
ભટજી માગે ભીખ, નામ ચિંતામણિ હરિનું;
સકળ મનોરથ સેંજ, સિદ્ધ ઔષધ નથી કરીનું.
તે તજી કૂટે કઠિણ, યોગ, તપ, વ્રત, યમ, દીક્ષા;
ત્યાગી નવનીત તક્ર શુકલ લે ઉંધી પરીક્ષા:
પરીક્ષાન પોતા કને શ્રુતિ ન પામ્યો શીખ;

'પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ.'

આવીજ રીતે 'જતું ન જાણ્યું નાગરી, મૂશળ પુંઆમાંય,' 'તરસ્યો ખોદે કૂપજળ, પ્રકટ પીએ નહીં ગંગ' 'મરાણુ 'મોદકમાં કપલાં, છલાયચીનો સ્વાદ' 'ગાંગડનું જ પલાણીએ, ઉંટ તણી એ રીત' 'ડાહ્યા ભાળે ખાળમાં, રહે ઉઘાડાં દાર' 'લંકા પામ્યો લુંટવા, મૂશળ આવ્યું હાથ' વગેરે બાવન કહેવતો લીધી છે. આ કાવ્ય કાવ્યમણિમાળા ભાગ ૩ માં છપાયું છે.

'મનમતિસંવાદ'. આમાં મન અને મતિ એ બન્ને વચ્ચેનો સંવાદ કવિ કલ્પે છે. મનનો સ્વભાવ ચંચળ અને ભટકેલ છે તેથી મતિ તેને ભગવાનમાંજ સ્થિર થવાને સમજાવે છે. આ પણ કવિની ઉપદેશાત્મક કવિતા છે. તે બન્નેનો સંવાદ એવી સરળ રીતે મુક્યો છે કે સૌ કોઇ તેને સમજી શકે એમ છે. જેમકે

મન—મન કહે છે સુણ સુમતિ, મારે દુઃખ છે મોટું;
સમજું છું હરિભજન (જ) વડું, વિષયસુખ ખોટું.
પણ નિશ્ચલ બનતું નથી, કામ દામ મન જાય;
કંઇ જવા તદવા બને, કયમ રીઝે વ્રજરાય ?–મતિ
કહે કયમ કરૂં.

આનો ઉત્તર મતિ આપે છે.

મતિ—રે મન ! હું સમઝી, તું દુઃખીઓ મારે રોય;
પણ એનો ક્યાં પાર, જન્મ સહુ એમાં ખોય.
હજુ તૃષ્ણા નથી ત્રુટતી, કયારે ગોવિંદ ગાશ;
'ભાણે ભર્યે ના નોખિયો, કર ચાટયે શું પ્રાશ'
વિચારી જો હૃદે.

આ રીતે એકંદરે ૩૩ કડીઓનો સંવાદ છે આની રચના 'બ્રાહ્મણ ભક્તિ સંવાદ'ના જેવી છે. કવિ આનું નામ 'નાટક' આપે છે. પણ નાટય શાસ્ત્રમાં આપેલી નાટકની વ્યાખ્યા પ્રમાણે આ નામ બંધબેસતું નથી. આ કાવ્ય અખાના 'ચિદ્ અચિત સંવાદ'ના જેવું છે. આ દયારામ કાવ્ય મણિમાળા ભાગ ૩જામાં છપાયું છે.

**'પ્રેમરસ ગીતા'.** એમાં શ્રીમદ્ ભાગવતના 'ભ્રમર ગીત'નો અનુવાદ છે. શ્રીકૃષ્ણે મથુરામાં કંસને માર્યા પછી ગોકુળમાં નંદ તથા ગોપગોપીઓને સંદેશો મોકલવાને ઉદ્ધવને મોકલ્યા હતા; આથી ઉદ્ધવ ગોકુળ ગયા અને કૃષ્ણ વિષેના સમાચાર જણાવ્યા. આ સમાચાર સાંભળીને યશોદા, નંદ તેમજ ગોપીઓ ઉપર અસર કેવી રીતે થયેલી તે આ કાવ્યમાં જણાવ્યું છે. વળી આમાં ગોપીઓ અને ઉદ્ધવની વચ્ચે થયેલો સંવાદ પણ બહુજ સુંદર રીતે વર્ણવ્યો છે. ગોપીઓ શ્રીકૃષ્ણના વિરહમાં અત્યન્ત દુઃખમાં ડૂબી ગયાં છે, તેથી તેમને કંઇ પણ ચેન પડતું નથી. કૃષ્ણના પ્રેમને સંભારી સંભારીને તે ખૂબ રડે છે. આથી

ઉદ્ધવ તેમને એવો ઉપદેશ આપે છે કે ભગવાન્ તો નિરાકાર છે અને સર્વવ્યાપક છે માટે તેમનું યોગથી ધ્યાન કરવું. એમ કરવાથી ગોપીઓને થનું વિરહદુઃખ રહેશે નહિ. ગોપીઓ ઉદ્ધવના આ ઉપદેશની અવગણના કરે છે. તેઓ કહે છે 'અમારે સાકાર બ્રહ્મનું કામ છે, નિરાકારનું નહિ. માટે અમારે યોગ જોઇતો નથી. અમે તો ભગવાનની પ્રેમ-ભક્તિજ માગીએ છીએ'. ઉદ્ધવના શબ્દોનો ઉત્તર આપતાં ગોપીઓ કહે છે:

'કાશી જાઇ તમે જોગ સાધો, હમારે નથી કામનો;
હમારે એક આસરો છે, અચળ સુંદરશ્યામનો.
હમારાં ઉર સ્નેહભર્યાં ત્યાંહાં, જોગ બિચારો ક્યાંહાં ઠરે?
પાકુવાં ખાઇ પ્રેમનાં રે, અચકાઇને એજે મરે.
નંદનંદન નગદી નાણું, પ્રગટ દષ્ટે જોઇયે;
જોગ જનમાં પડવા શીદ, વૃથા તે દિન ખોઇયે.
પતિવ્રતાનો નહીં ધરમ, તજિ એક પતિ બીજો ભજે;
કહિયે તે વ્યભિચારિણી રે, બીજો પ્રહી પ્હેલો તજે.
સત્તા રૂપે જુઓ ઓદ્ધવ, તમારે તે સાર છે;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, હમારે આધાર છે.

આ રીતે સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે નિરાકાર બ્રહ્મ જે સત્તારૂપે છે અને સર્વત્ર વ્યાપક છે તે ઉદ્ધવજીને માટે છે, પણ ગોપીઓનું ચિત્ત તો સાકાર કૃષ્ણમાંજ જોડાયલું છે. પ્રેમભક્તિ વગરનું જીવન તે વિષ સમાન છે.

ઝેર સરીખું સ્નેહ પાખે, સ્નેહ તે અમૃત ખરૂં;
જેહને જે સુખ-ટકયું મનને, પ્રાણ ગયે ન કરે પરૂં.
પ્રીત કેરી રીત ઓધ્ધવ, શીખવી નવ્ય આવડે;
સદા ને સાચી નિભે રે, જૂઠી તો દીઠી પડે.

આ પછી સાચી પ્રીત અને ખોટી પ્રીત, કેવા પ્રકારની હોય છે તે સમજાવતાં નીચે પ્રમાણે દૃષ્ટાંતો આપે છે:—

દાદુર મીન એક હોરનાં તેને, વારિ તે વ્હાલું સહુ,
પણ સમો આવે પરીક્ષાયે, પ્રીત પ્રીતમાં ફેર બહુ.
જળ વિના દાદુર પંકમાં રે, પડી રાખે જ્યમ દેહને;
જુઓ મચ્છ જળથી વિછરતાં, તજે પ્રાણ ધન્ય એહને.

આમ દૃષ્ટાન્ત આપીને પછી જણાવે છે કે તેવીજ રીતે જ્ઞાની અને ભક્તમાં પણ ફેર છે.

જ્ઞાની પ્રેમી બેમાં ઓધવ, જેવો અંતર એટલો;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, જાણે તેહને તેટલો.

ઉધ્ધવ ' યોગ 'ની વકીલાત કરે છે, પણ ગોપીઓને તે રુચતું નથી. યોગ એ અજીઠા જેવો છે તેનાથી શો લાભ? પ્રેમ એ પ્રત્યક્ષ અગ્નિ છે અને યોગ એ પત્થરનો અગ્નિ છે. એવી રીતે યોગ અને પ્રેમભક્તિનો વિરોધ ત્યાં દેખાડયો છે.

અજીઠા સરખા જોગને શું, પાથરીએ કે પોઢીએ;
પ્રત્યક્ષ પાવક પરહરી શીદ, પથ્થરમાં શીર ફોડીએ.

આ પ્રમાણે ગોપીઓનાં વચનો સાંભળીને કવિ કહે છે, ઉદ્ધવ નિરુત્તર થઇ ગયા. અને કહે છે ' ગુરુ થવા આવ્યા હતા પણ ' શિષ્ય થયા શ્યામા તણા '. આ આખા કાવ્યનો હૃદ્યાર્થ જ્ઞાન કરતાં પ્રેમના આધિક્યમાં છે પ્રેમાનંદે પણ આનો આજ વિષય ' ભ્રમરગીતા 'ના નામથી વર્ણવ્યો છે, પણ દયારામનું આ કાવ્ય પ્રેમાનંદના કાવ્ય કરતાં ભાવના વર્ણનમાં વધારે સારૂં છે એમ વાચકને જણાયા વગર રહેશે નહિ. વળી પ્રેમાનંદના 'ભ્રમરગીતા' નામ કરતાં દયારામનું 'પ્રેમરસગીતા' એ નામ વધારે અર્થયુક્ત છે. કારણ કે આ કાવ્યનો મુખ્ય વિષય ' પ્રેમભક્તિ 'જ છે. ભ્રમરને સંબોધીને કરવામાં આવેલી ઉક્તિ તે

પ્રાસંગિક છે. આમાં કુલ ૨૧ પદ છે. દરેકમાં રસિકવલ્લભની માફક શરૂઆતની ચાર લીટીઓની બે કડીઓ 'રામગ્રી' રાગમાં અને પછી દશ લીટીઓની પાંચ કડીઓનો ઢાળ છે. દયારામ કાવ્યસંગ્રહ તથા કાવ્યમણિમાળા ભાગ ૩માં તે પ્રસિદ્ધ થએલ છે.

'પ્રેમપરીક્ષા' નામનું બીજું કાવ્ય પણ આજ વિષયનું છે. તેમાં પણ જ્ઞાન તથા યોગ કરતાં પ્રેમની ઉત્કૃષ્ટતા દર્શાવી છે. પ્રેમ એ અનુભવરસવેદ્ય છે. તેનું વર્ણન બીજાના આગળ કરતાં તે સમજી શકે તેમ નથી. જેને તેનો અનુભવ થાય તેજ એ પ્રેમને સમજી શકે. જ્યાં સુધી એ પ્રેમની ગમ ન પડી હોય ત્યાં સુધીજ જ્ઞાન વગેરે ગમે છે.

છે અગમ પંથ સ્નેહનો રે, ઓધવજી નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠે રે, જોગ પણ છે મીઠો.

જેનું ચિત્ત જગતમાં ભમતું હોય તેજ યોગનો આશ્રય લે, પણ જેનું ભગવાનમાં હોય તેને યોગ નકામો છે.

જોગ તો તેને જોઇયે રે, જેનું મન જગમાં ભમે.
તે તો અચળ હમારે રે, ચિત્ત રસિયામાં રમે.

વળી કહે છેઃ—

તમારા તો હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળે.

યોગ એટલે ચાંદરણું અને ભક્તિ એટલે ચંદ્ર; એ રીતે આમાં પણ 'પ્રેમરસગીતા'ની માફક વિરોધ દેખાડીને ભક્તિની ઉત્તમતા જણાવી છે.

'રસિયાજીના મહિના'માં વર્ષના તેર માસમાં ભક્તનું જીવન કેવી રીતે ભગવદ્‌ગુણગાનમાં વ્યતીત થતું જોઇએ તે એમાં જણાવ્યું છે. આ કાવ્ય 'ગરબી'ના રૂપમાં છે અને તે ઘણીજ પ્રસિદ્ધિ પામેલું છે. આવીજ રીતનું 'વહાલાજીના મહિના'નું કાવ્ય છે.

'દાણચાતુરી'માં વૃંદાવનના ઘાટમાં કૃષ્ણ ઉભા રહીને જે જે ગોપીઓ મહી વેચવાને મથુરા જતાં હતાં તેમને પોતે રોકીને તેમની પાસે કેવી રીતે દાણ લેતા હતા તે વિષય વર્ણવ્યો છે. એ ગરબાના રૂપમાં છે. એકંદરે તેમાં ૬૪ કડીઓ છે. પ્રાચીન કાવ્યમાળામાં તે પ્રસિદ્ધ થયું છે. આવું એક 'બાળલીલા' નામનું કાવ્ય છે, તેમાં કૃષ્ણની બાળલીલાનું વર્ણન છે.

'મીરાંબાઈ ચરિત્ર'. એ 'કુંવરબાઈના મામેરા' જેવું કાવ્ય છે, અને તેમાં મીરાંબાઈના જીવનનો ઇતિહાસ આપ્યો છે. ઐતિહાસિક દૃષ્ટિએ પણ આ કાવ્ય ઘણુંજ કીમતી છે.

'ભક્તિવેલ', 'ચોરાશી વૈષ્ણવનું ધોળ' તથા 'વલ્લભનો પરિવાર' એ પણ ઐતિહાસિક કાવ્યો છે. તેમાં ભક્તિમાર્ગના મહાન્ ભક્તો, પુષ્ટિમાર્ગના ૮૪ વૈષ્ણવો તથા વલ્લભાચાર્યના વંશજોના ઉલ્લેખો કર્યા છે.

'પંદરતિથિ' એ નામનાં બે કાવ્યો છે. એક દયારામ કાવ્ય-સંગ્રહના પૃ. ૧૩૩ ઉપર અને બીજું પૃ ૧૫૦ઉપર છપાયું છે. બન્ને ગરબાઓ છે, પણ પૃ ૧૩૩ ઉપરનું કાવ્ય ઉદ્ધવને ઉદ્દેશીને ગોપીઓની ઉક્તિના રૂપે છે. પૃષ્ઠ ૧૫૦ ઉપરનું કાવ્ય ભ્રમરને ઉદ્દેશીને છે. પ્રથમનો વિષય, પ્રેમની યોગ કરતાં અધિકતા છે, બીજાનો વિષય કેવલ પ્રેમભક્તિ છે. પ્રથમમાં સંયોગદશાના પ્રેમનું સંભારણું છે બીજામાં વિરહાવસ્થાના ઉદ્ગારો છે.

રાધા વિષેનાં કાવ્યોમાં 'રાધાજીનો વિવાહખેલ', 'રાધિકાનાં વખાણ' અને 'રાધિકાનુ સ્વપ્ન' એ મુખ્ય છે. એ પ્રસંગના વિષયો ભાગવતને અનુસરીને નથી, પણ અન્ય પુરાણ તથા બીજાં પ્રાકૃત સાહિત્યને અનુ-સરીને છે. 'રાધિકાનાં વખાણ'માં રાધાના પ્રત્યેક અંગના સૌંદર્યનું વર્ણન કરે છે: એ વર્ણન પ્રેમાનંદના નળાખ્યાનમાં દમયન્તીનાં વર્ણન

સાથે કંઇક અંશે મળતું આવે છે. પણ દયારામનું આ વર્ણન તદ્દન સ્વતંત્ર છે. આ બધાં કાવ્યસંગ્રહમાં છપાયાં છે.

'ચેતવણી અને ચાતુરીના ગરબો'. એમાં ભક્તે વ્યવહારમાં કેવી રીતે વર્તવું જોઇએ તેનો વિચાર આપ્યો છે. આ બન્નેમાં કવિએ ભક્તની નીતિનેજ વર્ણવી છે. સામળ કવિએ જેમ છપ્પામાં અને ચોપાઈમાં નીતિ વિષેના પોતના વિચાર દર્શાવ્યા છે તેમ આ કવિએ 'પદ' અને 'ગરબી'માં નીતિ વિષે પોતાના વિચાર આમાં જણાવ્યા છે. 'ચેતવણી'માં કવિ મનુષ્યને ચેતાવે છે કે આ સંસાર મિથ્યા છે અને આ જીંદગીનો ભરોંસો નથી માટે મનુષ્યે પારલૌકિક જીવનની તૈયારી વેળાસર કરી લેવી જોઇએ. મનુષ્યજન્મ ધારણ કરીને જો હરિના ગુણ ના ગાયા અગર સેવા ન કરી તો તે પુરુષનું જીવન વ્યર્થ ગયું છે. ભક્તિ વગર માણસને લક્ષચોરાસીના ફેરામાં ફરવું પડશે માટે તેમાંથી બચવાને તેણે ભગવાનની ભક્તિ કરવી એવી ચેતવણી તેમાં આપે છે 'ચાતુરીના ગરબા'માં માણસે દુનિયામાં કેવી ચતુરાઈથી રહેવું તે જણાવે છે. ભગવાનના ભક્તોએ સંસારના વ્યવહારમાં પણ સાચા રહેવું જોઇએ, નહિ તો દુનિયાના લોકો તેમને જંપવા નહિ દે. માટે તેમણે પોતાનું જીવન અમુક નીતિના સિદ્ધાન્તોથી નિયમિત કરવું જોઇએ. તે માટે નીચે પ્રમાણે કેટલાંક નીતિનાં સૂત્રો કવિ તેમાં રજુ કરે છેઃ—

સાહસ કર્મ ન કરીયે કદાપિ ડરીયે હરિ જગને મારેજી;
ઉતરેલું જળ મોતીનું ન ચડે, વળતું કોઈ પ્રકારે.
રીતે આપનાં દુઃખ પડે તો, ભણુ સુખ અનીતે કુડુંજી;
બેસી નાવ બુડે નહીં કેહેવત, તરી ઉતરો તોયે ભુંડું.

*   *   *

આપ વખાણ અવરની નિંદા, પર પત્નીનું હાસ્ય;
અતિ ભાષણ કટુ જીભ ચલાવે, મ્હોટપણનો નાશ.

સુખ આવે છકી નવ જાઇએ, દુઃખ આવે ન ડરીયેજી;
આપણથી અધિકાંને જોઇને, ગરવ કલેશને હરિયે.

*　　*　　*

લાખ ગમાવી સાખ રાખજો, સાખે મળશે લાખજી;
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ.

*　　*　　*

સામાને શોભા આપેથી, આપણે શોભા આવેજી;
પતિસુખ શોભા સ્રીને કરે જેમ, સ્રીને પતિ દરશાવે.

જે કરતાં પરિણામે હાનિ તે કારજ ના કરવુંજી.
આપણી પોંચ પ્રમાણે સઘળે, સમજી ડગલું ભરવું.

જેથી પ્રીત વધ્યાની ઇચ્છા, તે વર ત્રણથી ડરીયેજી;
વિવાદધન વેહેવાર પરોક્ષે, વામા વાત ના કરિયે.

*　　*　　*

મ્હોટા સાથે નવ બગાડવું નીચ ભલાઇ ન સારીજી;
નૃપ ગોગીનો નહી આસગો. ક્ષણમાં કરે ખુવારી.

આ પ્રમાણે એકંદરે ૫૯ નીતિનાં સૂત્રો આ કાવ્યમાં આપ્યાં છે.

'મનપ્રબોધ' પણ આજ પ્રકારનું ઉપદેશાત્મક કાવ્ય છે. તેમાં મૂળાક્ષરના તમામ વર્ણોને એક પછી એક લીધા છે અને દરેકના ઉપર એક એક કડી યોજી છે. જેમકે,

મમ્મા મોટાથી મોટું નાણું રે, કળિમાં શ્રી કૃષ્ણનું નામ;
સાધન સરવેતણું એ શિરોમણિ રે, શ્રમવિના મળે ઘનસ્યામ.

યય્યા યત્ને પ્રયત્ને નાશજે રે, તમે દુષ્ટ સંગથી દૂર;
ભાવ ભકિત હરિ ભૂલાવશે રે, ક્ષણમાં ચાળી કરશે ચૂર.

રરરા રસિક શિરોમણિ સ્યામશું રે, તુંને લાગે જો સાચો રંગ;
સેહેજે સર્વ સુખ આવી મળે રે, ત્હાંરે દુઃખ સર્વ થાય ભંગ.

આ કાવ્ય કાવ્યસંગ્રહમાં છપાયું છે.

'હનુમાન ગરુડ સંવાદ'ની લાવણીમાં મર્યાદા પુરુષોત્તમ રામ અને પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણની એકતા દેખાડવામાં આવી છે. હનુમાન એ રામદૂત છે અને ગરુડ એ વિષ્ણુનું વાહન છે. શ્રીકૃષ્ણની દ્વારિકાના બાગમાં ગરુડ ચોકી કરતો હતો, ત્યાં હનુમાનજી તેને મળ્યા અને તે બાગનાં ફળ બગાડવા લાગ્યા; આથી ગરુડ તેમની ઉપર ક્રોધે ભરાયો અને વાડીમાંથી બહાર નીકળવાને કહ્યું. પણ હનુમાને માન્યું નહિ બન્ને એકબીજા સાથે વાદવિવાદ કરવા લાગ્યા. ગરુડ કહે છે, 'અલ્યા હનુમાન! તારા તો ત્રણ બાપ છે છતાં તારી મા કુંવારી કહેવાય છે. શા માટે તું આટલું બધું મારી સામે બોલે છે?' ત્યારે હનુમાને કહ્યું, 'તું શોક્યની દાસીનો છોકરો, તારો ભાઈ બિચારો પાંગળો છે. તારે કંઈ પણ ઠેકાણુંજ નથી તેથી સૂરજનો સારથિ થઈને આમતેમ ભટકયા કરે છે. વળી તું તારા ઓરમાન ભાઈને પણ મારે છે! તો શા માટે તું આટલો બધો મારા સામો બકવાટ કરે છે?' આ પછી તેઓ બન્ને રામ અને કૃષ્ણનાં દૃષ્ટાંતો દેખાડે છે. પણ છેવટે રામ અને કૃષ્ણ એકજ છે એવો સિદ્ધાંત કવિ દેખાડે છે.

'સતસૈયા'. એ મોટું વ્રજભાષામાં રચેલું કાવ્ય છે. તેમાં એકંદરે ૭૩૧ દૂહા છે. આ કાવ્ય તથા તેના ઉપરની ટીકા કવિ નર્મદે કાવ્યસંગ્રહ ભાગ ૨માં છપાવ્યાં છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે એ કાવ્ય ઉપરની ટીકા પણ કવિએ પોતેજ રચેલી છે. આ 'સતસૈયા' વૃન્દ અને બિહારીના 'સતસૈયા' જેવું છે. આ ગ્રન્થ વિષે એવો ઇતિહાસ છે કે અલીકદરપુરના દરબારમાં કોઈ ચારણે બિહારી સતસૈયામાંનો એક દોહરો ગાયો તે જ વખતે બીજા એક માણસે દયારામના સતસૈયામાંનો ગાયો. પછી દરબારે પૂછ્યું, આ બેમાંથી કયો દોહરો વધારે સારો છે? ચારણે જવાબ આપ્યો, મહારાજ! બન્ને દોહરા સરખા છે. ત્યારે દરબારે કહ્યું, તમારૂં કહેવું ખરૂં છે, પણ દયારામના સતસૈયા ચઢી જાય; કારણ કે બિહારીએ લૌકિક શૃંગાર ગાયો છે અને દયારામે અલૌકિક શૃંગાર ગાયો છે (જુઓ રા. મોદીકૃત 'દયારામ'). 'સતસૈયા' ગ્રન્થ ટીકા વગર

એમને એમ સમજાય તેવો નથી. પણ કવિની પોતાની રચેલી ટીકાથી તે સુગમ થઈ શકે છે. 'સનસૈયા'ના એક એક દોહરામાં જ્ઞાન અને ભક્તિરસ ઉભરાય છે, કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ રસ અને નાયિકાના જૂદા જૂદા ભેદો સમજવામાં પણ આ કાવ્ય ઘણું ઉપયુક્ત થાય એમ છે. ખંડિતા નાયિકા, પ્રોષિતભાર્તૃકા, ક્રિયાવિદગ્ધા, વાક્‌વિદગ્ધા. ખંડિતાવિદગ્ધા, સ્વયંદૂતિકા, અનુસૂયા, ખંડિતા અધિરા, ખંડિતા ધીરા, ખંડિતાધીરાધીરા કલહાંતરિતા, ઉત્કંઠિતા, રૂપગર્વિતા, કૃષ્ણાભિસારિકા જ્યોત્સ્નાભિસારિકા. જ્ઞાતઅજ્ઞાત યૌવના, દિવાભિસારિકા, સ્વાધીનપતિકા, સ્વકીયા, મુગ્ધા, વાસકસજ્જા વિપ્રલબ્ધા આગમપતિકા લક્ષિતા, પ્રેમગર્વિતા; મુદિતા, માનવતી, ઈત્યાદિ નાયિકાના પ્રકારોનાં વર્ણન વાંચતાં કવિની કાવ્યશક્તિ માટે આપણામાં ઉંચો અભિપ્રાય થાય છે, તેમજ અન્તે શબ્દાલંકાર તથા ચિત્રાલંકારના ભેદો જેવા કે ગોમુત્રગતિ, અશ્વગતિ, કપાટબંધ, ધનુષબંધ, કમળબંધ, હારબંધ, તથા છત્રબંધ તેમજ—

ને નૈ નૈ ની નૈ ન નૈ નૈં નાં નાં ન ન નૂ ન
નૌ ના ના ને ના નુ ના, ના ન ન નૃ નૃ નૂ ન

જેવાં એકાક્ષર, દ્વ્યાક્ષર, તેમજ પ્રલક્ષરાર્થ, પ્રતિપદાક્ષર, તથા પ્રશ્નોત્તર અને ગતાગત વર્ણનો દુહાઓ કવિનું અનુપમ કાવ્યચાતુર્ય જણાય છે. આખા ગ્રંથમાં પ્રેમવર્ણન, રૂપવર્ણન, સંગવર્ણન ભક્તિપ્રકરણ, વાદ-પ્રકરણ નામમાહાત્મ્ય, આશ્રય, વિવેકશિક્ષા, પ્રસ્તાવ પ્રકરણ તથા કઠિણાર્થ પ્રકરણ છે, આખું કાવ્ય જાણે કાવ્યશાસ્ત્રોની પરિભાષાને સમજાવવાને ઉદાહરણ રૂપે લખ્યું ન હોય એમ પણ સમજાય છે.

આવુંજ બીજું વ્રજ ભાષાનું કાવ્ય 'વસ્તુવૃંદદીપિકા' છે. તેમાં એકથી શરૂ કરીને ૧૦૮ ના આંક સુધીની સંખ્યાને લેઇને તે તે સંખ્યાની વસ્તુઓના પ્રસિદ્ધ સમૂહને આમાં વર્ણવ્યો છે. કાવ્યાત્મક શબ્દકોષ જેવો આ ગ્રન્થ છે. સંવત ૧૮૭૪ માં તે ગ્રંથ રચ્યો હતો. આ ગ્રંથ કાવ્યસંગ્રહમાં છપાયો છે.

'સારાવલિ'. એ શ્રીમદ્ ભાગવતાનુક્રમણિકા જેવો ગુજરાતી ગ્રંથ છે. તે ગ્રંથ ગુરુની આજ્ઞાથી કવિએ રચ્યો હતો. કૃષ્ણનું ચરિત્ર તેમાં રસિક રીતે વર્ણવવામાં આવ્યું છે. ચરિત્રને અન્તે કૃષ્ણ અને રુકિમણીની વાર્તાલાપનો પ્રસંગ તેમાં યોજ્યો છે. નીચેની લીટીઓમાં યમુનાની સઘન કુંજનાં બેઠેલા કૃષ્ણને એક સખીએ કહેલાં વાક્યો છે. તે કેટલાં રસિક છે તે વાચકો પોતાની મેળે સમજી લેશેઃ—

વૃંદાવન ફૂલ્યું નંદનવન સઘન કુંજ બહુ ભાત;
હરિ પ્રતીન મુકુલિત દ્રુમપલ્લવ, મુખરિત મધુકર પાત.
સ્થળ સ્થળ દ્વિજવર ધુનિ સંભળાયે, મધુર ભૃંગ ગુંજાર;
જાણે મન્મથ મળી કુસુમાકર, ફૂલી, કરે વિહાર.
સર્વસ્વ ગુણ વ્હમને દર્શાવા, સ્મર વસંત મળી આવ્યા;
મધુર માધુરી મુકુલિત પલ્લવ, હેણે મન મનાવ્યાં.
ગોવર્ધનનાં શિખર સુભગપર, ફૂલ્યા કુસુમ પલાશ;
સહજ સુરત સુખ દે સંયોગીને, વિરહીને કરે ઉદાસ.

આવાં આવાં અનેક રસિકવર્ણનો તેમાં છે.

લીલાનાં પણ કવિએ કેટલાંક કાવ્યો લખ્યાં છેઃ જેમકે 'પનલીલા' 'કમળલીલા' 'રૂપલીલા' અને 'મુરલીલીલા.' કાલીનાગના રહેઠાણ યમુનાના ધરામાંથી કમળ લાવવાની આજ્ઞા નંદને કંસ તરફથી કરવામાં આવી હતી, તેથી કૃષ્ણ તે લેવાને જાય. તે પ્રસંગનું કાવ્ય તે 'કમળલીલા' છે. નરસિંહ અને પ્રેમાનંદના 'નાગદમણ' જેવુંજ એ મનોહર કાવ્ય છે. રૂપલીલામાં કૃષ્ણનાં અનેક રૂપો જોઇને રાધા આશ્ચર્યથી ચકિત થાય છે અને કૃષ્ણનું ખરૂં રૂપ શું છે તે જાણવાને લલિતાદ્વારા કેટલીક યુક્તિઓ કરે છે પણ તે તમામમાં નિષ્ફળતા મળે છે એ વિષય આપવામાં આવ્યો છે. 'મુરલીલીલા' માં રાધા તથા ગોપિકાઓ કૃષ્ણના અધરામૃતનું પાન કરતી મુરલીની ઇર્ષા કરે છે; અને છેવટે મુરલી ઉપર વેર લેવાને આખા વાંસના વનને તેઓ બાળી મૂકે

છે એ પ્રસંગ કવિની કલ્પનાએ ઉપજાવી કાઢ્યો છે. આમાં સ્ત્રીઓના સ્વભાવનું આબેહૂબ વર્ણન આપ્યું છે.

આ ઉપરાંત બીજાં અસંખ્ય પદો અને ગરબીઓ કવિએ રચેલાં છે, તેમાંનાં કેટલાંક 'કાવ્યસંગ્રહ', 'કાવ્યસુધા' તથા 'કાવ્યમણિમાળા'ના જૂદા જૂદા ભાગોમાં છપાયાં છે. આ બધાં કાવ્યો ઉપર દૃષ્ટિ નાખતાં કવિનું કાવ્યસાહિત્ય કેટલું વિપુલ હતું તેનો કંઈક ખ્યાલ આપણને આવશે.

* * *

આ તમામ કાવ્યોમાં એક જ વસ્તુ છે અને તે કૃષ્ણભક્તિ. કૃષ્ણભક્તિ એ જ દયારામની કવિતાનો આત્મા. તેને જો દૂર કરવામાં આવે તો તે કવિતા રસશૂન્ય થઈ જાય. કવિતા લખવી તે તેમનું ધ્યેય નહોતું પણ પોતાના સેવ્ય પરમાત્મા કૃષ્ણનું ગુણગાન કરવું તેજ તેમનું ધ્યેય હતું. આ કાર્ય માટે તેમણે કવિતાને સાધનરૂપ બનાવી હતી. છતાં કૃષ્ણભક્તિને મુખ્ય રાખીને તેમની કવિતા અનેકરૂપે પ્રકાશી હતી. આથી તેમની કવિતાનાં અનેક રૂપો હતાં. અનેક રાગરાગણીઓ અને છંદોથી તેમણે તે વિભૂષિત કર્યાં હતાં. આ તમામ કાવ્યોનું જો આપણે વિષય પ્રમાણે વર્ગીકરણ કરીએ તો નીચે પ્રમાણે તેના મુખ્ય ભેદો પાડી શકાય:—




ભગવતલીલાના ગુણાનુવાદના ભાવાત્મક વિભાગમાં દયારામની શૃંગારની ગરબીઓ, કમળલીલા, દાણલીલા, રાસલીલા, મુરલીલીલા, પત્રલીલા અને રૂપલીલા વગેરે કાવ્યોનો સમાવેશ થાય છે. આખ્યાનાત્મકમાં 'રુક્મિણી

વિવાહ,' સત્યભામા વિવાહ', રૂકિમણીનું સીમન્ત, નાગ્નજીતિવિવાહ, અજામિલાખ્યાન વગેરે આવે છે. અને સ્તોત્રાત્મકમાં શ્રીનાથજી, શ્રીયમુનાજી, શેષશાયી વગેરેનાં ધોળ તથા ગરબીનો સમાવેશ થાય છે.

સિદ્ધાન્તાત્મક કવિતાના બ્રહ્મવાદમાં 'શુદ્ધાદ્વૈત પ્રતિપાદન' અને 'માયામતખંડન' આવે છે. ભક્તિમાર્ગના વિભાગમાં 'ભક્તિવિધાન' તથા 'હરિભક્તિચંદ્રિકા'નો સમાવેશ થાય છે અને ઉભયાત્મકમાં 'રસિક-વલ્લભ', 'રસિકરંજન', 'સિદ્ધાન્તસાર', 'ભક્તિપોષણ', 'સંપ્રદાયસાર' વગેરે આવે છે

ત્રીજા ઉપદેશાત્મક કવિતાના આચાર વિભાગમાં 'ચેતવણી', 'ચાતુરીનો ગરબો' અને મનપ્રબોધ આવે છે. વૈરાગ્યના વિભાગમાં 'કાળજ્ઞાનસારાંશ' "મનોમતિસંવાદ' તથા 'પ્રબોધબાવની' આવે છે. અને દીનતા વિભાગમાં 'ભક્તિ' અને શરણાંગતિનાં પદો આવે છે.

પ્રકીર્ણ વિભાગમાં 'સતસૈયા', 'સારાવલી', 'વસ્તુવૃંદદીપિકા' વગેરે મૂકી શકાય.

આ ઉપરાંત 'પિંગળસાર' 'તાલમાળા' 'રાગમાળા' પણ લખ્યાં છે. તેમનો સમાવેશ પ્રકીર્ણમાં કરી શકાય. ટુંકમાં કવિએ સાહિત્યનાં તમામ અંગોદ્વારા પોતાની કાવ્યસમૃદ્ધિને બહલાવી છે

આ બધાં કાવ્યો જોતાં એમ જણાય છે કે કવિએ અનેકવિધ કાવ્યો લખવામાં નરસિંહ, અખો, પ્રેમાનંદ અને શામળની શક્તિ મેળવી છે. પદો અને ગરબીઓ લખવામાં નરસિંહની, આખ્યાનો રચવામાં પ્રેમાનંદની અને તત્ત્વજ્ઞાનના વિષય ઉપર લખવામાં તે અખાની સરખા-મણીમાં આવી શકે છે, એટલુંજ નહિ પણ તે તે કવિઓ કરતાં પણ તેની કવિતા અધિક ખીલે છે.



# રસિકવલ્લભ ગ્રંથની મીમાંસા

હવે આપણે 'રસિકવલ્લભ' ગ્રંથમાં દયારામભાઈએ જે વિષયોનું વિસ્તારથી સ્પષ્ટીકરણ કરેલું છે તે તરફ વળીએ, અને તેમાંના એક એક વિષયને ટુંકાણથી અવલોકીએ. દયારામભાઈ 'શુદ્ધાદ્વૈત' મતને માનતા હતા તે આગળ આપણે કહી દીધું છે, અને તે શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતોનેજ આમાં જૂદી જૂદી દષ્ટિએ ચર્ચેલા છે. તે ટુંકમાં સમજવાને આ ગ્રંથ ઘણોજ ઉપયુક્ત થઈ પડે એમ છે.

રસિકવલ્લભ ગ્રંથનું પ્રયોજન ગ્રંથના પ્રારંભમાં કવિ જણાવે છે.

**ગ્રંથપ્રયોજન**

આ ગ્રંથ રચના કરૂં હું, ગુરુશિષ્ય સંવાદે કરી;
જેમાં ખંડન માયાવાદ શુદ્ધાદ્વૈત પ્રતિપાદન ભરી.

માયાવાદ અને બ્રહ્મવાદ એમ બે મોટા વાદો વેદાન્તના તત્ત્વજ્ઞાન પરત્વે છે. કેટલાકો 'બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા' એમ માને છે. તેઓ માયાવાદીના નામથી ઓળખાય છે. બીજાઓ બ્રહ્મ સત્ય તેમ તેનું રચેલું જગત્ પણ સત્ય એમ માને છે. તેઓ બ્રહ્મવાદીઓ કહેવાય છે. માયાવાદીઓ જગતને માયાની કૃતિ કહે છે બ્રહ્મવાદીઓ તેને પણ બ્રહ્મની કૃતિ કહે છે. માયાવાદના પ્રધાન પક્ષકાર શંકરાચાર્ય છે. તેમનું વેદાન્ત સામાન્ય રીતે 'કેવલાદ્વૈત' અગર 'માયાવાદ'ના નામથી ઓળખાય છે. બ્રહ્મવાદીઓમાં રામાનુજ, શ્રીવલ્લભાચાર્ય વગેરે છે. તેમાં શ્રીવલ્લભાચાર્ય 'શુદ્ધાદ્વૈત'થીજ બ્રહ્મ તથા જગત્ તેમ જીવોનો સંબંધ દર્શાવે છે કવિ પોતે ભક્તિસંપ્રદાયના એક ભક્ત હોવાથી, અને ભક્તિસંપ્રદાયમાં

ભક્તિના ઉદય પૂર્વે બ્રહ્મના જે માહાત્મ્ય જ્ઞાનની જરૂર છે તે માટે શુદ્ધાદ્વૈતીય જ્ઞાનનીજ આવશ્યકતા હોવી જોઇએ, તેથી અને આ જ્ઞાન થવાને માટે તેના વિરોધી જ્ઞાનની વિચારસરણીનો પણ નિરાસ થવાની જરૂર હોવાથી, પ્રથમ પ્રતિજ્ઞામાં માયાવાદનો નિરાસ કરીને પછી-શુદ્ધાદ્વૈતીય તત્ત્વજ્ઞાનની ચર્ચા આ ગ્રંથમાં પોતે કરશે એમ જણાવે છે. ખંડન અને મંડનની પદ્ધતિ પરાપૂર્વથી ચાલતી આવેલી છે.-આ દેશના વિદ્વાનો તથા પંડિતોની તે વાદશૈલી છે; તેનું અનુકરણ ફક્ત તત્ત્વજ્ઞાનીઓજ કરતા નથી પણ કવિઓએ પણ ક્વચિત્ વાદપ્રધાન ગ્રંથોમાં કર્યું છે. આથી તેને અનુસરીને કવિ અહિંઆં પ્રથમ માયાવાદનું ખંડન કરે છે અને પછી પોતે જે મતને માને છે તે શુદ્ધાદ્વૈતનું પ્રતિપાદન કરે છે. આમ કરવાનું કારણ શું ? તેના ઉત્તરમાં પ્રથમ ગૌણ કારણ આપે છે:—

જે થકી સહુ સંદેહ ટળે, સિદ્ધાંત સઘો ભાસે
પડે પ્રતીતિ પર્વતપ્રાયે નિશ્ચે ભ્રમણ ભ્રાંતિ નાસે.

'સંદેહ નિવૃત્તિ' એ તેનું ગૌણ કારણ ભગવદ્‌ગીતામાં નિશ્ચિત જ્ઞાનનેજ પાકું જ્ઞાન જણાવ્યું છે. જો જ્ઞાનમાં થોડીઘણી પણ શંકા રહી જાય તો તે વિચારને ટકવા દેતી નથી. જેમ કોઈ સુંદર વેલીમાં એક નાનકડું ઝીવડું ભરાયું હોય તો તે જેમ આખી વેલીના સત્ત્વને ચૂસી લે છે અને તેનાં પર્ણાંકુરોને ખાઇ જાય છે, તેમ થોડો પણ સંશય જ્ઞાનરૂપી વેલીને કાતરી ખાઈ જાય છે, જ્ઞાનનો વિકાસ દબાવી દે છે એટલુંજ નહિ પણ જેટલું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેને પણ ધીમે ધીમે નષ્ટ કરે છે. માટે તે જ્ઞાનની દૃઢતા સારૂ તેમાં થોડોપણ પણ સંશય રહી ન જાય તેવી રીતે તે સિદ્ધ કરવું જોઇએ. ગીતામાં संशयात्मा विनश्यति એમ જે કહ્યું છે તે પણ યથાર્થ છે. તેથી અહિંઆં જ્ઞાનનું પ્રથમ ફળ સંદેહનિવૃત્તિ જણાવે છે. આ સંદેહનિવૃત્તિથી જે વિષયનું જ્ઞાન જીજ્ઞાસુ મેળવવાને આતુર હોય તેમાં તેને વિશ્વાસ બેસે છે અને તેમાં તેનું ચિત્ત દૃઢ થઇ જાય છે; જેમ પર્વત પોતાની પાસે હોય અને તેને જોઇને કોઇ બાબુસ કહે કે

હું જે પર્વતનું જ્ઞાન મેળવવા ઇચ્છું છું તે આ રહ્યો. અર્થાત્ પર્વતને દૃષ્ટિ સમક્ષ જોઇને પછી પર્વત વિષેનું તેનું જ્ઞાન જેવું દૃઢ થાય છે તેવું પર્વતને જ્યાં સુધી જોયો ન હોય ત્યાં સુધી થતું નથી. પર્વતને નજરે જોતાં પહેલાંનું પર્વત વિષેનું જ્ઞાન નિશ્ચિત નથી તેને ચલિત થવાનો સંભવ વધારે હોય છે. ત્યાં સુધી તે પરોક્ષ જ્ઞાન હતું. પણ હવે તે પ્રત્યક્ષ થાય છે. પ્રત્યક્ષ જ્ઞાન અને પરોક્ષ જ્ઞાન એમ જ્ઞાનનાં બે પૂરક અંગો છે. એક બીજા વગર નકામું છે. બે પગથી જ માણસ ગતિ કરી શકે છે, એકના અભાવે માણસ પાંગળો ગણાય છે. તેમ પ્રત્યક્ષ જ્ઞાન અને પરોક્ષ જ્ઞાન ઉભયની જ્ઞાનની સંપૂર્ણતા માટે જરૂર છે. કેવલ પરોક્ષ જ્ઞાન કવચિત્ ભૂલાવામાં નાખનારૂં છે: માટે પ્રત્યક્ષથી તેને વધારે વિશ્વસનીય બનાવવાની જરૂર છે. આથી કવિ આ ગ્રંથદ્વારા અનેક દાખલાઓથી પ્રત્યક્ષ જ્ઞાન પણ પોતે કરાવવા માગે છે. અર્થાત્ આખા જ્ઞાનના વિષયને હસ્તામલકવત્ કરવા ઇચ્છે છે. પણ શું કવિનો પ્રયાસ ફક્ત સંદેહનિવૃત્તિ માટે છે? ના, સંદેહનિવૃત્તિ તે તો ગૌણફળ છે; મુખ્ય ફળ તો પ્રભુની ભક્તિ છે. જ્ઞાનનું અંતિમ લક્ષ્ય ભગવત્પ્રાપ્તિ છે. કેવળ શાસ્ત્રીય જ્ઞાન તે તો પ્રભુ માટેના જ્ઞાનને દૃઢ બનાવવા માટે છે. તર્કવિતર્કો તથા બીજાઓની શંકાઓથી તેનું રક્ષણ કરવા માટે છે. બાકી તે રીતે સંપાદન કરેલા જ્ઞાનનો ખરો હેતુ તો તેને જીવનમાં આચરીને પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન કરવા માટે છે. એ જ્ઞાનને એ દિશામાં ન વાળવામાં આવે ત્યાં સુધી એ જ્ઞાનનું કશું પણ મૂલ્ય નથી. શ્રી વિઠ્ઠલેશ અણુભાષ્યમાં જ્ઞાનના સાધ્ય અને સિદ્ધ એવા બે ભેદો દર્શાવે છે. સાધ્યજ્ઞાન સામાન્ય ભાષામાં 'જ્ઞાન' નામથી વ્યવહરાય છે અને સિદ્ધજ્ઞાન તે અનુભવના નામથી ઓળખાય છે. જ્ઞાન અને અનુભવ એ બે આત્માની પાંખો છે. તે બે પાંખોની સહાયથી આત્મપક્ષી બ્રહ્માકાશમાં ઉડી શકે છે. અનુભવ એટલે ભગવદ્દર્શન. તે માટે ભક્તિની જરૂર છે. આ ભક્તિ અને તદ્દ્વારા પ્રભુપ્રાપ્તિ એ જ્ઞાનનું પરમ ફળ છે. સાકર ગળી છે તેમ કહેવાથી સાકરનું પૂરેપૂરૂં જ્ઞાન થતું નથી, તે માટે તો તેને

મોઢામાં મૂકી જોઇએ અને તેનો આસ્વાદ કેવો જોઇએ. તેજ પ્રમાણે ભગવાનનાં દર્શન, તેજ જ્ઞાનનું ખરું સ્વરૂપ છે તે સ્થિતિ સુધી જો જ્ઞાન પહોંચે નહિ તો ત્યાંસુધી તેનું કશું પણ મૂલ્ય કવિને નથી. માટે આ ગ્રંથમાં તેમનો મુખ્ય પ્રયાસ આ ફળસિદ્ધિ માટે છે. તેથી તેઓ જણાવે છે કેઃ—

હોય પ્રકટ ભક્તિ પ્રેમ, શ્રીગિરિધર વસે ઉરમાંહ;
નિજ કરી કરુણાદૃષ્ટિ ભાળે, સહજ ઝાલે બાંહ.

ભક્તિ-પ્રેમભક્તિનો ઉદય થાય અને શ્રીગિરિધર ભગવાન્ હૃદયમાં બિરાજે. ભગવાનનો સાક્ષાત્કાર થાય, અને ભગવાન ભક્તને પોતાનો કહીને તેના ઉપર કરુણાની મીઠી અમીમય દૃષ્ટિ નાખે, અને તેનો હાથ ઝાલીને તેને નિર્ભયના પદ આપે. આ ફળસિદ્ધિ કેમ થાય તે પણ આ ગ્રંથદ્વારા કવિ જણાવવા ઇચ્છે છે. વળી વિશેષમાં બીજા પણ શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતો જેવા કે બ્રહ્મની સાકારતા તથા જગત્કર્તૃત્વ, તેમજ બ્રહ્મ અને જીવ વચ્ચે સેવ્ય અને સેવકનો સંબંધ તેમજ તેમની ભિન્નતા વગેરેનું કથન આ ગ્રંથમાં પોતે કરનાર છે, એ નીચેની પંક્તિ-ઓમાં જણાવે છે—

એવું કથન હું કરું છું શ્રીકૃષ્ણ પ્રતાપ;
સ્થાપન (1)સગુણ સાકારનું (2)હરિ વિશ્વકર્તા આપ.
(3)નિત્યધર્મ સેવા સ્વામીનો (4)ઐક્યતા નહિ કો કાળ;
ઇત્યાદિ વર્ણને કરીશ સરલ જેમ સમજે બાળ.

જે લોક શુદ્ધાદ્વૈત સિદ્ધાંતો ગ્રંથદ્વારા ગ્રહણ કરી શકતા નથી તેઓને માટેજ તેનું કથન સરળતાથી આમાં આપવામાં આવેલ છે. બાકી સંસ્કૃતમાં તે વિષય ઉપર શ્રીવલ્લભાચાર્ય તથા તેમના પુત્ર શ્રીવિઠ્ઠલેશ તથા તેમના વંશજોમાં શ્રીપુરુષોત્તમજી તથા શ્રીહરિરાયજી વગેરેએ ઘણા ગ્રંથો રચ્યા છે; પણ તે સામાન્ય વર્ગથી સમજી શકાય તેમ નથી માટે પ્રાકૃત અને સંસ્કૃતથી અનભિજ્ઞ વર્ગની ખાતર સરળ શૈલીમાં તે સિદ્ધાન્તો રજુ કરવાને પણ આ ગ્રંથની રચના કરી છે.

'રસિકવલ્લભ' સંજ્ઞાનો અર્થ.

'રસિકવલ્લભ' એમ આ ગ્રંથનું જે નામ આપ્યું છે તેનો પણ ખુલાસો ગ્રંથના અંતમાં નીચે પ્રમાણે સ્પષ્ટ કર્યો છે—

"રસિકવલ્લભ" આ શુભ ગ્રંથજી, વર્ણન કીધાં પુષ્ટિપંથજી;
પૂર્ણ કરાવ્યો ગુરુ ગોવિંદજી, દૈવીજન દેવા આનંદજી.
(i) રસિકજનને વલ્લભ લાગેજી, સઘળા સંશય સુણતાં ભાગેજી;
કહ્યા પ્રમાણે આચરણ કરશેજી, તે (ii) વ્રજવલ્લભ પ્રભુને વરશેજી."

તત્ત્વજ્ઞાનની ચર્ચા સામાન્ય રીતે શુષ્ક અને નીરસ હોય છે પણ તે રસિક અને હૃદયંગમ થઇ પડે માટે કવિએ અહિંયાં કવિતામાં તે વિષયને પ્રાસાદિક શૈલીમાં રજુ કર્યો છે માટે તે 'રસિકવલ્લભ' સંજ્ઞાને પાત્ર છે; વળી તે રસિકજનને–પ્રભુભક્તિના જે રસીઆ છે તેમને–પ્રિય થઇ પડે તેવો ગ્રંથ છે, કારણ કે તેમાં ભક્તિમાર્ગનું રહસ્ય સ્પષ્ટ કર્યું છે માટે પણ આનું નામ 'રસિકવલ્લભ' છે.

શિષ્યનાં લક્ષણો

આખો ગ્રંથ ગુરુ અને શિષ્યના સંવાદરૂપે છે. વાંચકને તત્ત્વની ચર્ચાથી કંટાળો ન આવે તેટલા માટે સંવાદની શૈલી કવિતામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. વળી તત્ત્વની સમ્યક્ ચર્ચા થઇ શકે તેટલા માટે પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ બરાબર રજુ કરવા જોઇએ; અને તેટલા માટે એક પૃચ્છક અને બીજા ઉત્તરદાતા હોય તો જ દરેક પક્ષનું નિવેદન બરાબર મૂકી શકાય. આથી ગુરુ શિષ્યના સંવાદરૂપે પ્રયોજાયલી આ આખી તત્ત્વચર્ચા શંકાઓનું સમાધાન કરવામાં ઘણી ઉપયુક્ત નીવડે છે. આ આખા સંવાદની શૈલી બરાબર તપાસતાં ગુરુ કેવો હોવો જોઇએ અને શિષ્ય કેવો હોવો જોઇએ તે બરાબર સમજી શકાશે. પદ બીજામાં શિષ્ય પોતે પ્રશ્નનો આરંભ કરતા પહેલાં પોતાની સંશયવાળી દશાનું દિગ્દર્શન કરાવે છે. તેણે ઘણું વાંચ્યું છે તથા શ્રવણ કર્યું છે; પણ નિશ્ચયાત્મકતાને અભાવે તેનું મન ચગડોળે ચડેલું છે. તેથી પોતે ગુરુ પાસે

જાય છે અને પોતાના હૃદયની વાત ગુરુને કહીને તેમને પોતાના વિશ્વાસમાં લે છે; અને ગુરુ પણ તેના મનની નાડીના વેગને બરાબર તપાસીને, તેને શાન્ત કરવાને પોતાની મીઠી અમૃતમય ભાષામાં યોગ્ય ઉત્તર આપે છે. પ્રશ્ન પૂછતા પહેલાં શિષ્ય કહે છે—

શિષ્યે પુછ્યું શ્રી ગુરુ પત્યજી, કયમ ભ્રમતી રહે મ્હારી મત્યજી;
કૃપા કરી તે મુજને કહિયેજી, શરણાંગત છું નિજનો લહિયેજી.
મેં અવલોકયા છે બહુ ગ્રંથજી, તેથી ન ગ્હેરે મન એક પંથજી;
છું વચલેલો હોય ના ધરશોજી, પૂછીશ ઘેલું ક્રોધ ન કરશોજી.

શિષ્યમાં પ્રથમ જીજ્ઞાસા જોઇએ. વસ્તુ સમજવાને માટે જ્યારે બીજાને આપણી શંકાઓ કરીએ તે પહેલાં આપણામાં તે જાણવાની ખરેખર ઇચ્છા અને તત્પરતા છે કે નહિ તેનો પ્રથમ આપણે વિચાર કરી લેવો જોઇએ. જીજ્ઞાસા હોય તો જ જ્ઞાનમાર્ગમાં આગળ વધી શકાય છે. આ જીજ્ઞાસાને તેમણે દૈન્ય ભાવથી ગુરુ આગળ રજુ કરવા, **शिष्यस्तेहं शाधि मां त्वां प्रपन्नम्** એ ગીતા વાક્યાનુસાર નમ્રતા અગર દીનતાથી ગુરુ પાસે જવું એ બીજું લક્ષણ શિષ્યમાં હોવું જોઇએ. આ ઉપરાંત, જે વિષય ઉપર શંકા કરવા માગે છે તે વિષય ઉપર તેણે ઘણું વાંચેલું હોવું જોઇએ. જેણે તે વિષય ઉપર વાંચેલું હોય તેજ શંકા પણ બરાબર કરી શકે. બાકી તે બુદ્ધિપૂર્વક શંકા કરવાની શક્તિના અભાવે પોતે હાસ્યાસ્પદ બને છે. તેથી શિષ્ય અહિંયાં કહે છે, 'મેં અવલોકયા છે બહુ ગ્રંથજી'. જૂદા જૂદા ગ્રંથો વાંચતાં, એક વસ્તુ જૂદી જૂદી રીતે સમજાય, આમાં કયી વસ્તુ માનવી અને કયી નહિ તે બાબતમાં ચિત્ત અમુઝણમાં પડી જાય છે. આ સંજોગોમાં તેની તમામ શંકાનું નિવારણ કરીને, યોગ્ય માર્ગ દર્શાવનાર તેની તમઃજવનિકા ભેદનાર ગુરુની જરૂર છે. તત્ત્વચર્ચા દરમ્યાન પૃચ્છક એક પ્રકારની મનોવૃત્તિ રાખી શકતો નથી. જેમ જેમ ચર્ચા લંબાય તેમ તેમ તેમાંથી અનેક શાખાઓનાં ફણગાં ફુટે છે, આ સમયે પૃચ્છકની

મનની વૃત્તિ પણ અનેક લાગણીઓમાં બદલાય છે તેથી કેટલીક વખત તે મનની સમતા સાચવી શકતો નથી. આથી ગુરુને અવિનય ન જણાય તેટલા માટે શિષ્ય પ્રથમથી 'પુછીશ ઘેલું ક્રોધ ન કરશોજી' એમ કહીને ક્ષમા યાચે છે.

'ભ્રમ ચગડોળે ચઢયું ચિત્ત મહારૂંજી, નિશ્ચ ન થયું આ એક સારૂંજી' એમ પોતાના મનની ખરી સ્થિતિ ગુરુને નિવેદન કરતાં શિષ્યને બિલકુલ લજ્જા કે સંકોચ થવો ન જોઇએ. અને તે ખરૂં કહે છે—

> પરિપૂર્ણ જ્ઞાની ભલો કે સમજાવવો ભલો મુગ્ધ;
> અધ બળ્યો સુધરે નહિ જેમ સુધરે ન વચલું દુગ્ધ.

પોતે નથી પરિપૂર્ણ જ્ઞાની કે નથી તદ્દન મૂર્ખ, પણ વચલી સ્થિતિનો છે. જેમ વાસી દુધ કશા કામનું નથી તેમ અર્ધદગ્ધ પણ નકામો છે. પોતાની સ્થિતિ પણ તેવીજઃ અને તેથી આ વસ્તુ સારી છે કે આ ખોટી છે તેવો વિવેક પણ પોતામાં નથી.

> નથી અધમ ઉતમ પરીક્ષા મન થયુ માટીની ડલી;
> મધુ મૂત્ર વા જલ કૂપ નદી સહુ સ્પર્શથી જાયજ ગલી.

અર્ધદગ્ધનું મન, જેમ માટીનું ઢેફું ગમે તેવા પાણીથી, નદીના, તળાવના કે કુવાના અગર મૂત્રથી ઓગળી જાય છે તેમ જેટલા જેટલાઓના સંસર્ગમાં આવે તેટલાં બધાંનું સાચું માની લે છે. આજ ખરૂં અને બીજું ખોટું એવો નિશ્ચયપૂર્વક નિર્ણય તે કરી શકતું નથી. આ પ્રમાણે શિષ્ય કેવો જીજ્ઞાસુ, નમ્ર, સ્પષ્ટવક્તા અને નિર્ભય હોવો જોઇએ તેનું તે કવિ શિષ્યના પ્રશ્નદ્વારા આપણને જણાવે છે તેમ ગુરુ કેવો જ્ઞાની, શિષ્ય પ્રતિ ક્રોધ નહિ કરનાર, શાંત સ્વભાવવાળો અને સ્નિગ્ધ હોવો જોઇએ તે પણ ગુરુના ઉત્તરથી સૂચિત થાય છે.

### બ્રહ્મનું સ્વરૂપ

'રસિકબ્રહ્મ'નો મુખ્ય વિષય બ્રહ્મસ્વરૂપનો વિચાર છે. દુનિયાના

તમામ તત્ત્વજ્ઞાનીઓએ પોતાની તત્ત્વવિષયક ચર્ચાઓ 'પરમતત્ત્વ' બ્રહ્મપરત્વે કરી છે. ભારતવર્ષના તત્ત્વજ્ઞાનીઓએ એ વિષે ઘણુંજ ચિંતન બારિકાઇથી કરેલું છે. (૧)ઉપનિષદની સૂચનાઓ (૨)બ્રહ્મસૂત્રો, (૩)ભાગવતાદિ પુરાણો તથા (૪)ભગવદ્‌ગીતા આદિ ગ્રંથોમાં આ વિષય ઘણી વખત ચર્ચાયો છે. તેને અંગે બ્રહ્મના સ્વરૂપને ઓળખાવનારી જુદી જુદી દૃષ્ટિઓ પણ ઉદ્‌ભવી છે. કવિનું માનસ શુદ્ધાદ્વૈતીય દૃષ્ટિથી અંકિત હોવાથી, તે દૃષ્ટિના આધારે શુદ્ધાદ્વૈતીય ગ્રંથોમાં જે વિચારાયું છે તેનું દોહન કરીને સારરૂપે આ ગ્રંથમાં નવનીતરૂપ તત્ત્વ એકત્ર કર્યું છે. તે પરમ તત્ત્વને દયારામભાઈ કેવી રીતે જુએ છે તે જણાવવામાં પોતે નીચે પ્રમાણે લખે છે—

"આદ્યસ્વયંભૂ આત્મારામજી, મૂળપુરુષ જે પુરણકામજી;
પ્રધાન પુરુષેશ્વર પરબ્રહ્મજી, નેતિ નેતિ કહે નિગમજી.
પર અક્ષરથી ત્રિગુણાતીતજી, ગમ્ય ન મન ગો અકળ અજીતજી,
જે થકી કંપે માયા કાળજી, એહવું અખિલનું રૂપ રસાળજી."

—ર. ૧. ૧૩ : ૧-૨

બ્રહ્મ એ આદિ તત્ત્વ છે. તેની પૂર્વે બીજું કોઇ પણ તત્ત્વ નથી. વળી તે સ્વયંભૂ છે. તેમનું બીજું કોઇ કારણ નથી. પોતે આત્મારૂપે સર્વત્ર રમણ કરે છે. મૂળ પુરુષ તે છે. તે પૂર્ણ કામ હોવાથી તેમને બીજી કોઈ પણ કામનાઓ પૂર્ણ કરવાની નથી. સાંખ્ય લોકો પ્રકૃતિને આદિતત્ત્વ માને છે પણ તેમ નથી. તે પ્રકૃતિ તેમજ પુરુષના પણ નિયામક બ્રહ્મ છે. તે પરબ્રહ્મ હોવાથી તેમનાથી પર બીજું કોઈ નથી. તે બ્રહ્મના ગુણો અસંખ્ય છે, તે ગણતાં પાર પામી શકાય તેમ નથી તેમની શક્તિઓ પણ અચિન્ત્ય છે. તેથી તે બ્રહ્મ આવું અગર આટલુંજ એમ કોઇ તેને ઓળખાવી શકતું નથી. આથી વેદ પણ આમ નહિ, આમ નહિ એમ તેમના વિષે જણાવે છે. વેદની વાણી પણ તેનો પાર પામી શકતી નથી. અક્ષરબ્રહ્મથી પણ તે પર છે.

અને સત્વ, રજઃ અને તમઃ એ ત્રણ જે પ્રકૃતિના ગુણો કહેવાય છે તેનાથી પણ તે અતીત છે. મન તથા વાણીને તે ગમ્ય નથી. તેની કળાને કોઇ પહોંચી શકતું નથી. તેમ કોઇનાથી તે જીતાતા નથી. માયા તથા કાળ પણ તેનાથી કંપે છે. વળી તેનું સ્વરૂપ રસાત્મક છે. આમ બ્રહ્મનું ઓળખાણ કરાવીને છેવટે તે રસાત્મકરૂપે પરબ્રહ્મ છે એમ કવિ ટુંકામાં કહે છે તે રસાત્મક સ્વરૂપ કેવું? તો તે વિષે આગળ કહે છે—

"જે રસાળ નિત્ય નવીન મોહન આનંદમય બહુ રંગ,
નટવર લલિત ત્રિભંગ છબીપર વારુ અનંત અનંગ."

ર. વ. ૧૩-૩

પ્રભુનું સર્વાંગ રસાત્મક સ્વરૂપ નિત્ય નવીન છે. **क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः** ક્ષણે ક્ષણે જે નવીનતા પ્રકટ કરે છે તેજ રમણીયતાનું રૂપ છે. ભગવાનનું સૌંદર્ય પણ ક્ષણે ક્ષણે પ્રકટ કરે છે અને તે આનંદમય છે, તેમાં કોઈ પણ વિકૃતિ નથી. ઉત્તમ નટની માફક તે અતીવ રમણીય અને મોહક છે. કરોડો કામદેવો તેમના સ્વરૂપ આગળ ઝાંખા પડી જાય છે. આ રસાત્મકને કવિ રાધાકાન્ત તરીકે ઓળખે છે. આ રાધાકાન્તની સરખામણીએ અક્ષરબ્રહ્મનું સ્વરૂપ કે જેના પ્રત્યેક રોમમાં અનંતકોટિબ્રહ્માંડો ભમી રહે છે તે અતિવ ન્યૂન છે, કારણ કે તેનું અક્ષરબ્રહ્મ તો રાધાકાન્તના વામ પદમાં કેવલ બિન્દુરૂપે છે—

પ્રતિરોમ જે મહાપુરુષ ભ્રમ બ્રહ્માંડ કોટિ અનંત;
તે વામ પદમાં બિન્દુરૂપે વસે રાધાકાંત.

ર. વ. ૧૩:૪

આ રાધાકાન્ત તે શ્રીકૃષ્ણ છે. અને તેમનું વય ફક્ત ૧૧ વર્ષ અને પર દિવસનું છે, પોતે રસસ્વરૂપ રસાત્મક હોવાથી તેમની વય પણ તેવી છે. પોતે ધર્મીરૂપ છે, અને ગોપીજનના પ્રિય છે.

આકૃતિ શિશુને કુમાર વ્રજ પૌગંડ નંદકુમાર,
છે ધર્મી નિત્ય કિશોર કેશવ રાધિકા ઉર હાર

*　　*　　*

જે મૂળ પ્રકૃતિ મહામાયા પુરુષની કીંકરી;
તે દયાપ્રીતમ અખિલ ઇશ્વર ગોપીજનવલ્લભ હરિ.

પદ ૩૬, ૭–૮માં આ બ્રહ્મનાં આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એ ત્રણ રૂપોનો વિચાર કરે છે.

(આ)ધિભૌતિક અધ્યાત્મિક ને આધિદૈવિક હરિ ત્રિરૂપ;
જ્યમ ગંગાવારિ તીર્થ દૈવી ક્રમવિવેક અનૂપ.
એ રૂપ ત્રણે સુરસરિ વ્યવહાર જુદો જ્યમ;
જળ જકત તીર્થ અંતર્યામી દૈવી પુરુષોત્તમ.

આ ત્રણ રૂપો સમજાવવાને ગંગાનું દૃષ્ટાંત આપે છે. 'સિદ્ધાન્તમુક્તાવલિ'માં શ્રીવલ્લભાચાર્યે પણ આ જ દૃષ્ટાંત આપીને બ્રહ્મનાં ત્રણ સ્વરૂપો સમજાવ્યાં છે. ગંગાનું જળ, ગંગાનું તીર્થત્વ, તથા ગંગાનું દૈવીપણું આ ત્રણ ગંગાનાં જેમ જુદાં જુદાં રૂપો મનાય છે તેમ જગત્, અંતર્યામી અને પુરુષોત્તમ એ ત્રણ પણ ભગવાનનાં જુદાં જુદાં રૂપો છે. આમાં જગત્ તે આધિભૌતિક સ્વરૂપ છે, અંતર્યામી અગર અક્ષરબ્રહ્મ–એ આધ્યાત્મિક સ્વરૂપ છે અને પુરુષોત્તમ એ આધિદૈવિક સ્વરૂપ છે. કેટલાકો ગંગાના જળને જ માત્ર જોઇને તેમાં જળબુદ્ધિ રાખે છે તેમ કેટલાકો ભગવાનને જગત્ રૂપેજ જુએ છે, કેટલાકો તેની તીર્થ તરીકેની મહત્તા સમજીને પૂજે છે તેમ જ્ઞાનીઓ અક્ષરબ્રહ્મના સ્વરૂપને પૂજે છે, પણ કેટલાક ખરા ભક્તોને ગંગાદેવીનાં સાક્ષાત્ દર્શન થાય છે, તેમ ભગવાનના ખરા ભક્તોને પુરુષોત્તમનાં દર્શન થાય છે આમ આ લીટીઓમાં બ્રહ્મના સ્વરૂપની ત્રિવિધતા કવિ જણાવે છે. પદ ૮૬–૬માં આજ હકીકત જુદી રીતે જણાવી છે.

સદ્રૂપ સમજ વિરાટ અક્ષરબ્રહ્મ ચિદ્ કહે છંદ;
છે નારાયણ આનંદમય શ્રી કૃષ્ણ પરમાનંદ.

આમાં બ્રહ્મનાં ત્રણ સ્વરૂપોને બદલે ચાર સ્વરૂપો જણાવ્યાં. બ્રહ્મના સત્, ચિત અને આનંદ એ ત્રણ મુખ્ય ધર્મો છે. તેમાંથી જ્યારે ચિત્ અને આનંદ ધર્મોને ગુપ્ત રાખીને ભગવાન્ ફક્ત 'સત્' ધર્મને પ્રકટ કરે છે ત્યારે જગતરૂપ આવિર્ભાવ પામે છે. આ સદ્રૂપ એ વિરાટ અગર જગત્ કહેવાય છે. જ્યારે ફક્ત આનંદ ધર્મને ગુપ્ત રાખે છે અને ચિત્ ધર્મને મુખ્ય પ્રકટ કરે છે ત્યારે તે સ્વરૂપ અક્ષરના નામથી ઓળખાય છે અને આનંદધર્મને જ્યારે પ્રકટ કરે છે ત્યારે ગણિતાનંદ અને અગણિતાનંદ એવાં બે સ્વરૂપ વિભાગો ઓળખાય છે. ગણિતાનંદ એ નારાયણ કહેવાય છે અને અગણિતાનંદ શ્રીકૃષ્ણના નામથી ઓળખાય છે. આ શ્રીકૃષ્ણ એજ પરબ્રહ્મ છે. આમ અહિંયાં ત્રણને બદલે ચાર સ્વરૂપના વિભાગો કહે છે. આ પંક્તિઓમાં ચિદ્રને કવિ અક્ષરબ્રહ્મ કહે છે તે સૈદ્ધાન્તિક ભૂલ છે. શુદ્ધાદ્વૈત મત પ્રમાણે સદ્રૂપ એ જગત અને ચિદ્રૂપ એ જીવો છે. તત્ત્વદીપ નિબંધમાં શ્રીવલ્લભાચાર્ય નીચે પ્રમાણે સિદ્ધાન્ત જણાવે છે—

विस्फुलिङ्गा इवाग्नेस्तु सदंशेन जडा अपि ।
आनंदांशस्वरूपेण सर्वान्तर्यामिरूपिण: ॥
सच्चिदानन्दरूपेषु पूर्वयोरन्यलीनता ।
अत एव निराकारौ पूर्वावानन्दलोपत: ॥
जडोजीवोन्तरात्मेति व्यवहारस्त्रिधा मत: ।

અહિંયાં બ્રહ્મના જડ, જીવ અને અન્તરાત્મા એવા ત્રણ સ્વરૂપ ભેદો દર્શાવ્યા છે અને આમાં જીવ તે ચિદ્રૂપ છે. અહિંયાં કહેલું અક્ષરરૂપ નહિ. અક્ષરરૂપ એ તૃતીય કોટિમાં પ્રવેશ પામે છે. આ તૃતીય કોટિના આનંદ ધર્મના ગણિતાનંદ અને અગણિતાનંદ એવા બે ભેદો

પડતાં ગણિતાનંદ એજ અક્ષરબ્રહ્મ એમ શ્રીવલ્લભાચાર્ય જણાવે છે. તે મર્યાદા પુરુષોત્તમ, નારાયણ વગેરે નામથી ઓળખાય છે. અને અગણિતાનંદ એ પુરુષોત્તમ અગર શ્રીકૃષ્ણ નામથી ઓળખાય છે; વસ્તુતઃ નારાયણ અને અક્ષર એ બેમાં ભેદ નથી. એક મર્યાદા ભક્તિનો વિષય છે ત્યારે બીજું જ્ઞાનનો વિષય છે. અહિંયાં ચિદ્રૂપને અક્ષરબ્રહ્મ કહેવામાં કવિની સૈદ્ધાન્તિક ભૂલ થઈ છે. અણુભાષ્યના ૩–૩–૩૪ના 'इयदामननात्' સૂત્રમાં અક્ષરબ્રહ્મ અને પરબ્રહ્મ એ બન્નેનો ભેદ દર્શાવતાં અક્ષરબ્રહ્મને ત્યાં ગણિતાનંદ જણાવતાં શ્રીવિઠ્ઠલેશજી લખે છે—

एवं सती यत एतावदक्षरानन्दस्य सावधिकत्वेन श्रुतौ कथनादानन्दमयत्वेन निरवध्यानन्दात्मकत्वस्य पुरुषोत्तमे कथनात्तयोक्तिरिति । આથી સિદ્ધ થાય છે કે અહીંયાં અક્ષરબ્રહ્મને નારાયણથી દયારામ પૃથક્ ગણે છે તે બરાબર નથી. કવિ પોતે પણ અક્ષરબ્રહ્મને ગણિતાનંદ તરીકેજ સ્વીકારે છે. તે નીચેની પંક્તિઓથી જણાશે.

> પ્રાકૃત સકલ સુર બૃહદ્ ગણિતાનંદ ભાખ્યું બ્રહ્મ;
> જય દયાપ્રીતમ પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ.
>
> ર. વ. ૮૧–૮

બૃહદ્ કહેતાં અક્ષરબ્રહ્મ એ ગણિતાનંદ અને શ્રીકૃષ્ણ એ પૂર્ણાનંદ એ જ કવિનો સિદ્ધાન્ત છે. આથી કવિ પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણનેજ પરમસેવ્ય માને છે. 'કૂટસ્થ લગી છે ગણિતાનંદજી' (ર. વ ૮૨–૧) એમ કહીને છેવટે શા માટે પોતે પુરુષોત્તમને ભજે છે તે જણાવે છે.

ઉપનિષદની શ્રુતિઓ વાંચનારને એક મોટામાં મોટી શંકા જે થાય છે તે બ્રહ્મ સાકાર હશે કે નિરાકાર એ વિષેની છે. કારણ કે શ્રુતિમાં બ્રહ્મની સાકારતા તેમજ નિરાકારતા બન્ને જણાવનારાં વચનો મળી આવે છે. એક બાજુએ બૃ. ઉ. ૨ માં તે બ્રહ્મને અસ્થૂલ, અનણુ,

અહ્રસ્વ, અદીર્ઘ, અલોહિત, અસ્નેહ, અચ્છાય, અતમા, અવાયુ, અનાકાશ, અસંગ, અસ્પર્શ, અગન્ધ અરસ, અચક્ષુષ્ક, અશ્રોત્ર, અવાક્, અમના, અપ્રાણ વગેરે રૂપે ઓળખાવવામાં આવે છે. મું. ૫ માં તેને અવ્યક્ત અને અચિન્ત્ય કહેલ છે, અને બૃ. ગા. ૪ માં **न तदश्नोति कश्चन न तदश्नोति कश्चन** એમ કહીને તે અમૂર્ત અને અજ છે એમ ત્યાં જણાવે છે. જ્યારે બીજી બાજુએ **यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति** જેવી શ્રુતિઓ જે બ્રહ્મનેજ જગતનું ઉત્પત્તિ. સ્થિતિ તથા લયનું કારણ દેખાડે છે તથા **य सर्वज्ञः सर्वशक्तिः** જેવાં વાક્યો તેને સર્વજ્ઞ અને સર્વશક્તિવાળા કહે છે. અર્થાત્ એક બાજુએ બ્રહ્મને નિરાકાર અને નિર્ધર્મક કહેનારાં શ્રુતિવચનો છે અને બીજી બાજુએ તેમને સાકાર અને સધર્મક કહેનાર વચનો છે. આ વાક્યોના આધારે કેટલાકો બ્રહ્મને નિરાકારજ જણાવે છે અને કેટલાકો તેને સાકાર જણાવે છે. શ્રીવલ્લભાચાર્યે તે ઉભય પ્રકારનાં વાક્યોની એકવાક્યતા કરી છે. તે વાક્યો કયા અર્થમાં બ્રહ્મને નિરાકાર કહે છે અને કયા અર્થમાં સાકાર કહે છે તે અણુભાષ્ય તથા તત્ત્વદીપ નામના ગ્રંથમાં જણાવ્યું છે. તેને આધારે કવિ અહિંયાં જણાવે છે કે—

નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થજી, એમ કર્યો મહામત્ય સમર્થજી;
પ્રાકૃત ગુણ નહિ જેમાં લેશજી, અપ્રાકૃત ગુણ ભર્યા અશેષજી.
સત્‌ચિત્ આનંદ આદિ અનતજી, ઐશ્વર્યાદિ સહ ભગવંતજી;
અગુણ સગુણ એ બ્રહ્મવિચારજી. કેવળ નિર્ગુણ કહે ગમારજી.

૨. ૫. ૪૬/ ૧–૨

નિર્ગુણ શ્રુતિનો અર્થ એવો નથી કે બ્રહ્મ ગુણરહિત છે, પણ તે એટલું જણાવે છે કે બ્રહ્મમાં પ્રાકૃત ગુણો નથી. અર્થાત્ નિર્ગુણ બ્રહ્મ

એટલે ગુણરહિત બ્રહ્મ નહિ પણ પ્રાકૃત ગુણથી રહિત અને સગુણ એટલે પ્રાકૃત ગુણયુક્ત નહિ પણ અપ્રાકૃત દૈવી ગુણયુક્ત. આ રીતે નિર્ગુણ અને સગુણ બ્રહ્મનો વલ્લભાચાર્યે સમન્વય કરી બતલાવ્યો છે તે પ્રમાણે કવિ અહિંયાં કહે છે કે એકજ બ્રહ્મ ઉભય પ્રકારનું છે. તેને કેટલાકો નિર્ગુણ કહે છે કારણ કે તેમાં પ્રાકૃત ધર્મો નથી. વળી કેટલાકો તેને સગુણ કહે છે કારણકે તે અલૌકિક ધર્મવાળું છે. બ્રહ્મમાં સતચિત અને આનંદ તથા ઐશ્વર્ય, વીર્ય, યશ: શ્રી જ્ઞાન અને વૈરાગ્ય એ ધર્મો રહે છે આ ધર્મો અલૌકિક છે. આ અલૌકિક ધર્મોવાળું બ્રહ્મ સગુણ છે. જેમ તે સગુણ છે તેમ બ્રહ્મ સાકાર છે. બ્રહ્મનો આકાર આનંદ છે. તે આકાર પ્રાકૃત નથી પણ અપ્રાકૃત છે. આ રીતે બ્રહ્મમાં સાકારતા તથા નિરાકારતા પણ સંભવે છે. તેથી એકજ બ્રહ્મમાં બે ભેદો જે જોવામાં આવે છે તે બરાબર નથી. આ ભેદો નહિ સમજવાને લીધે કેટલાક એવું અનુમાન કરે છે કે શ્રુતિમાં જે બે બ્રહ્મોનું પૃથક્ વર્ણન જોવામાં આવે છે તે બે બ્રહ્મનું કથન કરે છે. તેમાં નિર્ગુણ બ્રહ્મની શ્રુતિ એ મુખ્ય બ્રહ્મનું કથન કરે છે અને સગુણ બ્રહ્મની શ્રુતિ અપર અમર ગૌણબ્રહ્મનું કથન કરે છે આ માત્ર જીવની ઉપાસના માટેજ કલ્પાયેલું સ્વરૂપ છે, પણ વસ્તુતઃ તે ખરૂં નથી. આ વિચાર શુદ્ધાદ્વૈતને સંમત નથી. તેથી કવિ દયારામ પણ તે વિચારને સ્વીકારતા નથી. તે તો બ્રહ્મને ઉપર જણાવેલી રીતિએ બ્રહ્મના ઉભય રૂપને સ્વીકારે છે.

માયાવાદમાં અક્ષરબ્રહ્મને જ મુખ્ય બ્રહ્મ કહેવામાં આવે છે, જ્યારે શુદ્ધાદ્વૈતમાં તેને બ્રહ્મનું આધ્યાત્મિક સ્વરૂપ કહેવામાં આવે છે; અને શ્રીપુરુષોત્તમનું સ્વરૂપ તેનાથી પણ પર છે એમ જણાવ્યું છે.

ગણના થઈ તે માટ ગણિતાનંદ કૃષ્ણ સદન;
એ આધ્યાત્મિક શ્રીસ્વરૂપ છે જ્યહાં લીન મહા મુનિજન।

છે તેથી પર શ્રી પુરુષોત્તમ જ્યહાં આદિ વૃંદાવન;
લીલા અચલના વિહારી જ્યહાં ગમ્ય નહિ ગો મન.'

(૨. વ. ૮૨,૪–૫)

શુદ્ધાદ્વૈત મત પ્રમાણે બ્રહ્મ વિરુદ્ધધર્મનું આશ્રય છે. આ સિદ્ધાન્તને બ્રહ્મસૂત્રકારે अहिकुण्डल નામના સૂત્રમાં (૩–૨–૨–૭) સ્પષ્ટ કર્યો છે. ત્યાં પોતે લખે છે—

यथा सर्प· ऋजुरनेकाकारः कुण्डलश्च भवति, तथा ब्रह्म स्वरूपं सर्वप्रकारं भक्तेच्छया तथा स्फुरति × × तस्मात्सकलविरुद्धधर्मा भगवत्येव वर्तन्त इति न कापि श्रुतिरुपचरितार्थेऽपिसिद्धम् જેમ સર્પ, ઋજુ, અનેકાકાર તથા કુણ્ડળી બને છે તેમ બ્રહ્મનું રૂપ ભક્તની ઇચ્છા પ્રમાણે સર્વ પ્રકારનું સ્ફુરે છે × × તેથી ભગવાનમાં સર્વ વિરુદ્ધ ધર્મો હોય છે. આમાં બ્રહ્મનુ વિરુદ્ધ ધર્માશ્રયત્વ જણાવ્યું છે. તેમજ ૨–૧–૩૭ ના सर्वधर्मोपपन्तेश्च એ સૂત્રમાં તેમજ ૨–૧–૩૦ सर्वेपिता च तद् दर्शनात् તથા ૨–૧–૨૮ आत्मनि चैव विचित्राश्च हि એ સૂત્રોમાં પણ સૂત્રકાર એ જ સિદ્ધાન્ત આપે છે. ભક્ત કવિ દયારામ એના આધારે બ્રહ્મમાં સર્વ ગુણ હોવાપણું જણાવે છે. તે બ્રહ્મ કરવાને, નહિ કરવાને તથા અન્યથા કરવાને પણ સમર્થ છે તેનું કારણ એ જ કે બ્રહ્મ વિરુદ્ધ ધર્માશ્રયી છે

શ્રીકૃષ્ણ ઇશ્વર પૂર્ણ નહિ વશ યજ્ઞ તપ શ્રુતિ માત્ર;
કર્તુંમ્, અકર્તુંમ્. અન્યથાકર્તુંમ્ સમર્થ સ્વતંત્ર.'

૨. વ. ૧૦૩, ૭

આ સિદ્ધાન્તને સ્પષ્ટ કરવાને પદ ૧૦૩ તથા ૧૦૪ માં કવિ પુરાણનાં અનેક દૃષ્ટાંતો આપે છે. આમ બ્રહ્મ વિષે પોતે જુદા જુદા વિચારો કવિ દર્શાવે છે. પણ કવિનું ચિત્ત તો પ્રભુના રસાત્મક સ્વરૂપ-

માંજ આસક્ત બન્યું છે અને તે ભગવાનને નીચેનાં વિશેષણોથી ઓળખાવે છે—

'છેલ છબીલા નટવરલાલજી, સુંદર નવઘનશ્યામ તમાલજી;
લલિત ત્રિભંગી મદન ગોપાલજી, ત્રિભુવન મંગલરૂપ રસાળજી.
મદન મનોહર નખશિખ શોભાજી, નરનારી સહુ જગ મન લોભાજી;'
અમિત માધુરી છે પ્રતિઅંગજી, જે પર વારું અનંત અનંગજી.

ર. વ. ૬૨/૧-૨

જગત અને બ્રહ્મનો સંબંધ.

બ્રહ્મનાં સત્, ચિત્ અને આનંદ એ ધર્મોમાંથી ચિત્ અને આનંદનું તિરોધાન થતાં કેવળ સતનો આવિર્ભાવ થાય તે જગત્ કહેવાય છે. અર્થાત્ જગત્ એ બ્રહ્મનો સદંશ હોવાથી જગત્ અને બ્રહ્મનો સબન્ધ અંશ અને અંશીનો છે એમ કવિ નીચેની લીટીમાં જણાવે છે—

'વિશ્વ સકળ છે હરિનું રૂપજી, એકાંશે વ્યાપક સ્વરૂપજી'

શુદ્ધાદ્વૈત મત પ્રમાણે જગત એ ભગવાનનું કાર્ય હોવાથી (**પપઞ્ચોભગવત્કાર્યમ્**) તે પણ સત્ય છે. માયાવાદીઓ તેને મિથ્યા માને છે. આ મતનો કવિએ અહિંયાં નિરાસ કર્યો છે. માયાવાદીઓમાંથી પ્રતિબિંબવાદીઓ, વિવર્તવાદીઓ અને આભાસવાદીઓ એ ત્રણના મતો અહિંયાં આપીને તેનું ખંડન કર્યું છે અને કવિ પોતાના શુદ્ધાદ્વૈત મત પ્રમાણે જગતની સત્યતાનું પ્રતિપાદન કરે છે. શુદ્ધાદ્વૈતીઓ બ્રહ્મને જ જગતનું કારણરૂ હેતુ છે. બ્રહ્મ એ કારણ અને જગત્ એ કાર્ય છે. આ કારણ કાર્યથી અભિન્ન છે, તેથી જેમ કારણ સાચું તેમ કાર્ય પણ સાચું. પ્રતિબિંબવાદી એમ કહે છે કે બ્રહ્મ સાચું એ ખરું, પણ જગત્ સાચું કહેવાય નહિ. જગત્ એટલે શું? તેમના મતે જગત્ એટલે બ્રહ્મનું માયામાં પડેલું પ્રતિબિંબ. જેમ પ્રતિબિંબ એટલે મિથ્યા દર્શન તેમ જગત્પ્રતીતિ એ પણ મિથ્યા. આની સામે દયારામ નીચેની દલીલ જે સાંપ્રદાયિક ગ્રંથોમાં આપેલી છે, તેના આધારે આપે છેઃ

- તું લાવતો નથી લાજ મન જે ખોટું સંભવશે કદી,
(જો) તારા મતમા બ્રહ્મને તો રૂપ સૂઝ્યુ છે નહિ.
વળી દર્પણસ્થાને માયા કહી તે માયા કપટનુ નામ;
તે કપટમા કયહા અમનતા ગણો આદર્શ કેરે ઠામ
પ્રતિબિમ ન પડે રૂપ વણ નિર્મલી વસ્તુ પામ્ય
પવનનુ પ્રતિબિંબ કાષ્ટમા કયકુ પડ્યુ દીઠું ભામ્ય.

ર. વ ૩૦–૩–૫

અહિયા બે યુક્તિઓ પ્રતિબિંબવાદના નિરાસ માટે કવિ રજૂ કરે છે એ યુક્તિ એવી છે. કે આધારણ નિયમ એવો છે કે જે આકારવાળી વસ્તુ હોય તેવુજ પ્રતિબિંબ પડી શકે આકાર વગરની વસ્તુનુ નહિ પણ પ્રતિબિંબવાદી બ્રહ્મને નિરાકાર માને છે તો નિરાકાર બ્રહ્મનું પ્રતિબિંબ શા રીતે હોઇ શકે ?

બીજી યુક્તિ એ છે કે જે વસ્તુ પ્રતિબિંબને ઝીલે છે તે શુદ્ધ હોવી જોઇએ દર્પણ શુદ્ધ હોય તો જ તેમા બીજી વસ્તુનુ પ્રતિબિંબ પડે મલીન દર્પણમા કદી પ્રતિબિંબ પડેલુ જોવામા આવતુ નથી માયા એ મલીન–અશુદ્ધ વસ્તુ છે, માયાવાદીના મતે તેથી તેમા બ્રહ્મનુ પ્રતિબિંબ પડી શકે જ નહિ

પ્રતિબિંબવાદીના મતે અભેદતાના સિદ્ધાન્તનો ભંગ થાય છે તે નીચેની લીટીઓમા જણાવે છે

વળી તુ અભેદ કહે જ્યા ત્યા ભેદ ભાસે અત્ર,
જો તુજ તારા કહ્યાથી બંધાય છે વણુ મત્ય
એક કાચ બીજો નર ગણે વળી છાયા તેની ત્રીજી;
કોઇ અત્ર ચોથો મથી મગે ભ્રમણુમા મતિ ભીજી

ર વ ૩૦/૬–૭

કાચના મંદિરમાં પુરુષનું પ્રતિબિંબ પડે છે તેમ માયામાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે એમ કહેવામાં અદ્વૈતનો ભંગ થાય છે. કારણ કે ત્યાં એક વસ્તુ નથી પણ વધારે છે. કાચ જેમાં પ્રતિબિંબ પડે છે તે, પુરુષ જેનું પ્રતિબિંબ પડે છે તે, ત્રીજી તેની છાયા અને ચોથો એ પ્રતિબિંબ કહેનાર અન્ય પુરુષ. આમ અહિંયાં અનેક ભેદો છે તો પછી ત્યાં અભેદતા ક્યાં રહી? તેમ બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે એમ કહેવામાં પણ બ્રહ્મ, માયા, પ્રતિબિંબ અને ને પ્રતિબિંબ કહેનાર એવા ભેદો સ્પષ્ટ જણાય છે. આ રીતે પ્રતિબિંબવાદમાં દૂષણો આવે છે માટે તે સ્વીકાર્ય નથી.

વિવર્તવાદી જગતને ભ્રમ માને છે, અને તે ભ્રમ સમજાવવાને રજ્જુસર્પ, શુક્તિકા રજત (છીપમાં રૂપાની પ્રતીતિ). અને મરીચિકા-જલનાં દૃષ્ટાંતો આપે છે જેમ દોરડી એ સત્ય વસ્તુ છે છતાં તેમાં સર્પનો ભ્રમ થાય છે અગર છીપ પણ હોય તેમાં રૂપાનો ભ્રમ થાય તથા મૃગજળમાં જળનો ભ્રમ થાય તેમ બ્રહ્મમાં પણ જગતનો ભ્રમ થાય છે.

આનું ખંડન કરતાં કવિ નીચે પ્રમાણે કહે છે—

છે ખ્યાતિ એ યુગ સર્પ સાચો માટ્ય ભ્રાન્તિ હોય;
જો જુઠું પુષ્પ ગગનનું કોઈ કહે ન કોય.

જો સીપ સાચી હોય નહિ તો રૂપું હોય ન સત્ય
ના સત્ય નર તો જોઈ તેહને ભ્રમી કહેતી મત્ય.

જો કિરણ સત્ય ન સૂર્યનાં તો ભ્રમક શું થઈ જાય;
રવિ કિરણમાં જળ જોય માટે કહ્યું ખ્યાતિ ક્યાંય.

દોરડીમાં સાપ દેખાય છે તે, છીપમાં રૂપું દેખાય છે તે, અને મૃગજળમાં જળ દેખાય છે તે સાચી ખ્યાતિ છે, મિથ્યા નહિ.

દોરડામાં સર્પ દેખાય છે માટેજ તે જોતાં માણસ દોડે છે અને અથડાય છે. છીપમાં રૂપું દેખાય છે તે સાચી પ્રતીતિ છે અને તેટલા માટે તેને ગ્રહણ કરવાને મનુષ્ય દોડે છે. તેજ પ્રમાણે મૃગજળમાં મૃગ જે જલનું દર્શન કરે છે તે દર્શન સત્ય હોવાથી પોતે તે પીવાને માટે દોડે છે ત્યાં પ્રતીતિ સત્ય હોવાથી તે પ્રતીતિને લીધે જે ક્રિયા ઉદ્ભવે છે તે સાચી છે. આથી બ્રહ્મની માફક જગત્ એ સત્ય છે. વિવર્ત નથી.

આભાસવાદની દલીલ એ છે કે જેમ નેત્રના વિકારને લીધે ચંદ્ર એક છતાં અનેક દેખાય છે તેમ ઉપાધિને લીધે, અવિદ્યાને લીધે બ્રહ્મ અનેકરૂપે દેખાય છે, પણ તે સત્ય નથી. તેનો ઉત્તર પણ કવિ નીચે પ્રમાણે આપે છેઃ—

સુણ શિષ્ય સાચો ન છળ તો શું દૃષ્ટિ બે આવે;
જો જોનારો નથી સત્ય તો બે ચંદ્ર કોણ બતાવે.

ર. પ. ૩૮-૯

આ કથનથી આભાસવાદને પણ કવિ ખોટા ઠરાવે છે અને સાચો તો શુદ્ધાદ્વૈતજ છે. બ્રહ્મ સત્ય છે તેમ તેનું કાર્ય જગત્ પણ સત્ય છે. જો જગત્ મિથ્યા કહો તો પછી આ દેહ પણ ખોટા. તે દેહથી કરાતી કૃતિ જ્ઞાન વગેરે ખોટું અને તેનાથી પ્રાપ્ત કરાતાં મોક્ષાદિ ફળ પણ ખોટાં.

જો ભવ જૂઠો નિસ્સંદેહજી, તો આ જૂઠો હરિપો દેહજી;
તદા દેહની કૃતિ પણ જુઠીજી, સાધન જુઠે ગયું ફળ ઉઠીજી.

વિના શરીર ન હોય જ્ઞાનજી, તે જુઠે શો મોક્ષ મહાનજી;
પ્રાપ્તિ સ્વપ્નમાં થઈ હોય ગર્થજી, જાગે ના સરે તેથી અર્થજી.

ર. ૧. ૩૫/૧-૨

માટે જગત્ એ મિથ્યા નથી. તે ભગવાનની લીલા છે અને તે લીલા ...વાને ભગવાને તેની રચના કરી

ભવલીલા છે ભગવંતની સંશય ન ભગવદ્રૂપ,
છે કારણ સાચું દયાપ્રીતમ કાર્ય પણ તદ્રૂપ.

ર. વ. ૩૫/૭

ભગવાન્ કારણ તે સાચા તો તેમનું કાર્ય જગત્ પણ સાચું. તે પણ તદ્રૂપ-ભગવદ્રૂપ છે

નામ રૂપ ને ગુણ કરી ભેદજી, સકળ રૂપ શ્રીહરિ કહે વેદજી;
વિચિત્ર લીલા રચી સમર્થજી, રમણ પોતાને કરવા અર્થેજી.

ર. વ. ૩૬/૧

અને

પોતેજ રચના રૂપહરિ પોતેજ જાય અનૂપ,
ચિત્ત શુદ્ધથી નિરખતાં ભાસે વિલાસ છે તદ્રૂપ.

ર. વ ૩૬/૪

ભગવાન્ પોતેજ જગત્રૂપે પ્રકટ થયા છે. અર્થાત્ કારણાવસ્થાપન્ન બ્રહ્મનેજ પોતાની ઇચ્છાથી કાર્યાવસ્થ બને છે. કાષ્ટમાં જેમ અગ્નિ ગૂઢ છે અને તે મંથનથી બહાર પ્રકટ થાય છે, તેમ કારણ-બ્રહ્મમાં ગૂઢ જગત્રૂપ ભગવાનની ઇચ્છાથી તે આવિર્ભાવ પામે છે.

જ્યમ વૃષ્ટિ વીને અભ્ર અંતર ધ્યાન હોય સતુ જોય;
કયકુ હતો નહિ તો સમય આવી કોણ વરસ્યું તોય.

ર. વ ૩૫/૭

જેમ જળ વાદળામાં છે તેમ જગત પણ બ્રહ્મમાં છે. તે જગતનો બ્રહ્મ આવિર્ભાવ ક્રીડા માટે કરે છે આથી તે સત્ય છે, મિથ્યા નથી જગતને અસત્ય કહેનારને કવિ 'કાચો' તથા 'વણમતિ' કહે છે. 'બ્રહ્મ સત્યને જગત અસત્યજી, એમ કહે કાચા' વણમતજી.

ર. વ. ૩૭-૨

બ્રહ્મ એ કારણ કહ્યું, પણ કારણ સામાન્ય રીતે બે પ્રકારનાં છે. સમવાયી કારણ અને નિમિત્ત કારણ. ન્યાયના ગ્રંથમાં ત્રીજું અસમવાયી કારણ પણ આપવામાં આવ્યું છે પણ લોકવ્યવહાર માટે ફક્ત બે કારણો બસ છે. કોઈ પણ કાર્ય ઉત્પન્ન થતાં પહેલાં તેનું સમવાયી કારણ અને નિમિત્ત કારણ બન્ને હોય છે. એ બે જૂદાં કારણોની તે અપેક્ષા રાખે છે. જે કારણ કાર્યમાં અનુસ્યૂત હોય અને કાર્યનો લોપ થતાં પણ જેનો લોપ થતો નથી તે સમવાયી કારણ કહેવાય છે. આ આંતરકારણ છે, અને જે કારણો સાધનરૂપે તે કાર્યને પ્રકટ થવામાં મદદ કરે છે તે નિમિત્ત કારણ છે. ઘડાનું સમવાયી કારણ માટી છે, કારણ કે તે માટીમાંથી ઉદ્ભવે છે અને મૃણ્મય છે ઘડાનો લોપ થતાં પણ તે માટી રહે છે; જ્યારે કુંભાર, ચક્ર વગેરે તેનાં નિમિત્ત છે લોકવ્યવહારમાં સમવાયી કારણ અને નિમિત્ત કારણ બે જૂદાં જૂદાં હોય છે અર્થાત્ જે સમવાયી કારણ હોય તે નિમિત્ત ન હોય અને જે નિમિત્ત હોય તે સમવાયી ન હોય. પણ બ્રહ્મની બાબતમાં તેમ નથી, બ્રહ્મ તો જગતનું સમવાયી કારણ પણ છે કારણ કે બ્રહ્મમાંથી જગત્ ઉત્પન્ન થયું છે, તેમ નિમિત્ત કારણ પણ તે છે, કારણ કે બ્રહ્મજ જગતનું કર્તા છે. દયારામ પણ આ સિદ્ધાંત જણાવે છે દયારામે નૈયાયિકોનાં ત્રણે કારણો લીધાં છે, અને સમવાયી કારણને ઉપાદાન જે એક છે તેમને જુદાં ગણાવ્યાં છે એ એમની શાસ્ત્રીય ભૂલ છે.

જુઓ ૨ વ ૨૯/૧-૨

છેવટે પોતાનો સિદ્ધાંત કહે છે –

એક દ્રવ્ય કેરી અવસ્થા સુણ્ય વિવિધ ભાવની થાય,
તે માટ્ય નિશ્ચેય કાર્યકારણ વસ્તુ બે કહેવાય
છે ભેદ નામાકારથી વળી ક્રિયાથી પણ હોય,
જે મૃદાથી આવે નહિ. તે ઘડે આવે તોય.

દ્રવ્ય તો એક છે, પણ ભગવાન પોતે **एकोहं बहुस्स्याम्** એ શ્રુતિવાક્યાનુસાર અનેકરૂપે પ્રકટ થયા એટલે નામાત્મક અને રૂપાત્મક સૃષ્ટિ થઇ અને કારણરૂપ બ્રહ્મ કાર્યરૂપ બન્યા. આ કારણ અને કાર્ય વચ્ચે જે ભેદ દેખાય છે તે વસ્તુતઃ ખરો નથી, પણ નામ, આકાર તથા ક્રિયાથી થયો છે. માટે બ્રહ્મ એજ જગતનું કર્તુ છે, માયા અગર પ્રકૃતિ નહિ.

## જગતની ઉપાસનાનો નિષેધ

જગત એ બ્રહ્મનું રૂપ છે છતાં સેવ્ય તો ભગવાનજ છે, જગત્ નહિ. ઉપાસનાનો અગર ભક્તિનો વિષય ભગવાન્ જ થાય છે, જગત્ નહિ. તે માટે નિરાવરણ અને સાવરણ અગ્નિનું દૃષ્ટાંત આપે છે. જેમ આવરણ વગરના અગ્નિને આંગળીથી સ્પર્શ કરવામાં આવે તો તે બાળે છે, પણ ગબોડીમાં ઢાંકેલો અગ્નિ હોય તો તેને સ્પર્શ કરવા છતાં પણ તે બાળતો નથી. તેજ પ્રમાણે પ્રકટ આનંદવાળા ભગવાનના સ્વરૂપને ભજવાથી ફળ પ્રાપ્ત થાય છે, પણ જેમાં તે આનંદ ગુપ્ત હોય તેવા સ્વરૂપને ભજવાથી તેનું ફળ મળતું નથી.

નિરાવર્ણ અગ્નિ જ્યમ બાળેછે, સાવર્ણ સ્પર્શે ત્યમ ન પ્રજાળેછે;
એમ હિન હરિનું સંસૃતિ ટાળેછે પ્રીત પ્રપંચે ભદ ન ભાળેછે.

ર. વ. ૩૭/૧

વળી બીજું દૃષ્ટાંત વૃક્ષ અને તેનાં થડ તથા ડાળાંનું આપે છે. જોકે થડ તથા ડાળાં એ વૃક્ષનાંજ અંગો છે છતાં જળ સિંચન તો થડમાંજ થાય છે, કોઇ ડાળાંને સિંચન કરતું નથી. ડાળાંને કરેલું જળસિંચન તે વ્યર્થ જાય છે; તેજ પ્રમાણે ભક્તિ તો ભગવાનની જ થઈ શકે છે, જગત્ની નહિ. જો કે જગત્ તે ભગવાનનું સ્વરૂપ છે તો પણ અહિંઆં ભગવાન્ એ મૂળ થડને સ્થાને છે અને જગત્ એ ડાળાંને સ્થાને છે.

થડ ડાળાં અળગાં નહિ કોયજી, પણ સિંચન તે થડને હોયજી;
૨. વ ૩૭-૨

## જીવ અને બ્રહ્મનો સંબંધ

શુદ્ધાદ્વૈતમાં જીવ બ્રહ્મનો અંશ છે. બ્રહ્મનો ચિદ્‌ધર્મ તે જીવ છે. તે જેમ અગ્નિમાંથી વિસ્ફુલિંગો વ્યુચ્ચરણ પામે તે પ્રમાણે બ્રહ્મમાંથી વ્યુચ્ચરણ પામે છે. બ્ર. સૂ. ૨. ૩. ૧૭ માં તેને નિત્ય કહેલો છે. તેની ઉત્પત્તિ નથી. તેમજ, બ્ર. સૂ. ૨-૩-૧૦ થી ૨-૩-૨૦ માં તેને અણુ કહેલ છે. તેમજ કૌ. ૩-૩, બ્ર. ૪-૪-૩૨ તથા બ્ર ૪-૩-૯ તેમજ શ્વે. ૫. ૮ માં તેને અણુ કહેલો છે તેની અણુતા જણાવવાને વાળના અગ્રભાગના સોમા ભાગ જેટલું તેનું માપ જણાવ્યું છે. બ્ર સૂ. ૨-૩-૨૩ માં તે અણુ હોવા છતાં ચંદનની માફક સર્વ શરીરમાં તેનું ચૈતન્ય વ્યાપે છે એમ કહે છે. બ્ર. સૂ. ૨. ૩. ૨૪ માં તેનું વસતિસ્થાન હૃદય કહે છે. જેમ ચંદન શરીરના એક ભાગમાં સ્થિત છે તેમ જીવ પણ હૃદયમાં સ્થિત છે. બ્ર. સૂ. ૨-૩-૨૮ માં ચૈતન્યને તેનો ધર્મ જણાવ્યો છે શ્રીવલ્લભાચાર્યે તત્ત્વદીપનિબંધની **'जीवस्त्वाराग्रमात्रोहि गन्धवद्व्यतिरेकवान्'** એ કારિકામાં પણ જીવની અણુતા અને વ્યાપકતા જણાવે છે. દયારામ કવિ પણ જીવના સ્વરૂપનો-વિચાર એ પ્રમાણે જ કરે છે. તે બ્રહ્મ અને જીવની એકતા કહેતા નથી. જીવ એ બ્રહ્મ થઇ શકતો નથી. રસિકવલ્લભમાં આ વિષયને ચર્ચતાં શિષ્ય પાસે જીવ અને બ્રહ્મની એકતા વિષે પ્રશ્ન કરાવે છે. શિષ્ય ત્રણ યુક્તિઓ આગળ ધરે છે. એક જળમાં જળ ભળી જાય એ યુક્તિ, બીજી એક દીવાથી અન્ય દીવો પ્રકટે તે, અને ત્રીજી સુખદુઃખાદિ ટળી જતાં બ્રહ્માનંદ અનુભવાય તે. આ ત્રણ યુક્તિઓથી તે એમ કહે છે કે મોક્ષ દશામાં જીવ બ્રહ્મમાં ભળી જાય છે; આથી તેમની વચ્ચે અભેદતા છે. પણ કવિ ગુરુદ્વારા એ યુક્તિઓનું ખંડન નીચે પ્રમાણે કરે છે—

ઘટ પૂર્ણ જળ હોય તેહમાં જો અવર નીર સમાય,
તે આણીયે જો જીવ જઇને બ્રહ્મમાં ભળી જાય.

ર. વ. ૪૩/૬

એક પાણીથી ભરેલા ઘડામાં બીજું પાણી લઈ શકે તો જ જાણવું કે જીવ બ્રહ્મમાં ભળી શકે. પણ એક ભરેલા પાણીના ઘડામ બીજું પાણી જેમ માઇ શકતું નથી તેમ જીવ બ્રહ્મમાં ભળી શકતો નથી

દષ્ટાંત બીજું જ્યોતિ મધ્યે જ્યોતિ મળતી હોય;
તો બે મળે પ્રકાશ અધિકો કેમ લખે સહુ કોય?

તેમ, એક દીવામાં બીજો દીવો મળે તેમ જીવ બ્રહ્મમાં ભળી જાય છે એ યુક્તિ પણ બરાબર નથી. કારણ કે એક દીવાને બીજા દીવા સાથે જોગો કરતાં તેના તેજમાં વધારો થાય છે તેમ જીવ બ્રહ્મમાં ભળવાથી બ્રહ્મના પ્રકાશ ધર્મમાં પણ વધારો થવો જોઇએ. પણ તે પ્રમાણેનો સિદ્ધાન્ત જીવ-બ્રહ્મની એકતા કહેનાર માનતા નથી. આમ કહીને આ વિરોનો સિદ્ધાન્ત કહેતાં જણાવે છે—

કહે જીવ-બ્રહ્મની એકતા જાણવો અજ્ઞથી અજ્ઞ;
છે જીવ અલ્પજ્ઞ નિત્ય બ્રહ્મ છે સર્વજ્ઞ.

ર. વ. ૪૪/૫

અજ્ઞ પુરુષ જ જીવ અને બ્રહ્મની એકતા કહે છે, સમજદાર માણસ તો તેમ કહે નહિ. ક્યાં સર્વજ્ઞ બ્રહ્મ અને ક્યાં અલ્પજ્ઞ જીવ! 'ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી'! જીવને ફક્ત ચિદ્ધર્મ જ છે, અને બ્રહ્મ તો સચ્ચિદાનંદ છે, એટલે તે બન્નેને એક કહી શકાય જ નહિ. ભગવાન્ ધારે તે કરી શકે છે, બિચારો જીવ કશું પણ કરી શકવાને અસમર્થ છે જીવને બિચારાને કર્મનાં ફળ ભોગવવાં પડે છે અને તે સુખદુઃખને વશ છે, ભગવાન્ સ્વતંત્ર, આનંદરૂપે છે, અને કર્માદિને વશ નથી.

વળી જીવ તો છે અનીશ્વર ને ઇશ્વિર છે પરબ્રહ્મ;
તે ઉભયની એકતા વિદ્વજ્જન કે કહો કયમ.
અણુ જીવ કર્માદિક વશ ભોગવે વિવિધ કલેશ;
છે મહદ્ બ્રહ્મ સ્વતંત્ર આનંદ કર્માદિક નહિ લેશ.

ર. વ. ૪૪/૬–૬ .

જીવ અનેક મનોરથો કરે છે તેમાંનો એક પણ ફળીભૂત થતો નથી જ્યારે બ્રહ્મ ચાહે તે કરે છે (ર. વ. ૪૫/૧) છેવટે જેઓ પોતાને બ્રહ્મ તથા જગદ્રૂપ કહે છે તેમને કવિ કઠોર શબ્દોમાં ચેતાવે છે કે તે નરકયાતના ભોગવે છે.

'હુંજ બ્રહ્મ છું જગમય કહે છે જી, જન નરકના ભોગને સહે છે જી;
મિથ્યા ગુરુ ને મિથ્યા જ્ઞાન જી, શિષ્ય મૃષા કયમ તે ગુરુધ્યાન જી.'

ર. વ. ૪૫–૨

આથી જીવ બ્રહ્મ કદી પણ થઈ શકેજ નહિ અને તે બન્નેની એકતા સંભવી શકતી નથી એવો સિદ્ધાન્ત યુક્તિથી જણાવીને શ્રુતિ વચનનો પણ તેને આધાર છે એમ જણાવતાં કહે છે—

અશ્વત્થ વૃક્ષ તનુ કહ્યો શ્રુતિ ત્યાં ખગ જોડ;
એક બ્રહ્મ બીજો જીવ મિથ્યા કહે મોટી ખોડ.

ર. વ. ૪૫–૭

**द्वासुपर्णा** શ્રુતિમાં જીવ અને બ્રહ્મને બે પક્ષી તરીકે કહીને તેમનો ભેદ દર્શાવ્યો છે. **अधिकं तु भेदनिर्देशात्** એ સૂત્રથી પણ જીવ અને બ્રહ્મનો ભેદ સૂચવાય છે. આથી કવિ એ વચનોના આધારે જીવ અને બ્રહ્મની અભેદતા-એકતાનો નિષેધ કરે છે. અંતમાં કહે છે—

છે જીવ બ્રહ્મનો દાસ નિત્યજ બ્રહ્મ સહુ જગ સ્વામી;
છે જીવ બ્રહ્મની દેહ તેમાં બ્રહ્મ અંતર્યામી.

જડ અણુ વ્યાપક હેતુ હરિ કરે વર્ણન વેદ;
જન દયાપ્રીતમ કૃષ્ણને ત્રય તત્ત્વભેદ અભેદ.

જીવ બ્રહ્મનું શરીર અને બ્રહ્મ તેમાં અંતર્યામિરૂપે છે. જેમ શરીર અને શરીરી બે જુદાં, તેમ જીવ અને બ્રહ્મ જુદા. જડ-જગત્ અને અણુ-જીવ તેના કારણ ભગવાન્ છે. ભગવાનથી જ જીવ અને જગતની રચના છે માટે બ્રહ્મ અને જીવ એક કહી શકાય નહિ. આમ કવિ જીવ અને બ્રહ્મની એકતાનો નિષેધ કરે છે, અને જીવને બ્રહ્મથી ભિન્ન માને છે. કવિના આ વિચારો કેટલાક ટીકાકારો નહિ સમજી શકવાથી કવિના મતને 'શુદ્ધ દ્વૈત' તરીકે જણાવે છે. તેઓ એમ માને છે કે કવિ અદ્વૈત નહિ પણ દ્વૈત મતના છે. આ તેમની મોટી ભૂલ છે. શુદ્ધાદ્વૈતમાં આ રીતે જો કે જીવ અને બ્રહ્મમાં ભેદ જોયો છે તે ગૌણ પક્ષે છે. તેને ભેદસહિષ્ણુ અભેદ કહે છે. આથી અભેદતાનો બાધ કર્યો નથી. બ્રાહ્મ દશામાં તે જીવ બ્રહ્મભાવને પ્રાપ્ત કરે છે ત્યારે તેનામાં ગુપ્ત આનંદધર્મ પ્રકટ થાય છે-ત્યારે તે બ્રહ્મની સાથે અભેદતા પામે છે. આ સિદ્ધાંત શુદ્ધાદ્વૈત ગ્રંથોમાં સ્વીકાર્યો છે અને તે દૃષ્ટિએજ જીવને બ્રહ્મથી ભિન્ન કહેલ છે. તેથી તે સિદ્ધાંત અભેદતાનો વિરોધી નથી. છતાં આ દૃષ્ટિ નહિ સમજીને જેઓ 'જીવ એ બ્રહ્મ છે' એમ કહે છે અગર જે 'अहं ब्रह्मास्मि' એમ માને છે તેમને કવિ 'કહે છે ગમાર ગતિ વિના જીવ બ્રહ્મ થાયે એક' ર. ૧. ૪૬-૩ એ પંક્તિથી ગમાર કહે છે અને નીચેનાં બે દૃષ્ટાંતો પોતાના મતની પુષ્ટિમાં આપે છે—

"નદી નીર ચઢી સાગર ભળે ભિન્નતા ન ભાસે લેશ;
નિજ ઉદક લેઈ પાછો ફરે સરિ સલિલ રહે અવશેષ.

મધુ પુષ્પના રસ જોગથી નિપજે મધુ અનૂપ;
નવ સ્વાદ જુદો અન્ય પછી જ્ઞાન પૃથક્ સ્વરૂપ.

નદીનું પાણી સમુદ્રમાં જઇને સમાય છે ત્યારે તે એકરૂપ દેખાય છે, પણ સમુદ્ર જ્યારે તે પાણી લેઇને પાછો ફરે છે ત્યારે નદીનું પાણી જુદું પડી જાય છે. તેમ મધમાખીઓ ઘણી વનસ્પતિઓના રસને એકઠો કરીને મધપૂડો બનાવે છે, અને તેના મધનો સ્વાદ એકરૂપ લાગે છે. પણ જે માખીઓ તે રસનો સ્વાદ કરે છે તેમને તો તે બિંદુનું પૃથક્ પૃથક્ જ્ઞાન હોય છે. તેજ પ્રમાણે બ્રહ્મમાં ભળવા છતાં જીવની પૃથકૃતા રહે છે. મીઠાનો કટકો પોતાને સાગર તરીકે ઓળખાવે તો જેમ કોઇ તેને માનતું નથી તેમ **'અહં બ્રહ્માસ્મિ'** કહેનારનાં વચન વિશ્વસનીય નથી. માટે આ વિષે કવિ કહે છે—

'હું સાગર છું બોલે લવણજી, સત્ય કહે તે વાણી કવણજી;
જીવ કદાપિ બ્રહ્મ ન થાય જી, નદી ઉલટી વહી મળી ન સમાયજી.'

ર. વ. ૫૪–૨

કર્મ અને ભક્તિ

વેદાન્તમાં ત્રણ મુખ્ય સાધનો ગણાવ્યાં છે. કર્મ, જ્ઞાન અને ભક્તિ. જૈમિનિ કર્મનેજ મુખ્ય સાધન માને છે જ્યારે જ્ઞાનીઓ જ્ઞાનને અને ભક્તિમાર્ગના આચાર્યો ભક્તિને માને છે.

દયારામભાઇ ભક્તકવિ છે તેથી તેમના જીવનનુ ધ્યેય ભક્તિ છે. તેમને કર્મ તથા જ્ઞાન માટે બિલકુલ આદર નથી. છતાં કર્મ તથા જ્ઞાનનો ભક્તિનાં સાધન તરીકે સ્વીકાર કરે છે. ભક્તિના ઉદય માટે કર્મ તથા જ્ઞાનની આવશ્યકતા છે. તે દર્શાવતાં કહે છેઃ—

કર્મજ્ઞાનનું ફળ ભક્તિજી, શ્રીગીતા શ્રીમુખ કરી વ્યક્તિજી;
કર્મ પૂર્વ ભાખ્યું પછી જ્ઞાનજી, છેલ્લી ભક્તિ કથી ભગવાનજી.

ર. વ. ૪૫–૧

કર્મ અને જ્ઞાન ક્યાં સુધી સેવવાં તે માટે નીચેની પંક્તિઓમાં પોતે કહે છે—

કર્મે કરવી સત્ત્વની શુદ્ધિજી, જ્યાં લગી હરિમાં લુબ્ધ ન બુદ્ધિજી;
શ્રવણાદિકમાં શ્રદ્ધા જાગીજી, થવું કર્મથી વીતરાગીજી.

કર્મ એ ચિત્તની શુદ્ધિને માટે છે. તત્ત્વદીપનિબંધમાં શ્રી વલ્લભાચાર્ય કહે છે धर्मनिष्ठा तदा ज्ञेया यदा चित्तं प्रसीदति ચિત્ત પ્રસન્ન થાય ત્યારેજ ધર્મનિષ્ઠા-કર્મનિષ્ઠા પ્રાપ્ત થઈ છે એમ સમજવું. ભક્તિના ઉદય માટે હૃદયની પ્રસન્નતા જોઈએ અને તે શુદ્ધિથી થઈ શકે છે. આ શુદ્ધિ કરવાને કર્મનિષ્ઠાની જરૂર છે, એ સિવાય તેને બીજા કશાની જરૂર નથી. કર્મથી ચિત્તની શુદ્ધિ થતાં, ભગવાનમાં બુદ્ધિ સ્થિર થાય છે અને શ્રવણાદિ ભક્તિમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને તેમ થતાં પોતે વીતરાગ બને છે. જ્યારે પોતાના મનની સ્થિતિ આ પ્રમાણે 'વીતરાગ' થાય ત્યારે કર્મનો સંગ છોડી દેવો. પછી કર્મ કરવાની જરૂર નથી. જો વેદમાં કર્મનો ત્યાગ નહિ કરવો એમ કહ્યું છે તે જેને સર્વાત્મભાવ સિદ્ધ થયો નથી તેને માટે છે. ભગવાનની ભક્તિ કરવી એજ પરમ સાધન છે. તેની આગળ બીજાં બધાં સાધનો ગૌણ છે. ખરૂં કર્મ તો ભગવાનની સેવા છે. માટે પ્રભુભક્તે તો તેજ કર્મ કરવું અર્થાત્ યજ્ઞયાગાદિ નહિ કરતાં પ્રભુની સેવા કરવી.

'સેવા સદા શ્રી કૃષ્ણ કરવી તેજ વર એક કર્મ.' (ર. વ. ૪૯-૮)

## જ્ઞાન અને ભક્તિ

જ્ઞાન એ જો કે ભગવાનને મેળવવાનું સાધન ગણાય છે પણ ભક્તિની સરખામણીએ તે ન્યૂન સાધન છે. કારણકે જ્ઞાન એ સબંધ છે, અને ભક્તિ નિર્બંધ છે. જ્ઞાની એ પોતે નિર્બંધ થઇ શકતો નથી. નિર્બંધતા તો ભક્તિથીજ પ્રાપ્ત થાય છે. आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन એ શ્રુતિનુ સ્વારસ્ય ભક્તની કોટિને જ્ઞાનીની કોટિ

કરતાં ઉચ્ચ જણાવે છે. જ્ઞાન અને ભક્તિની ઉપર જણાવેલી સરખામણી કવિ નીચે પ્રમાણે કરે છે.

ભક્તિ મણિ ને દીપક જ્ઞાનજી, અભય સભયાદિકર માનજી;

૨. વ. ૫૬–૨

જ્ઞાન પણ ભક્તિ વગર શોભતું નથી. રાવણ વેદ ભણેલો હતો પણ તેના જ્ઞાનનો તેણે કેવો ઉપયોગ કર્યો તે સર્વ કોઈ જાણે છે. વૈરાગ્ય પણ ભક્તિ વગર શોભે નહિ.

વ્યર્થ ભણ્યા ભક્તિવણ વેદજી, રાવણ દીધા રઘુપતિ ખેદજી;
ભક્તિ વિના વેડ્યો વૈરાગજી, જો નવ ઉપજ્યો હરિ અનુરાગજી.

૨. વ. ૫૬–૧

વળી ભક્તિનો જ્ઞાનથી ઉત્કર્ષ સમજાવતાં કવિ કહે છે—

નહિ મોહ સ્ત્રીને સ્ત્રી થકી છે માયા પણ સ્ત્રી દેહ;
ભક્તને ન દમે અજા તે સમજવું કારણ એહ.
પુલ્લિંગ જ્ઞાન વૈરાગ્ય યોગાશ્રિત તત્સમ સોહે;
તે માટેય પીડા પ્રધાન દે છ નારી નરને મોહે.

૨. વ. ૫૬/૪–૫

દુનિયામાં સૌનો અનુભવ છે કે સ્ત્રી સ્ત્રીથી મોહાય નહિ. પુરુષજ સ્ત્રીથી મોહાય. માટે ભક્તિરૂપી સ્ત્રી માયારૂપી સ્ત્રીથી મોહાય નહિ. અર્થાત્ ભક્તને માયા દમે નહિ, પણ જ્ઞાન અને વૈરાગ્ય એ બન્ને પુરુષો છે (હિન્દી ભાષામાં તે નરજાતિ વાચક છે) માટે માયા તેમને મુગ્ધ કરીને પીડે છે. માટે જો માયારૂપી સ્ત્રીના મોહથી બચવું હોય તો ભક્તિનોજ આશ્રય કરવો એમ કહેવાનો ભાવાર્થ છે.

ભક્તિ અને જ્ઞાનનું વિશેષ તારતમ્ય નીચેના દૃષ્ટાન્તથી પણ કવિ જણાવે છે.

" ભવતારણ નૌકા ભક્તિ કાષ્ટ તુમ્બિ જ્ઞાનાદિક;
નાવે સહજ સહજે અભય ત્યાં સ્વયમપિ શ્રમ સદબીહિક

ર. વ. ૫૬-૬

ભક્તિ એ હોડી છે અને જ્ઞાન વગેરે કાષ્ટ તથા તુંબડું છે. હોડીથી સમુદ્ર તરવામાં ભય રહેતો નથી પણ કાષ્ટ તથા તુંબડાથી તરવામાં ભય રહે છે માટે સંસારરૂપી સાગર તરવાનું વિશ્વસનીય ખરું સાધન તો ભક્તિ જ છે, જ્ઞાનાદિક નહિ.

ભક્તિ જો સિદ્ધ થઇ તો જ્ઞાન અને વૈરાગ્ય સ્વતઃ ભક્તિની પછવાડે આવે છે એટલે જ્ઞાન તથા વૈરાગ્ય માટે જુદા પ્રયત્ન કરવાની જરૂર નથી.

" એ ભક્તિના બે પુત્ર છે જ્ઞાન વૈરાગ્ય કહાવે;
જ્યાં ગાય ઘરમાં આવી સહેજે વત્સ ચાલ્યાં આવે.

ર વ. ૫૭-૭

જેમ ગાય જ્યાં જાય ત્યાં તેનું વાછરડું જાય છે તેમ ભક્તિની પછવાડે જ્ઞાન તથા વૈરાગ્ય જાય છે.

ભક્તિ અને જ્ઞાનના ફળમાં પણ ફેર છે—

" ભક્તિનુ ફળ ભગવંત નિજ જ્ઞાનાદિનું ફળ મોક્ષ "

જ્ઞાનનું ફળ મોક્ષ, પણ ભક્તિનુ તો સાક્ષાત્ ભગવાન છે. માટે કવિ કહે છે કે—

" રસિક ને રૂપરસાળ પ્રિય નિર્વાણ ન રુચે રૂક્ષ. "

ર. વ. ૫૭-૬

રસિક ભક્તને પ્રભુ સિવાય બીજું રુચેજ નહિ મોક્ષ વગેરે તો તેને લૂખાં જ લાગે છે. જ્ઞાન તો ડાંગરના ફોતરાં કૂટવા બરાબર છે. તે કૂટતાં જેમ કંઈ પણ લાભ નથી, ઉલટું કલેશ થાય છે, તેમ જ્ઞાનની દશા છે.

પોચ કરતાં લાભ ન લેશજી, એજ ઉગરે કેવળ કલેશજી,
કહણુ સમજવું તેહવું કહેવુંજી, વિવેક સાધન કહણુજ તેહવુંજી.

ર. વ. ૫૪–૨

જ્ઞાન સામાન્યતઃ વિઘ્નથી પૂર્ણ છે, કોકનેજ જ્ઞાન સફળ થાય છે. જેમ લાકડાં કોતરનાર કીડો અક્ષરોને કોઇક વખત કોતરી કાઢે છે તેથી તે જ્ઞાની ગણાતો નથી, તેમ ઘણાં શાસ્ત્ર વાંચ્યાં હોય તેથી કંઇ જ્ઞાની થવાતું નથી.

વસેહવું કઠિન સહુ રીતથી જ્ઞાનમાં વિઘ્ન અપાર;
એ ઘૂણાક્ષર ન્યાયે સફલ કોકને કોઇએક વાર.

ર. વ ૫૪–૩

એવું જ્ઞાન તો માત્ર તત્વનું ફુંપણું છે, અને પ્રેમરસ પીનારને તો તે તુચ્છ લાગે છે.

'એ તત્વ ફુંપણું તુચ્છ લાગે પ્રેમરસ પીનાર' ર. વ. ૫૪–૪

જ્ઞાનનું ફળ મુક્તિ કહેવાય છે પણ તેમાં વિશેષતા શું છે? તે મુક્તિ શું મૃત્યુ સમાન નથી? જેવું મૃત્યુ તેવી તે મુક્તિ છે. કારણકે મૃત્યુથી દેહનો લય થાય છે ત્યારે મુક્તિથી જીવ, આત્માનો બ્રહ્મમાં લય થાય છે.

'તે લાભ પણ વળી તુચ્છ જોતાં મુક્તિ મૃત્યુ સમાન' ર. વ. ૫૪/૪

માટેજ પ્રભુના ભક્તો તેવી મુક્તિને પણ લેતા નથી.

'હરિ દે ન લે, જલલવણ સરખી મુક્તિ માને ચાર'

ર. વ. ૫૪–૫

ચાર પ્રકારની મુક્તિ પ્રભુ આપે છે તો પણ પ્રભુના ભક્તો તો તેને મીઠાના જેવી ખારી માનીને લેતા નથી.

માટે આ સર્વમાંથી સિદ્ધાંત એ ફલિત થાય છે કે—

'ભકિત વિના સહુ સાધન શૂન્યજી, શ્રી ભાગવતે ભાખ્યું શુકમુન્યજી'
ર. વ. ૫૫-૨

## ભક્તિની ઉત્તમતા

જેનામાં ભક્તિ છે, તેનું જીવન ધન્ય છે. ભક્તિ વગરનું જીવન વ્યર્થ છે. ઘણી વિદ્યા સંપાદન કરેલો બ્રાહ્મણ ભક્તિ રહિત હોય તો, ભક્ત ચાંડાળ કરતાં કોઈ પણ રીતે ચઢીઆતો નથી.

'ચો ચૌદ ષટ્ નવ અષ્ટ દશ ભણી કર્યું સઘળું ટોલ;
શ્રીકૃષ્ણ ભક્તિ નથી તો સમજ્યા દ્વિજ ચંડાલ'
ર. વ. ૬૮-૭

ચાર વેદ, ચૌદ વિદ્યા છ દર્શનશાસ્ત્ર, નવ જ્યોતિશાસ્ત્ર અને ૧૮ પુરાણો ભણ્યાં પણ તેથી શું થયું ? એ તો એક માત્ર આડંબર છે. રેતી પીલવાથી જેમ તેલ ન નીકળે, પાણીને વલોવવાથી જેમ માખણ ન નીકળે તેમ ભક્તિ વગરનાં એ જ્ઞાનાદિ સાધનથી કંઈ પણ કલ્યાણ સધાતું નથી.

'નહીં વેળુ પીલે તેલ કદિ જલ મથે નવનીત ન્હોય,
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણભક્તિ વિના ભદ્ર ન જોય.'
ર. વ. ૬૮/૮

પારસમણિનું સુંદર નગર બનાવ્યું હોય. તેમાં ચિંતામણિનું ઘર બાંધ્યું હોય; વળી કામધેનુ જેવી ગાય હોય, અને કદી પણ જેમાંથી વસ્તુ ન ખૂટે એવું અક્ષયપાત્ર મળ્યું હોય, તેની આજુબાજુ કલ્પવૃક્ષની વાડ કરેલી હોય, વળી પોતાની કામનાની સિદ્ધિ માટે નવગ્રહો પોતાને અધીન હોય, અને આખું જગત્ પોતાને વશ થયું હોય તો પણ તેથી શું ? શ્રીકૃષ્ણની ભક્તિ વગર આ બધું મળ્યું ન મળ્યા બરાબર છે. ભક્તિશૂન્ય જીવન ધિક્કારને પાત્ર છે.

'સ્પર્શમણિનું પર અભિરામજી, ચિંતામણિમય રચિયું ધામજી;
કામધેનુ ઘેર અક્ષયપાત્રજી, વાડ વાટિકા સુરદ્રુમ માત્રજી.
નવનિધ સિદ્ધિ સહુ આધીનજી, સહુ જગ જેની આગળ દીનજી;
જો નથી ભક્તિ નંદકુમારજી, તો એ પામ્યું સહુ ધિક્કારજી.

૨. વ. ૬૫-૨

વળી કહે છે—

રૂડી રસાળી શ્રીહરિભક્તિજી, સકળ શિરોમણિ વિશ્વે વ્યક્તિજી;
ભક્તિયુક્તથી ભુવન પવિત્રજી, માધવ માને મનથી મિત્રજી.

૨. વ ૫૫-૧

કરોડો પ્રયત્ન કરો તો પણ ભક્તિ વગર ગતિ જ નથી. થોડા પ્રયત્ને અઢળક ફળ મેળવવું હોય, કોડીના બદલામાં રત્ન મેળવવું હોય તો ભક્તિ જ કરવી જોઈએ.

'ગતિ થાય નહિ ભક્તિ વિના કોઈ કરો કોટિ પ્રયત્ન;
ભક્તિ સ્વલ્પ શ્રમ પરમપદ જ્યમ કોડી સાટે રત્ન'

૨. વ. ૫૫-૩

માટે કવિ પૂછે છે—

'શું થાય અગણિત સાધને, વણ ભક્તિ સુંદરશ્યામ;
જો ભક્તિ છે તો કોઈ સાધનતણું છે નહિ કામ'

૨. વ. ૫૫-૭

ભક્તિના સાધનથી જ અન્ય સાધનોની સાર્થકતા છે, ને ન હોય તો બીજાં બધાં સાધનો નકામાં છે. તેથી છેવટનો એ સિદ્ધાન્ત સમજાવે છે કે—

"અજપા જપો અનહદ સુણો પોપલાં સઘળાં વ્યર્થ;
જન દયાપ્રીતમ કૃષ્ણભક્તિ વિના ન સરે અર્થ."

૨. વ. ૫૫-૮

ભક્તિના દશ પ્રકાર

દયારામે ભક્તિની ઉત્તમતા જણાવી, પણ તે ભક્તિના મુખ્ય બે પ્રકાર છે. સાધનરૂપા ભક્તિ અને સાધ્ય અગર ફલરૂપા. સાધનરૂપી ભક્તિ નવ પ્રકારની હોવાથી તેનું નામ નવધા કહેવાય છે. અને ફલરૂપા એ દશમી છે. તે ફલરૂપાનું બીજું નામ પ્રેમલક્ષણા છે.

આ દશનાં નામ કવિ નીચે પ્રમાણે ગણાવે છે—

૧
આસક્તિ રાખી શ્રવણ કર છે શ્રવણ પહેલી ભક્તિ
૨ ૩ ૪ ૫ ૬
કીર્તન સ્મરણ પછી પાદસેવન અર્ચન વંદન ભક્તિ
૭ ૮ ૯
દાસત્વ ભક્તિ સખ્યતા આત્મનિવેદન નામ
૧૦
તે ઉપર દશમી પ્રેમભક્તિ અતિપ્રિય ઘનશ્યામ.

૨ વ. ૫૮/૩-૪

આ દશ પ્રકારની ભક્તિ જેણે જેણે કરી તેમનાં નામ નીચેની લીટીઓમાં આપે છે—

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦
પરીક્ષિત, શુક, પ્રહ્લાદ, શ્રી, પૃથુ, અક્રૂર, ને હનૂમાન; અર્જુન બળી શ્રીગોપીજન
અનુક્રમે ભક્તિદાન'

૨. વ. ૫૮/૫

અર્થાત્ પરીક્ષિતે શ્રવણભક્તિ કરી, શુકજીએ કીર્તન, પ્રહ્લાદે સ્મરણ શ્રી (લક્ષ્મી)એ પાદસેવન, પૃથુએ અર્ચન, અક્રૂરે વંદન હનુમાને દાસ્ય, અર્જુને સખ્ય, બળિરાજાએ આત્મનિવેદન એમ આ નવજણાએ નવધાભક્તિ જુદી જુદી રીતે કરી, પણ પ્રેમલક્ષણા ભક્તિ જે દશમા પ્રકારની છે તે તો વ્રજની ગોપીઓએ કરી. આ દશ પ્રકારની ભક્તિમાં પ્રેમભક્તિ એ ઉત્તમ છે.

પણ આ પ્રેમભક્તિની ચાર અવસ્થાઓ છે. સ્નેહ, આસક્તિ, વ્યસન અને તન્મયતા. આ દરેકની પાછી અમુક અમુક અવસ્થા છે

તે આ પ્રમાણેઃ-સ્નેહની ચાર, આસક્તિની ત્રણ, વ્યસનની બે, અને તન્મયતાની એક. એ રીતે પ્રેમભક્તિની એકંદરે દશ અવસ્થાઓ થઈ.

પ્રેમની અવસ્થા ચાર છે, આસક્તિ ત્રણ વિવેક;
છે વ્યસનની બે અવસ્થા પછી તન્મયતાની એક.

૨ વ. ૫૮-૭

હવે એ દશ અવસ્થાઓ કયી કયી ? તેનાં નામ કવિ જણાવે છેઃ-

દૃગરુચિ સ્મૃતિ અભિલાષોદ્વેગજી પ્રેમાવસ્થા એ ચો નેગજી;
આસક્તિ ત્રિવ્યાધિ પ્રલાપજી, ઉન્માદસહ ત્રીજી આલાપજી.
વ્યસનાવસ્થા જડતા એકજી, અપર મૂર્ચ્છના રહિત વિવેકજી;
તન્મયતાની અવસ્થા એહજી, મૃત્યુમદશા પણ છૂટે ન દેહજી.

૨. વ. ૫૯/૧-૨

દૃગરુચિ, સ્મૃતિ, અભિલાષા ઉદ્વેગ, (સ્નેહના ભેદ) વ્યાધિ, પ્રલાપ, ઉન્માદ (આસક્તિના ભેદ) જડતા, મૂર્ચ્છના (વ્યસનદશાના ભેદ) અને મૃત્યુસદશતા (તન્મયતા) આમ પ્રેમભક્તિ પણ ઉત્તરોત્તર જેમ જેમ વિકાસ પામે છે તેમ તેમ તે તે દશ અવસ્થાને ધારણ કરે છે. સ્નેહ, આસક્તિ અને વ્યસનાવસ્થા કયારે સિદ્ધ થઇ કહેવાય એ વિષેની જીજ્ઞાસા થતાં કવિ કહે છે—

જળસ્વાતિ ચાતક પ્રેમ છે આસક્તિ ચંદ્રચકોર;
છે વ્યસન વારિ મત્સ્ય ત્રણ ઉદાહરણના દોર.

૨. વ. ૫૯-૪

જેમ ચાતકને સ્વાતિના જળ માટે સ્નેહ છે એવો સ્નેહ હોય તોજ તે સ્નેહ કહેવાય છે, અર્થાત્ ચાતકના જેવો ટેક જોઇએ. એવો પ્રેમ હોય તોજ તે સ્નેહ કહેવાય. ચકોર જેમ ચંદ્રને જોઇને પ્રસન્ન થાય છે અને તેના વગર બીજા કશાથી તેનુ ચિત્ત ખેંચાતુ નથી, તેમ પ્રભુ સિવાય બીજા કશામાં ચિત્ત ખેંચાય નહિ ત્યારે આસક્તિ કહેવાય અને જેમ માછલું પાણીથી વિખુટું પડતાં જીવી શકતુ નથી, એવી

### ભક્તિના દશ પ્રકાર

દયારામે ભક્તિની ઉત્તમતા જણાવી, પણ તે ભક્તિના મુખ્ય બે પ્રકાર છે. સાધનરૂપા ભક્તિ અને સાધ્ય અગર ફલરૂપા. સાધનરૂપી ભક્તિ નવ પ્રકારની હોવાથી તેનું નામ નવધા કહેવાય છે. અને ફલરૂપા એ દશમી છે. તે ફલરૂપાનું બીજું નામ પ્રેમલક્ષણા છે.

આ દશનાં નામ કવિ નીચે પ્રમાણે ગણાવે છે—

૧
આસક્તિ રાખી શ્રવણ કર છે શ્રવણ પહેલી ભક્તિ
૨ ૩ ૪ ૫ ૬
કીર્તન સ્મરણ પછી પાદસેવન અર્ચન વંદન વ્યક્તિ
૭ ૮ ૯
દાસત્વ ભક્તિ સખ્યતા આત્મનિવેદન નામ
૧૦
તે ઉપર દશમી પ્રેમભક્તિ અતિપ્રિય ઘનશ્યામ.

૨ વ. ૫૮/૩-૪

આ દશ પ્રકારની ભક્તિ જેણે જેણે કરી તેમનાં નામ નીચેની લીટીઓમાં આપે છે—

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦
પરીક્ષિત, શુક, પ્રહ્લાદ, શ્રી, પૃથુ, અક્રૂર, ને હનૂમાન; અર્જુન બળી શ્રીગોપીજન
અનુક્રમે ભક્તિદાન'

૨. વ. ૫૮/૫

અર્થાત્ પરીક્ષિતે શ્રવણભક્તિ કરી, શુકજીએ કીર્તન, પ્રહ્લાદે સ્મરણ શ્રી (લક્ષ્મી)એ પાદસેવન, પૃથુએ અર્ચન, અક્રૂરે વંદન હનુમાને દાસ્ય, અર્જુને સખ્ય, બલિરાજાએ આત્મનિવેદન એમ આ નવજણાએ નવધાભક્તિ જુદી જુદી રીતે કરી, પણ પ્રેમલક્ષણા ભક્તિ જે દશમા પ્રકારની છે તે તો વ્રજની ગોપીઓએ કરી. આ દશ પ્રકારની ભક્તિમાં પ્રેમભક્તિ એ ઉત્તમ છે.

પણ આ પ્રેમભક્તિની ચાર અવસ્થાઓ છે. સ્નેહ, આસક્તિ, વ્યસન અને તન્મયતા. આ દરેકની પાછી અમુક અમુક અવસ્થા છે

આ પ્રમાણેઃ—સ્નેહની ચાર, આસક્તિની ત્રણ, વ્યસનની બે, અને ન્મયતાની એક, એ રીતે પ્રેમભક્તિની એકંદરે દશ અવસ્થાઓ થઈ.

પ્રેમની અવસ્થા ચાર છે, આસક્તિ ત્રણ વિવેક:
છે વ્યસનની બે અવસ્થા પછી તન્મયતાની એક.

૨ વ. ૫૮—૭

હવે એ દશ અવસ્થાઓ કયી કયી? તેનાં નામ કવિ જણાવે છેઃ—

દૃગરુચિ સ્મૃતિ અભિલાષોદ્વેગજી પ્રેમાવસ્થા એ ચો નેગજી;
આસક્તિ વિવ્યાધિ પ્રલાપજી, ઉન્માદસહ ત્રીજી આલાપજી.
વ્યસનાવસ્થા જડતા એકજી, અપર મૂર્ચ્છના રહિત વિવેકજી;
તન્મયતાની અવસ્થા એહજી, મૃત્યુસદૃશ પણ છૂટે ન દેહજી.

૨. વ. ૫૯/૧—૨

દૃગરુચિ, સ્મૃતિ, અભિલાષા ઉદ્વેગ, (સ્નેહના ભેદ) વ્યાધિ, પ્રલાપ, ઉન્માદ (આસક્તિના ભેદ) જડતા, મૂર્ચ્છના (વ્યસનદશાના ભેદ) અને મૃત્યુસદશતા (તન્મયતા) આમ પ્રેમભક્તિ પણ ઉત્તરોત્તર જેમ જેમ વિકાસ પામે છે તેમ તેમ તે તે દશ અવસ્થાને ધારણ કરે છે. સ્નેહ, આસક્તિ અને વ્યસનાવસ્થા ક્યારે સિદ્ધ થયા કહેવાય એ વિષેની જીજ્ઞાસા થતાં કવિ કહે છે—

જળસ્વાતિ ચાતક પ્રેમ છે આસક્તિ ચંદ્રચકોર;
છે વ્યસન વારિ મત્સ્ય ત્રણ ઉદાહરણના ઠોર.

૨. વ. ૫૯—૪

જેમ ચાતકને સ્વાતિના જળ માટે સ્નેહ છે એવો સ્નેહ હોય તોજ તે સ્નેહ કહેવાય છે, અર્થાત્ ચાતકના જેવો ટેક જોઇએ. એવો પ્રેમ હોય તોજ તે સ્નેહ કહેવાય. ચકોર જેમ ચંદ્રને જોઇને પ્રસન્ન થાય છે અને તેના વગર બીજા કશાથી તેનું ચિત્ત ખેંચાતુ નથી, તેમ પ્રભુ સિવાય બીજા કશામાં ચિત્ત ખેંચાય નહિ ત્યારે આસક્તિ કહેવાય અને જેમ માછલું પાણીથી વિખુટું પડતાં જીવી શકતું નથી, એવી

ક્રમાએ પ્રેમ પહોંચે ત્યારે વ્યસન કહેવાય છે. તન્મયતાની દશામાં પ્રભુના વિરહની આર્તિમાં ભક્ત મરણની છેલ્લી સ્થિતિમાં હોય છે. જો કે તે મરણ પામતો નથી તો પણ તેની દશા મૃતપ્રાય: હોય છે. આ પ્રેમની ઉંચામાં ઉંચી દશા છે.

આ સ્નેહ, આસક્તિ અને વ્યસનનાં લક્ષણો ફરીથી કવિ નીચે પ્રમાણે કહે છે—

તન તપે બહુજ વિયોગથી રતિ તેની તે અતિદીન;
એ પ્રેમલક્ષણ કહ્યું કિંચિત્ ત્યાંનું ત્યાં રહે મન.
એક વાર આખા દિવસમાં વણ મળે નવ રહેવાય;
કદિ ના મળે તો વિકલ થાય આસક્તિ એ કહેવાય.
ઊર પરસ્પર વિંધાય નવ ખમી શકે - ક્ષણ માત્ર.
જન દયાપ્રીતમ કૃષ્ણ કરુણા તે વ્યસન રસપાત્ર.

આવી પ્રેમલક્ષણા ભક્તિ ઘણી દુર્લભ છે. એવી ભક્તિની આગળ ચાર પ્રકારની મુક્તિ પણ તુચ્છ છે.

'અતિ દુર્લભ છે એવી ભક્તિજી, જેની દાસી ચારે મુક્તિજી'.

૨ વ ૬૬/૬-૮

ભગવાન પણ એવી જ ભક્તિથી પ્રસન્ન થાય છે.

'રાચાચર ભક્તિરસ ભીંજેજી, નિર્મળ રતિ પામ્યે નવ રીઝેજી'

૨. વ ૬૭-૧

આવી પ્રેમભક્તિ હૃદયમાં જેમ જેમ જામે છે તેમ તેમ સઘળા વિધિ અને નિષેધો દૂર થઇ જાય છે. માત્ર અનુભવીઓ જ એ પ્રેમરસને પીછાણી શકે છે. એ પ્રેમરસનાં ખરાં પીછાણનાર ફકત ગોપીજનજ છે.

સૌ નેમ નાશે પ્રેમ પ્રકટે અનાદિ એ રીત,
તે અનુભવ્યો રસ ગોપીજન પળપળે નૂતન પ્રીત.

૨. પૃ. ૬૬-૩

માટે કવિ અજીત ભગવાનને જીતવાનું ખરું બળ તે પ્રેમ જ છે એમ જણાવે છે.

'અહો પ્રેમવશ જે અજીત ઈશ્વર તે તણે આધીન'

૨ વ. ૬૬-૪

ગોપીજને આવા પ્રેમબળથી પ્રભુને વશ કર્યા. માટે તેમના સૌભાગ્યનો પાર નથી.

'સૌભાગ્યનું લેખું નહિ વ્રજભકત પરમ પવિત્ર;
જે તણા પૂરણ ધણ પરમાનંદ અચ્યુત મિત્ર'

૨ વ. ૬૫-૬

## સેવા

પ્રેમભક્તિ સિદ્ધ કરવા માટે ભકતે પ્રભુની સેવા કરવી જોઇએ. સેવા એ પૂજન નથી. સેવામાં સ્નેહ એ પ્રધાન છે, અને પૂજા તે માત્ર ક્રિયામાત્ર છે. જ્યાં સ્નેહ નથી ત્યાં સેવા નથી.

સેવા ન કહાવે સ્નેહવણ પૂજન વેદ પ્રમાણ;
લહિ દયા પ્રભુમય જગત્ સહુ સંતોષ અર્ચન જાણ.

૨. વ. ૬૪-૮

સેવા અનન્ય ભાવથી કરવી જોઇએ. તે કરવામાં લોકલજ્જા અગર વેદનો પણ ભય છોડવો જોઇએ. માત્ર પ્રભુનો જ વિચાર કરીને પ્રભુને સુખ કેમ થાય એ ભાવથી કરવી જોઇએ. જેમ સાધ્વી સ્ત્રી પોતાના પતિની પ્રશંસા મેળવવાને અનન્ય ભાવથી તેની સેવા કરે છે તે પ્રમાણે પ્રભુભકતે સેવા કરવી જોઇએ.

'મન લોક વેદની લાજ નહિ એક કૃષ્ણ પ્રિયશું પ્રેમ;
પતિની પ્રસન્નતા સાધવી અચલિત ઉર એ નેમ'

શ્રીવલ્લભાચાર્યે સેવાનું લક્ષણ ચેતસ્તત્પ્રવણં સેવા એ પ્રમાણે આપ્યુ છે, અને માનસી સેવાને મુખ્ય માની છે પણ માનસી સિદ્ધ થવાને તનુજા અને વિત્તજાને ગૌણ કહી છે. કારણ કે સેવામાં દ્રવ્ય અને દેહ એ બન્ને અડચણરૂપ છે. માટે તેમનો પ્રભુભક્તિમાં વિનિયોગ થઈ શકે અને તેમના ઉપરથી મમતા ખસી જાય, માટે, તનુજા અને વિત્તજા એવાં બે માનસી સેવાનાં અંગ માન્યાં છે. તનુજા અને વિત્તજા સેવામાંથી માનસીમાં જઇ શકે છે. એ માનસી સેવા મુખ્ય છે. તે દશામાં બીજાં કોઇપણ સાધનો ઉપયોગી નથી.

'માનસી સેવા મુખ્ય પણ મનવ્યસન ઉપજે થાય
ત્યાં સાધન બલ પહોંચે નહિ કૃષ્ણકૃપા જો ગુરુરાય.'

૨. વ. ૬૪-૭

ગુરુની કૃપાથી માનસી સેવા થઈ શકે છે. તે સેવા કેવા ભાવથી કરવી અને તેનું ફળ શું એ પ્રશ્નનો ઉત્તર, કવિ કહે છે—

'સર્વાત્મભાવે પ્રભુ સુખી ક્યમ થાય એ અભિલાષ;
સેવાનું ફળ સેવાજ઼ ઇચ્છે સુખ અવર નહિ આશ.'

૨ વ. ૬૪-૫

સેવા એ ભાવપ્રધાન હોવાથી ભાવથી સેવા કરવાની છે, અને તેથી જેમ પત્ની પોતાના પતિનું સુખ વિચારીને તેની ટહેલ કરે છે તેમ પ્રભુની સેવા કરવી. સેવામાં ભક્તે પ્રભુનું સુખ વિચારવાનું છે. સેવા કરીને પોતાને કોઇ પણ સુખ મેળવવાનું નથી પોતે જો પોતાનું કોઇપણ સુખ વિચારીને સેવા કરે તો તે સેવા ન કહેવાય. માટે સેવાનું ફળ પણ સેવાજ છે. સેવા એ સાધન અને સેવા એ ફળ. બીજાં સાધનોમાં તો ફક્ત આપણુંજ સુખ મેળવવાનું છે, સેવ્યનુ નહિ, પણ સેવામાર્ગમાં તો ભક્તનું તેમ ભગવાનનું એમ ઉભયનું સુખ છે:—

'સાધન અવર શિવ આપણું પણ શ્રીજીને શું સુખ ?
શુશ્રુષામાં ઉભય આનંદ માટે ભજન મુખ્ય.'

ર. વ. ૬૪-૪

માટે વિધિનિષેધની શૃંખલા ભેદવાને માટે કવિ સર્વાત્મભાવે પ્રભુની સેવા કરવાનો ઉપદેશ આપે છે—

'સર્વાત્મભાવે પિયુ રેહેલજી વિધિનિષેધની છૂટી ગેલજી;
સહજ પતિશું પ્રકટ્યો પ્રેમજી, શાંતિ પામે સર્વે નેમજી !'

ર. વ. ૬૬-ર

## મુક્તિ અને ભજનાનંદ

પ્રેમભક્તિનું ફળ ભજનાનંદ હોય છે અને તેજ પરમફળ કવિ માને છે. તેની આગળ મુક્તિ પણ કશા લેખામાં નથી. તે વિષે કવિ કહે છેઃ—

'ટોકરાં સરખી મુક્તિથી જન પ્રેત થાય પ્રસન્ન;
જે ભક્તિ ઘેબર ભોગિયા તેનું ન માને મન.'

ર. વ ૫૪-૬

ભક્તિ (ભજનાનંદ) એ ઘેબર છે અને મુક્તિ ટોકરું છે. ઘેબર રસથી ભરેલું હોય છે અને ટોકરું તીખું અને કડવું હોય છે. ઘેબરના ભોગી ટોકરાં ખાવાની ઇચ્છા કરતા નથી, તેમ ભક્તો ભજનાનંદને મુકીને મુક્તિને ઇચ્છતા નથી; અને જો મુક્તિને ઇચ્છે તો તે રસિક ન કહેવાય. તેવાઓને કવિ અહિંયાં ક્રોધયુક્ત થઇને 'પ્રેત' કહે છે. આગળ કહે છે કે જેમ બીલાડી દુધને જ પચાવી શકે છે, ખીરને નહિ, તેમ પ્રભુના સ્નેહ વગરના પુરુષો જ્ઞાનને જ જીરવી શકે છે; ભક્તિરસ જીરવવાનું સામર્થ્ય તેમનામાં હોતું નથી.

'પણ પય પચે માર્જાર પાયસાન્ન ન પચે રતિમંદ.'

અહિંયાં પણ કવિ પ્રેમશૂન્યને 'રતિમંદ' કહે છે. આ પ્રમાણે ભજનાનંદને મુક્તિ કરતાં અધિકતર ફલ જણાવતાં કવિ કહે છે—

'સર્વોપર છે ભજનાનંદજી, પણ અનુભવ નહિ જે રતિમંદજી'
૨ વ. ૪૭-૧

પ્રેમશૂન્ય ને ભજનાનંદનો લાભ મેળવી શકતો નથી. તે તો વ્રજ-સીમન્તિનીઓ જેવી ગોપાંગનાઓ જ મેળવી શકે.

'તે સુખ લૂટ્યું સહુ વ્રજભક્તેજી, હરિવશ કીધા જાણ્યું જગતેજી'
૨. વ. ૪૭-૧

એ ભજનાનંદથી સર્વ જેની વંદના કરે છે તેવા શ્રીકૃષ્ણ પણ અધીન થાય છે—

'વંદે સર્વ શ્રીકૃષ્ણને તે કૃષ્ણ પણ અધીન' ૨. વ. ૪૭-૩

કારણ ! सर्वं पदं हस्तिपदे निमग्नम् એ ન્યાયે તેમાં સર્વ ફળની ઉત્કૃષ્ટતા સમાય છે.

'ત્યાં મોટપમની અવધિ થઇ ગજ પદે સહુ લીન' ૨. વ. ૪૭-૩

અનન્યતા અગર અન્યાશ્રય ત્યાગ

પ્રભુ માટેની પ્રીતિ અનન્ય ભાવવાળી હોવી જોઇએ. સાધ્વી સ્ત્રીના પ્રેમ જેવો પ્રભુભક્તનો પ્રભુ માટે પ્રેમ હોવો જોઇએ. જો કોઇ સ્ત્રી પોતાના પતિને શુદ્ધ પ્રેમથી નહિ ચહાતાં ગમે તેની સાથે પ્રેમ કરે તો તે લોકમાં નિન્દ્ય બને છે તેમ પ્રભુપ્રેમને બદલે બીજે બધે પ્રેમ રાખવા જતાં તે પ્રેમ પણ નિન્દનીય બને છે. અલબત જૂદા જૂદા દેવો એ બધાં ભગવાનનાં રૂપો છે તોપણ જેને જેવો ભાવ હોય તેણે તે રૂપમાં અનન્ય આસક્તિ રાખવી જોઇએ. કોઈ પણ એક રૂપમાં જ આસક્તિ નહિ રાખતાં અનેકમાં ભાવ રાખનારનો પ્રેમ પુંશ્ચલી-વ્યભિચારિણીના જેવો પ્રેમ હોય છે. કવિ પોતાના ગમ્ય પ્રભુ શ્રીકૃષ્ણને માને છે. તે સર્વના ઉપરી છે. તે જ પરબ્રહ્મ છે. માટે પોતે તેમનેજ અનન્ય ભાવથી ભજે છે. તેમના સિવાય બીજાને ચહાવામાં ભક્તિમાં આડંબર

દેખાય છે માટે તેવી અન્યાશ્રયવાળી ભક્તિની પોતે નિન્દા કરે છે. જ્યાં અન્યાશ્રય મળે છે ત્યાં ભક્તિ રહી શકતી જ નથી ભક્તિ એટલે પ્રેમ –શુદ્ધ ભાવ. અનેક જગ્યાએ ચિત્તને રોકનાર પુંશ્ચલીના ભાવમાં સાધ્વીનો શુદ્ધ પ્રેમ નથી, તે તો માત્ર વિકાર છે. તેમ પ્રભુ સિવાય બીજામાં ચિત્ત રાખવાથી ખરી ભક્તિ થઈ શકતી નથી. માટે કવિ કહે છે—

'સઘળે સરખી પ્રીત ન સારીજી, ટેકની ભક્તિ પ્રભુ અતિ પ્યારીજી;
અળગા અન્યાશ્રિત ભગવતજી, વ્યભિચારિણીથી પ્રેમ ન કાંતજી!'

'પતિવ્રતા જો ઉત્તમ હોયજી. પતિ પુરુષોત્તમ ત્યાં ચિત્ત પ્રોયજી;
વણુ સમજે અન્યાશ્રય જનમાંજી. તે પણ ખટકે હરિના મનમાંજી'

ર. વ. ૨૩/૧–૨

અન્યાશ્રયથી ભગવાન પોતે ખિન્ન થાય છે. આંખમાં સહેજ રજ પડી હોય તો તે કેવી ખટકે છે! જ્યાં સુધી તે નીકળી ન જાય ત્યાં સુધી બીલકુલ ચેન પડતું નથી. તેમ જ્યાં સુધી અન્યાશ્રયરૂપ દોષ થોડોઘણો પણ ભક્તમાં હોય તો પ્રભુ તેથી નારાજ થાય છે. માટે જ્યાં સુધી તે દોષ ભક્તમાંથી દૂર ન થાય ત્યાં સુધી પ્રભુ પણ ખિન્ન રહે છે.

'મન ખટક જ્યમ રજ નેત્રમાં, વણુ નીકળે નહિ ચેન;
સમ અન્યાશ્રય વણુ છોડને નહિ જંપ પંકજ નેન.'

ર. વ. ૨૩–૩

જેમ ઘણા ઘરનો પરોણો ભૂખે મરે તેમ એક દેવને મૂકીને અનેક દેવને ભજનારો ભક્તિનું ફળ મેળવી શકતો નથી. પુંશ્ચલીના છોકરાને લાડ લડાવનાર કોઈ બાપ હોતો નથી તેમ અન્યાશ્રયવાળાનો કોઇ રક્ષક થતું નથી.

'પ્રાઘુર્ણિક બહુ ઘરનો હોયજી, મરે ક્ષુધાએ ન પૂછે કોયજી;
પુત્ર પુંશ્ચલી પિતુ કહે કહેનેજી, લાડ ઓલંભા કોઈ ન માનેજી.'

ર. વ. ૨૪–૨

ભગવાનને છોડીને અન્ય દેવનો આશ્રય કરનાર ગંગા નદીના કિનારે ઉભો રહીને કુવો ખોદનાર મૂર્ખ જેવો છે, અગર કામદુધા ગાયને છોડીને પાડાને દોહવા જનાર જેવો છે.

'તજી સુંદર શ્રીહરિની સેવાજી, કરે ઉપાસન દેવી દેવાજી;
તે જ્યમ તરસ્યો ગંગ અનુપજી, તજીને તીરે ખોદે કૂપજી.
સુર પૂજે મૂઢી જગદીશજી, તજિ કામદુઘા દુહે મહિષજી,
કહે નિગમાગમ એ ફરિ-ફરિનેજી, ભજો સદા સૌ એક હરિનેજી.'

ર. વ. ૨૧/૧-૨

એજ પ્રમાણે હરિની સેવાનો ત્યાગ કરનારને કુતરાનું પુચ્છ પકડીને સાગર તરનારની સાથે સરખાવે છેઃ—

'શ્રીહરિ તજી કલ્યાણ ઇચ્છે આણ અવરાધાર;
જ્યમ શ્વાન પુચ્છ ગ્રહી ધરે મન જવા સાગર પાર.'

ર. વ. ૨૧-૩

આમ કહીને સિદ્ધાન્ત જણાવે છે કે—

'એ સર્વ વાતો વેવલાં છે મન ભ્રમના વ્યર્થ,
એક કેવળ શ્રીહરિ શરણ વણ નથી સર્યો કોઇનો અર્થ.'

ર. વ. ૨૦-૫ માં અન્યાશ્રયીને પછી પુરાણના આધારે કવિ ક્રોધમાં આવીને 'નારકીશ' કહે છેઃ—

'તે માટય સર્વેશ્વર હરિ સમ ઇતરમાં મતિ જે ધરે;
તે નારકીશ સદા મહામુનિ પદ્મ પુરાણ ઉચ્ચરે.'

અન્યાશ્રયના ત્યાગ માટે દષ્ટાંત આપતાં નીચેની પંક્તિઓ કવિ યોજે છે—

'સુખદાર ઇંદ્રિતૃપ્તિ સહુ તરુ તૃપ્તિ જ્યમ જડિપોષ;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણ પૂજે પામે સહુ સંતોષ'

ર. વ. ૨૦-૮

જેમ મુખમાં કોળીઓ ખાવાથી તમામ ઇન્દ્રિયો તૃપ્ત થાય છે, તથા જેમ વૃક્ષના થડમાં પાણી રેડવાથી તેનાં ડાળાં પાંદડાં વગેરે તમામની તૃપ્તિ થાય છે તેમ ભગવાનને ભજવાથી તમામનું ભજન આવી જાય છે. આથી જેમ થડને પાણી રેડવાથી ડાળાં તથા પાંદડાંને પાણી રેડવાની જરૂર રહેતી નથી, તેમ પ્રભુની સેવા કરવાથી બીજા દેવતાની સેવા કરવાની રહેતી નથી.

**ચંડાળ ભક્ત, અભક્ત બ્રાહ્મણના કરતાં પણ ચઢિઆતો.**

ભક્તિ એ સર્વોત્તમ હોવાથી, જેનામાં તે છે તેને પ્રભુ ઉત્તમ બનાવે છે. તેનાં વય, જાતિ, વિદ્યા, આચરણ, ધન વગેરે કંઇ પણ પ્રભુ જોતા નથી.

'આચરણ વય વિચારૂપ કોપજી, ધનભક્તિ બલ હરિ નવ જોયજી'

૨ વ. ૬૭-૧૦

આ ઉપર નીચે પ્રમાણે દૃષ્ટાંત આપે છે:—

'પારધિ કયાં આચરણ પ્રતિપાલજી, વય કયાં હતું ધ્રુવજી બાળજી.'

'ધ્રુવ બાલ ગજ વિદ્યા કશી કુબ્જા હતું કયાં રૂપ;
ધન સુદામાને કયાં હતું વિદુર શી જાતિ અનૂપ.
પુરુષાર્થ શું ઉગ્રસેનમાં નિરખિયો નંદકિશોર;
રિઝિયા કેવલ ભક્તિથી એક એજ હરિ ચિત્તચોર.'

૨. વ. ૬૭/૩-૪

અરે ચાણ્ડાળમાં જો ભક્તિ હોય તો તેનું જીવન ધન્ય છે, અને બ્રાહ્મણ દેહ ધારણ કર્યા છતાં તેનામાં ભક્તિ ન હોય તો તેના જીવનને ધિક્કાર છે. એવા બ્રાહ્મણ કરતાં તો પેલો ચાણ્ડાળ સારો.

'શ્રેષ્ઠ સર્વથી તે ચાંડાલજી—મન વચ કર્મે જપે ગોપાળજી;
તેણે કીધાં તપ સહુ તીર્થજી, સ્વધર્મ સાધ્યા યજ્ઞ સમર્થજી.'

'વેદ ભણ્યા તેણે સહુ જાણ્યુંજી, અથવા પૂર્વે કર્યાં પ્રમાણ્યુંજી;
કોઇ આનંદ એ વિખ્યાતજી, કહ્યું કપિલજી પ્રત્યે માતજી.'

ર. વ. ૫૦/૧-૨

બ્રાહ્મણ થઇને જો ભગવાનનું ભજન કરે તો તે ઉત્તમ જ છે. કારણ કે ખરો બ્રાહ્મણ તે જ કહેવાય કે જે બ્રહ્મને જાણે. બ્રાહ્મણ દેહ ધારણ કરવાથી બ્રાહ્મણ થવાતું નથી.

'બ્રાહ્મણ થઇ સાધે હરિભક્તિજી, તેહને તુલના નહિ જન જક્તિજી;
સાચા બ્રાહ્મણ કહાવે તેહજી કૃષ્ણ બ્રહ્મને જાણે જેહજી.'

'જે બ્રહ્મ જાણે તેજ બ્રાહ્મણ જન્મ સાચો શુદ્ર;
સંસ્કારથી દ્વિજ વેદાભ્યાસે વિપ્ર માને બુદ્ધ.
હરિ લહે તે શ્રુતિ ઉચિત બ્રાહ્મણ બીજા કહેવા માત્ર;
જ્યમ પયપીયૂષ કહેવાય પણ જીવે મૃતક નવ ગાત્ર.'

ર. વ. ૫૧/૨-૫

આમ કહીને જણાવે છે.

'હોય જ્ઞાન સમ્યક્ ઓળખે હરિ જાતિનું નહિ કામ;'

હરિ ભજવાથી બ્રાહ્મણ થવાય છે, બ્રાહ્મણ દેહ ધારણ કરવાથી નહિ. ઋશ્યશૃંગ, કૌશિક, ગૌતમ, વાલ્મીકિ, પરાશર, અગસ્ત્ય, વસિષ્ઠ વિશ્વામિત્ર તથા નારદ વગેરે બ્રાહ્મણીના પેટે જન્મ્યા નહોતા છતાં ભગવાનની ભક્તિથી જગત્‌માં બ્રાહ્મણ નામથી ઓળખાય છે.

'પ્રંસાદિ બ્રાહ્મણ કહાવિયા, શ્રીકૃષ્ણ ભજન પ્રતાપ;
નથી દયાપ્રીતમ કૃષ્ણ પ્રિય તે પ્રકટ મૂર્તિ પાપ.' ર. વ. ૫૧-૮

બ્રાહ્મણ છતાં કૃષ્ણભક્તિ નથી. તે પાપની મૂર્તિ છે એમ કહીને કવિ ભક્તિ વગરનાની નિન્દા કરે છે. તેથી પોતે કહે છે—

'પ્રભુ વિમુખ દ્વિજ ગુણ બાર સહ સ્વયં તરે નહિ ગરવાશ;
હરિ દયાપ્રીતમ દાસ વર કુળ સહ તરે ચાંડાળ.'

બાર ગુણોવાળા હરિભક્તિરહિત દ્વિજના કરતાં ચાંડાલ સારો એ અન્તિમ સિદ્ધાન્ત કવિ કહીને ભક્તિમાં વર્ણભેદ નથી એમ જણાવે છે.

**ભક્તિના અન્તરાયો**

ભક્તિમાર્ગના મુખ્ય અન્તરાયોમાં કામ અને દામ એ બે છે. એ બે માયાનાં ધામ તથા અવિદ્યાનાં વિશ્રામ છે. કામથી દૂર થવાની **मातृवत्परदारेषु** એ નીતિ વચનને અનુસરીને કવિ પરસ્ત્રીના સંગથી દૂર રહેવાનો ઉપદેશ આપે છેઃ

'કામ દામ બે માયાધામજી, સદા અવિદ્યા ત્યાં વિશ્રામજી.'

ર. વ. ૭૫-૨

જે અવિદ્યાનું વિશ્રામ હોય ત્યાં સુખ હોય કયાંથી? તે તો અમંગલ જ હોય. જેમ સ્મશાનભૂમિ એટલે પ્રેતને રહેવાનું સ્થાન, તેમ અવિદ્યાનું સ્થાન એટલે અમંગળ-અનિષ્ટને રહેવાનું સ્થાન.

'વિશ્રામ જ્યાં નિત્ય અવિદ્યા ત્યાં સહુ અમંગલ હોય;
સ્મશાન સ્થળ ત્યાં પ્રેત હોય કૌતુક ન માને કોય.'

ર. વ ૭૫-૩

પરસ્ત્રીનો સંગ જેને થયો તે સંસારમાંથી કદી પણ ઉગરી શકતો જ નથી.

'તરુણીજ માયા મોહિની તરવા ન દે જ્યાં સંગ;
અણમળ્યા કો કદિ ઉગરે મળતાં સકલ બલ ભંગ.'

ર. વ. ૭૫-૪

માટે કવિ કહે છે કે જેમને સંસારસાગરમાંથી ડુબતા બચવું હોય તેમણે સ્ત્રીરૂપી મગરીની છાયાનો સ્પર્શ ન થાય તેવી રીતે ત્યાંથી નાસવું. કારણ કે સ્ત્રી એ પણ છાયા મગરી જેવી છે. તેની છાયાનો સ્પર્શ થતાંજ કાયાને તે કરડી ખાય છે. તેમ તરુણીના દેહનો સ્પર્શ આત્માની હાનિ કરનાર છે.

'તેં માટે એવું નાસવું જ્યમ છાયા સ્પર્શ ન થાય;
જ્યમ છ યા મગરી છાયા અડતાં કાયા કરડી ખાય.'

ર. વ. ૭૫-૫

પારકી સ્ત્રીને તરવારની સાથે કવિ સરખાવતાં કહે છે—

'તરવાર સરખી તરૂણી શણગારી દિસે સારી;
ઉપર અનુપમ રૂપ મનોહર અંતરમાં હત્યારી.'

ર. વ. ૭૫-૬

નીચેની પંક્તિઓમાં તેને ઇન્દ્રવાયણાના ફુલની ઉપમા આપીને કહે છે કે ઇંદ્રાયણું બહારથી સુંદર અને મનોહર દેખાય, છતાં પણ અંદરથી તે લહાળા જેવું શ્યામ હોય છે, અને તેને મસળીએ એટલે ગ્લાનિ થાય છે. તે જ પ્રમાણે પરસ્ત્રી બહારથી સુંદર હોવા છતાં અંદરથી મલિન હોય છે અને તેનો સંગ હાનિ કરનાર છે.

'પચરંગી પ્રફુલ્લિત પુષ્પ સરખી મોહન નિરખે નાર;
મસળ્યા પછી મન ગ્લાનિ ઉપજે ચતુર ચિત્ત વિચાર.'

ર. વ. ૭૫-૭

માટેજ અંતમાં કવિ ઉપદેશ કરે છે કે સ્ત્રીને દુઃખ અને દુષ્કૃત નરકની ખાણ ગણીને તેનાથી દૂર રહે—

'દુઃખ દુષ્કૃત નરકની ખાણુ સ્ત્રી ડરી પરિચિત્તથી કાઢ;
જન દયાપ્રીતમ કૃષ્ણ મળતાં મધ્ય મોટી આડ.'

ર. વ. ૭૫-૮

જેમ કામ એ મોટો અન્તરાય છે તેમ ધન પણ અન્તરાય છે. ભક્તિમાર્ગમાં આ બન્ને મોટા પર્વત સમાન માર્ગ રૂંધીને પડેલા છે. તે બન્નેને જે વટાવી જાય તે જ ખરો વિજયી પ્રવાસી. ખરો ભક્ત તો તે જ કે જેમનું ચિત્ત આ બન્નેથી આક્ષિપ્ત થયું નથી. ધન વિષે બોલતાં કવિ કહે છેઃ—

'ધન પણ તેનું મન બગાડેછે પ્રભુમાં પહોંચ્યું એથી કાંઈછે;
અનર્થ જેમાં દશ ને પાંચછે, શ્રીમુખ ગાથા ભરીનાં આંચછે.'

ર. વ. ૭૧–૧

આ પંક્તિમાં જણાવેલા ૧૫ ધનના દોષો નીચેના શ્લોકમાં ગણાયા છે.

स्तेयं हिंसानृतं दंभः कामः क्रोधः स्मयो मदः ।
भेदो वैरमविश्वास संस्पर्धा व्यसनानि च ।
एते पंचदशानार्था ह्यर्थमूला मतानृणाम्

તે મુખ્ય અનર્થોમાં દ્રવ્યના નીચેના અનર્થો કવિ ગણાવતાં કહે છે —

'સહુદ્દ સર્વથી કલેશ કરાવેછે, પ્રાણ ખોય કે પ્રેત બનાવેછે.'

ર. વ. ૭૬–૧

ધનની ખાતર કેટલા કુટુમ્બીઓ તથા સ્નેહીઓને કલેશ થયા છે? કેટલાઓને પ્રાણ ખોવા પડયા છે? અને કેટલાએ તેમાં પોતાની વાસના રહી જવાથી પ્રેત બન્યા છે? માટે વિત્તના અનર્થોમાંથી બચવું હોય તો ભગવાનની સેવામાં અગર પરમાર્થમાં તેનો ઉપયોગ કરવો જોઇએ. તે પ્રમાણે વપરાયલું દ્રવ્ય જ સફળ થાય છે—

'હરિસેવામાં વા પરમાર્થછે વિત્ત વવરાયું સફલિત અર્થછે'

ર. વ. ૭૬–૨

ભગવાને જેને દ્રવ્ય આપ્યું છે તેણે તે દ્રવ્યનો તેવી રીતે ઉપયોગ કરવો અને નવું દ્રવ્ય મેળવવાને ખાસ પ્રયત્ન ન કરવો.

'સફલિત કરવું અર્થ એમજ હોય જો કદિ પાસ;
નૂતન ઉપાર્જન કેરી હરિજને ન ધરવી આશ.'

ર. વ. ૭૬–૪

આ રીતે વર્તવાથી ભક્તિમાર્ગમાં મોટામાં મોટી જે એ અડચણો છે તેને મન ઓળગી શકે છે.

### નૈશ્ચિન્ત્ય

ભક્તજને પોતાનું જીવન કેમ ચલાવવું તે વિષે બોલનાં કવિ કહે છે કે તેણે કોઈ પણ જાતની ચિન્તા ન રાખવી. પુષ્ટિમાર્ગીય ભક્તનું પ્રથમ લક્ષણ નૈશ્ચિન્ત્ય છે. શ્રીવલ્લભાચાર્યે 'નવરત્ન' ગ્રન્થમાં ભક્તને ચિન્તા નહિ કરવાનો ઉપદેશ આપ્યો છે. દયારામભાઈ પણ તેવો ઉપદેશ આપે છે. ચિન્તામય જીવન એટલે પ્રભુમાં અવિશ્વાસ. જો ભગવાનમાં દૃઢ શ્રદ્ધા હોય તો શા માટે માણસે ચિન્તા કરવી જોઈએ? જે પ્રભુએ માણસને હાથ, પગ વગેરે અવયવો આપ્યા છે તે શું ભક્તને ખાવાનું તથા પહેરવાનું નહિ આપે? જે કીડીને કણ અને હાથીને મણ આપે છે તે શું પોતાના ભક્તને ભૂલી જશે? જે જગન્નાથ કહેવાય છે તે શું પોતાના અંશરૂપ જીવોનું રક્ષણ નહિ કરે? જરૂર રક્ષણ કરશે. પણ ભક્તમાં તે માટેની શ્રદ્ધા હોવી જોઈએ.

> 'ભોજન વસન ચિંતા કરી વૈષ્ણવે ન થાવું ઉદાસ;
> સહુ વિશ્વ પોષે છે વિશ્વંભર ક્યમ ભૂલશે નિજદાસ.'
>
> ૨ વ. ૭૬-૫

'ક્યમ ભૂલશે નિજદાસ' એવો પ્રશ્ન ઉપસ્થિત કરીને કવિ એમ અભિપ્રાય આપે છે કે ભગવાન્ કદી પણ પોતાના દાસને ન જ ભૂલે, કારણ કે પોતે વિશ્વંભર છે. તે વિશ્વમાં આવેલાં તમામ સ્થાવર તથા જંગમ સત્ત્વોની સંભાળ રાખે છે. આ વિષે કહે છે—

> 'ગિરિ શિખર દ્રુમસિંચે હરિ અનાયાસ અજગર પોખે;
> દધિ મધ્ય શક્કરખોર ખગ સાકર વડે સંતોખે.
>
> જન્મતાં પહેલાં જનનિસ્તન પય પ્રકટ કર્યું પ્રભુ પાસ;
> ચુગણી રચ્યા પાછી ચંચુ રચી જડ જીવ નથી વિશ્વાસ.
> છે અજન્મ ગુલમેરી ખગી તેજ આહાર રટે સુખ નામ;
> જન દયાપ્રીતમ ચંચુ કરી ચરણે ચતુર સુખ ધામ.'
>
> ૨. વ. ૭૬/૬-૮

પર્વતના શિખર ઉપર ઉગતાં વૃક્ષો ક્યારે મહેનત કરવા ગયાં હતાં, છતાં તેમને જળનું પોષણ નથી મળતું ? અજગર પણ ક્યારે મહેનત કરે છે ? છતાં તેનું પોષણ ભગવાન્ નથી કરતા ? સમુદ્રમાં રહેનાર શક્કરખોરને માટે પ્રભુ સાકર આપીને તેનું પોષણ કરતા નથી ? બાળક જન્મે છે તે પહેલાં ભગવાન્ માતાના સ્તનમાં આહાર મૂકે છે. તે આહાર માટે બાળકને કશી ચિંતા કરવી પડતી નથી. અજબ ગુલ મહેરી નામના પક્ષી વિષે કહેવાય છે કે તે મોઢાથી આહાર લેતું નથી પણ ફક્ત રામનું નામ દે છે. ત્યારે કોઇને શંકા થાય કે તે શી રીતે જીવતું હશે ? પણ ભગવાને તે માટે તેના પગમાં મુખ જેવું મૂક્યું છે કે જેનાથી ચાલતાં ચાલતાં તે પોતાનો આહાર લે છે. આ બધાંની પ્રભુને કાળજી છે તો શું તે પોતાના ભક્તને ભૂલી જશે ? આવાં દૃષ્ટાંતોથી કવિ દરેક ભક્તજનને કોઇ પણ પ્રકારની ચિંતા નહિ રાખવાનો ઉપદેશ આપે છે.

## સત્સંગનો પ્રભાવ

ભક્તિમાર્ગમાં આગળ વધવાનું પ્રથમ પગથીઉં સત્સંગ છે. જ્યાં સુધી હૃદયના મળ દૂર થાય નહિ ત્યાં સુધી ભક્તિમાં મન સ્થિર થાય નહિ. માટે સાધુપુરુષોનો સંગ જરૂરનો છે. તેમના સમાગમમાં આવવાથી ચિત્ત ખરાબ કાર્યોમાંથી નિવૃત્ત થાય છે અને શુભ વિચાર તરફ ખેંચાય છે. શુભ આચરણ વગર ગમે તેટલી કથા વાર્તા સાંભળી હોય તોપણ વ્યર્થ છે. 'કથા સાંભળી ફૂટયા કાન તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન' એ ઉપદેશાનુસાર શુભાચરણ તથા હૃદયની વિશુદ્ધિ એ જ ભક્તિમાર્ગમાં પ્રવેશ કરતાં પહેલાં આવશ્યક છે. આ હૃદયવિશુદ્ધિ સત્સંગથી સધાય છે. મળ અગર વિકાર વગરનું હૃદય એ જ પોતાને તારે તેમ બીજાઓને પણ તારે; પણ વિકારવાળું હૃદય હોય તો તે ડુબાડી દે છે. જેમ તુંબડી તારે ખરી પણ તે જો સૂકી હોય તોજ, લીલી તારી શકે નહિ.

## નૈશ્ચિન્ત્ય

ભક્તજને પોતાનું જીવન કેમ ચલાવવું તે વિષે બોલતાં કવિ કહે છે કે તેણે કોઈ પણ જાતની ચિન્તા ન રાખવી. પુષ્ટિમાર્ગીય ભક્તનું પ્રથમ લક્ષણ નૈશ્ચિન્ત્ય છે. શ્રીવલ્લભાચાર્યે 'નવરત્ન' ગ્રન્થમાં ભક્તને ચિન્તા નહિ કરવાનો ઉપદેશ આપ્યો છે. દયારામભાઈ પણ તેવો ઉપદેશ આપે છે. ચિન્તામય જીવન એટલે પ્રભુમાં અવિશ્વાસ. જો ભગવાનમાં દૃઢ શ્રદ્ધા હોય તો શા માટે માણસે ચિન્તા કરવી જોઇએ? જે પ્રભુએ માણસને હાથ, પગ વગેરે અવયવો આપ્યા છે તે શું ભક્તને ખાવાનું તથા પહેરવાનું નહિ આપે? જે કીડીને કણ અને હાથીને મણ આપે છે તે શું પોતાના ભક્તને ભૂલી જશે? જે જગન્નાથ કહેવાય છે તે શું પોતાના અંશરૂપ જીવોનું રક્ષણ નહિ કરે? જરૂર રક્ષણ કરશે. પણ ભક્તમાં તે માટેની શ્રદ્ધા હોવી જોઇએ.

'ભોજન વસન ચિંતા કરી વૈષ્ણવે ન થાવું ઉદાસ;
સહુ વિશ્વ પોષે છે વિશ્વંભર કયમ ભૂલશે નિજદાસ.'
૨ વ. ७३-૫

'કયમ ભૂલશે નિજદાસ' એવો પ્રશ્ન ઉપસ્થિત કરીને કવિ એમ અભિપ્રાય આપે છે કે ભગવાન્ કદી પણ પોતાના દાસને ન જ ભૂલે, કારણ કે પોતે વિશ્વંભર છે. તે વિશ્વમાં આવેલાં તમામ સ્થાવર તથા જંગમ સત્ત્વોની સંભાળ રાખે છે. આ વિષે કહે છે—

'ગિરિ શિખર દ્રુમસિંચે હરિ અનાયાસ અજગર પોષે;
દધિ મધ્ય શકરખોર ખગ સાકર વડે સંતોષે.
જન્મનાં પહેલાં જનનીસ્તન પય પ્રકટ કર્યું પ્રભુ પાસ;
સુગરી રચ્યા પછી ચંચુ રચી જડ જીવ નથી વિશ્વાસ.
છે અજબ ગુલમેરી ખગી તજી આહાર રટે મુખ નામ;
જન દયાપ્રીતમ ચંચુ કરી ચરશે ચતુર સુખ ધામ.'
૨. વ. ७३/૬૦

પર્વતના શિખર ઉપર ઉગનાં વૃક્ષો ક્યારે મહેનત કરવા ગયાં હતાં, છતાં તેમને જળનું પોષણ નથી મળતું! અજગર પણ ક્યારે મહેનત કરે છે? છતાં તેનું પોષણ ભગવાન્ નથી કરતા? સમુદ્રમાં રહેનાર શક્કરખોરને માટે પ્રભુ સાકર આપીને તેનું પોષણ કરતા નથી! બાળક જન્મે છે તે પહેલાં ભગવાન્ માતાના સ્તનમાં આહાર મૂકે છે. તે આહાર માટે બાળકને કશી ચિંતા કરવી પડતી નથી. અજબ શુક્ર મહેરી નામના પક્ષી વિષે કહેવાય છે કે તે મોઢાથી આહાર લેતું નથી પણ ફક્ત રામનું નામ દે છે. ત્યારે કોઈને શંકા થાય કે તે શી રીતે જીવતું હશે? પણ ભગવાને તે માટે તેના પગમાં મુખ જેવું મૂકયું છે કે જેનાથી ચાલતાં ચાલતાં તે પોતાનો આહાર લે છે. આ બધાંની પ્રભુને કાળજી છે તો શું તે પોતાના ભક્તને ભૂલી જશે! આવાં દૃષ્ટાંતોથી કવિ દરેક ભક્તજનને કોઈ પણ પ્રકારની ચિંતા નહિ રાખવાનો ઉપદેશ આપે છે.

### સત્સંગનો પ્રભાવ

ભક્તિમાર્ગમાં આગળ વધવાનું પ્રથમ પગથીઉં સત્સંગ છે. જ્યાં સુધી હૃદયના મળ દૂર થાય નહિ ત્યાં સુધી ભક્તિમાં મન સ્થિર થાય નહિ. માટે સાધુપુરુષોનો સંગ જરૂરનો છે. તેમના સમાગમમાં આવવાથી ચિત્ત ખરાબ કાર્યોમાંથી નિવૃત્ત થાય છે અને શુભ વિચાર તરફ ખેંચાય છે. શુભ આચરણ વગર ગમે તેટલી કથા વાર્તા સાંભળી હોય તોપણ વ્યર્થ છે. 'કથા સાંભળી ફૂટયા કાન તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન' એ ઉપદેશાનુસાર શુભાચરણ તથા હૃદયની વિશુદ્ધિ એ જ ભક્તિમાર્ગમાં પ્રવેશ કરતાં પહેલાં આવશ્યક છે. આ હૃદયવિશુદ્ધિ સત્સંગથી સધાય છે. મળ અગર વિકાર વગરનું હૃદય એ જ પોતાને તારે તેમ બીજાઓને પણ તારે; પણ વિકારવાળું હૃદય હોય તો તે ડૂબાડી દે છે. જેમ તુંબડી તારે ખરી પણ તે જો સૂકી હોય તોજ, લીલી તારી શકે નહિ.

'तरे तुंबिका आश्रित तारेजी, अनुभव सहुने शास्त्र पोकारेजी;
पण जो उर होय रहित विकारजी, तरे न तारे लीली लगारजी.'

२. व. ७४-२

आम तुंबीनुं दृष्टांत आपीने कवि कहे छे—

'लीली न तारे तुंबी त्यम न फ्ले समल जन संग;
फरी तेनुं तेज करे सुकार्य विकार थातां भंग.'

२. व. ७४-३

एनी एज वस्तुने भीनां वस्त्र अने सूकां वस्त्रनां दृष्टांतथी समजावे छे—

'आर्द्रवस्त्र अडे अवर भींजवे ते पण वास;
'अन्युं वसन सूकुं शुष्कने त्यां नहि शीताभास.'

२. व. ७४-५

एक भीनुं लुगडुं बीजा सूकाने अडे तो तेने भींजवी नाखे छे पण सूकुं लुगडुं बीजाने अडे तो भीनुं तो शुं पण तेनो आभास सरखो पण उपजावी शकतुं नथी. तेज प्रमाणे सत्संगनो प्रभाव समजवो. जेम मलयानिलना स्पर्शथी बधां वृक्षो चंदन बनी जाय छे पण वांस अने एरंडो तो एवाने एवाज रहे छे. तेनुं कारण एज के तेमना हृदयमां गांठो घणी छे. तेज प्रमाणे ज्यां सुधी हृदयनी गांठो दूर न थाय त्यां सुधी सत्संगनुं फळ जणातुं नथी. माटे सत्संगनुं फळ प्राप्त करतां पूर्वे हृदयना मळो त्यजवा जोइए.

'मलयानिल द्रुमचंदन सहु पण नहि एरंड न वंश;
उरग्रंथियो ते माटे त्यम सत्संग फ्ले न निःसंश.'

२. व ७४-५

आनी आ ज वात पत्थरना तथा चिंतामणना चंदथी जणावे छे—

'શતકલ્પ' નીર નિમગ્ન ઉર પાષાણુ આગ ન જાય;
કદિ અષ્ટયામ ઉકાળિયે કાંગણું ન કોમળ થાય.
જ્યમ ચિત્ર કેરા ચંદ્રથી નવ શમે તન પરિતાપ;
ત્યમ ગગન શશિથી પણ ન ઉઝળે ચિત્ર ઉદધિ આપ.'

ર. વ. ૭૪/૬–૭

માટે છેવટે કહે છે—

'જીજ્ઞાસુ ઉપદેષ્ટા ઉભય હોય કિંચિત ટળે ભવ રોગ' ર. વ ૭૪–૮

જીજ્ઞાસુ અને ઉપદેશ કરનાર બન્ને યોગ્ય હોય તો જ સંસારરૂપી રોગમાંથી બચી શકાય છે. સાચા સંત પ્રભુમાં સ્નેહ કરાવે છે, પણ દુષ્ટનો સંગ તે સ્નેહને ભૂલાવડાવે છે. માટે પ્રભુના ભક્ત–સંતની પાસે રહેવું, અને દુષ્ટ સંગથી દૂર રહેવું.

'હિત હરિ જગાવે સાચા સંતજી તેજ દુષ્ટ ભુલવે ભગવંતજી;
હરિજન પાસે નિત્યે વસવુંજી, દુષ્ટ સંગથી દૂરે ખસવુંજી.'

ર. વ. ૭૫–૧

## સાધુપુરુષનાં લક્ષણ

ઉપર સાધુપુરુષનો સંગ કરવા અને દુષ્ટનો ત્યાગ કરવાનું જણાવ્યું, પણ તે સાધુપુરુષ શી રીતે ઓળખી શકાય? તે કેવા લક્ષણવાળો હોવો જોઇએ? આ વિષે કવિ જણાવે છે કે—

'ગુણ સાધુના હોયજ એવાજી, પરોપકારી ચાહે ન સેવાજી;
દોષ કરે બહુ પરના પાનજી, પ્રકટ કરે ગુણ અલ્પ મહાનજી.
ગરલ દોષ સાગર શિવ પીધોજી, ચંદ્ર ચાતુર્યી ભાસે દીધોજી;
દુર્લભ સાધુ મળવા એવાજી, મળે પ્રસન્ન જો હોય હરિદેવાજી.'

ર. વ. ૭૩/૧–૨

સાધુ પુરુષો હમેશાં પરોપકારી હોય છે, અને પરોપકાર કરવા છતાં પોતાની સેવાનો બદલો તે ઇચ્છતા નથી. બીજાઓના બહુ દોષ હોય તોપણ તેનું પાન કરી જાય છે, ગળી જાય છે; અને ગુણો અલ્પ હોય તોપણ પુષ્કળ હોય તેમ જણાવે છે. જેમ શિવે સમુદ્રના દોષરૂપ ઝેરને પીધું અને તેના ગુણરૂપ ચંદ્રને માથા ઉપર રાખ્યો, તેમ સાધુપુરુષો બીજાના દોષોને ઢાંકે છે અને તેમના ગુણોને પ્રકટ કરે છે. પણ આવા સાધુપુરુષો બધી જગ્યાએ મળી શકતા નથી. માત્ર પ્રભુની કૃપા હોય તો જ મળી શકે છે. એવા સાધુનો સંગ શું કરી શકતો નથી? ગમે તેવા પાપીઓનો પણ ઉદ્ધાર કરી શકે છે. ગટરનું પાણી ગંગાના સંગથી જેમ ગંગારૂપ પવિત્ર બને છે તેમ સાધુપુરુષના સમાગમથી પાપીઓનાં પાપ ધોવાઈ જાય છે અને તેઓ પવિત્ર બને છે.

'પતન પીથિ ઉદક અતિ અશુચિ જહાં મળ્યું જઈ જળગંગ;
ગંગા થયું તે સહજ સધજ જો બલ મહદ્ પ્રસંગ.'

ર. વ. ૭૨-૪

સાધુપુરુષના સંગથી જે સુખ પ્રાપ્ત થાય છે તેની સમાન સ્વર્ગનું પણ સુખ નથી તો પછી લૌકિક સુખની તો વાતજ શી કરવી?

'હરિસંગી સંગ સમાન લવ સુખ નાક નહિ નિર્વાણ;
તો મૃત્યુલોકનું મૃષા સુખ તે કરે કથન કોણ.'

ર. વ. ૭૧-૫

સાધુપુરુષ એ કલ્પવૃક્ષની માફક બીજાનાં દારિદ્રયનું નિવારણ કરે છે, ચંદ્રની માફક તાપ દૂર કરીને શીતલતા આપે છે અને ગંગા નદીની માફક પાપ ધુએ છે.

'સુરદ્રુમ હરે દારિદ્રતા શશિ તાપ ગંગા પાપ;
તે ત્રણેજ સાધુસંગ સધ હરેજ અતુલ પ્રતાપ.'

ર. વ. ૭૨-૬

આ દરેક રીતે સાધુપુરુષ પરોપકારી અને નિઃસ્વાર્થ હોવો જોઇએ. તેનામાં યત્કિંચિત્ પણ સ્વાર્થ હોવો જોઇએ નહિ. નિઃસ્વાર્થી સાધુઓ અને પરહિતમાં રચ્યાપચ્યા રહેલા જ બીજાઓને સારે રસ્તે ચઢાવી શકે છે. તેમનું જીવન ખરેખર વૃક્ષના જેવું હોય છે.

હોય વૈષ્ણવ વૃક્ષ સમાન ગુણ પરસુખ કરે સહિ કલેશ;
નખ શિખ લગી પરમાર્થ સહુ સ્વાર્થ નહિ લવલેશ

ર. વ. ૭૨–૭

સાધુપુરુષ આવા હોય છે, ત્યારે દુષ્ટ પુરુષો કેવા હોય છે તે વિષે કવિ નીચે જણાવે છે.

વણ વાંક દે દુઃખ દુષ્ટ મારે દુર્વચન ઉર બાણ . ર. વ. ૭૨–૮

બીજાના વગર અપરાધે પણ તેને દુઃખ આપવામાં દુષ્ટપુરુષો રચ્યાપચ્યા રહે છે. કવિ તેવાઓનો સંગ નહિ કરવાને કહે છે, પણ તેવાઓનો સાધુપુરુષે દ્રોહ ન કરવો. શત્રુને પણ મિત્ર તરીકે માનવો.

**ભગવદીયનાં લક્ષણ**

ઉપર સાધારણ રીતે સાધુપુરુષનાં લક્ષણ આપ્યાં. પણ જે વૈષ્ણવ –ભગવદીય–પ્રભુભક્ત છે તે તો એવા સાધુપુરુષોમાંથી પણ ભાગ્યે જ કોઇ મળી આવે છે. ખરા ભક્તો પ્રભુના અનુભવી હોય છે. તેવા અનુભવી વિરલ હોય છે. બાકી નામધારી તો ઘણા હોય છે. તેવા નામધારીથી હંમેશાં ચેતતા રહેવું જોઇએ.

'તે વેશધારી ખરા પણ અનુભવી વિરલ જ હોય' ર. વ. ૭૦–૪

તાદશીય ભક્ત તો તે જ કે જેનાં દર્શન થતાંની વેંત બીજાઓનાં પાપ અને દુઃખ દૂર થાય છે અર્થાત્ તેઓ અત્યન્ત પવિત્ર હોય છે. તેઓ ભગવાનને પોતાના પ્રાણથી પણ અધિક માને છે પ્રભુથી બીજું કંઈ પણ તેમને વધુ પ્રિય નથી, તેમ ભગવાનને મન પણ તેમના કરતાં

બીજું કોઈ પણ વધુ પ્રિય નથી. વળી શ્રીવલ્લભાચાર્યમાં તેને દૃઢ શ્રદ્ધા હોવી જોઇએ. તેણે અન્યાશ્રયનો ત્યાગ કરેલો હોવો જોઇએ. અપેક્ષા રહિત, કોઈ પણ પ્રકારના કામથી વિમુક્ત, માત્સર્યરહિત અને વિરક્ત તથા હમેશાં પરોપકારી તથા ભગવાનની સેવા કથા કીર્તન વગેરેમાં વ્યસનવાળો હોવો જોઇએ.

જે તાદૃશી કહેવાય દર્શન થતાં અઘ દુઃખ ખોય.
તે તણાં લક્ષણ સુણ કહું જે કહ્યાં શાસ્ત્ર પુરાણ;
પ્રભુ પ્રાણાધિક જેને પ્રિય પ્રભુને અધિક તે પ્રાણ.
શ્રીમદાચાર્યનો દૃઢાશ્રય ઉર અન્યાશ્રય નહિ નામ;
નિરપેક્ષ વર્જિત કામ લોભે સેવે સુંદરશ્યામ.
માત્સર્યરહિત વિરક્ત તત્પર સદા પર ઉપકાર;
હોય વ્યસન સેવા કથા કીર્તન સતત નંદકુમાર.

ર. વ. ૭૦/૪–૭

જેને આવા ભગવદીયો મળે છે તેમનું પરમ ભાગ્ય છે. તો આવા ભગવદીયો પ્રાપ્ત થતાં તેમનું આરાધન કરવા ભૂલવું નહિ. તે આરાધન દીનતાપૂર્વક કરવું. તેમ કરવાથી ખરેખર તેવા ભગવદીયોની કૃપા મળે છે અને તદ્દ્વારા પ્રેમભક્તિ ઉદય પામે છે

આરાધન શ્રદ્ધા સહિત દીનતા મનમાં લાવે;
જોઇ કૃપા ઉપજે ભક્તને તવ પ્રેમભક્તિ આવે.

ર. વ. ૭૦–૩

## તમામ ઇંદ્રિયોનો પ્રભુમાં વિનિયોગ

સત્સંગ તથા પરમ ભગવદીયોની સેવાથી હૃદય શુદ્ધ થઇને પ્રભુ માટેની ભક્તિ ઉદય પામે છે. આ ભક્તિનો વિકાસ ઇંદ્રિયોના સુવિનિયોગથી થાય છે. તે વિનિયોગ જો પ્રભુનાં ગુણગાન અને પ્રભુસેવામાં થાય તો જ તેની સફળતા છે. નિરોધ એ સફળતાની ચાવી છે.

શ્રીવલ્લભાચાર્યે નિરોધ નામના ગ્રંથમાં નિરોધની અગત્ય જણાવી છે. ઇંદ્રિયો સ્વતઃ દુષ્ટ નથી, પણ તેમના ઉપયોગથી તે સારાં તથા ખરાબ પરિણામો ઉત્પન્ન કરે છે. આ વાત ખરી છે કે જો ઇંદ્રિયોને સ્વતંત્ર વિષય-પ્રદેશોમાં વિચરવા દેવામાં આવે તો તે તોફાની ઘોડાઓની માફક જીવનવાડીને ખેદાનમેદાન કરી મૂકે છે. માટે બુદ્ધિરૂપી સારથિની મદદથી તેમના ઉપર અંકુશની જરૂર છે. માટે યોગશાસ્ત્રમાં તે ઇંદ્રિયોને રોકવાનું કહે છે. પણ કેવલ બલાત્કારથી ઇંદ્રિયોને રોધવા જતાં આઘાત અને પ્રત્યાઘાતના નિયમાનુસાર તે ઇંદ્રિયો રોધાવાને બદલે ચિત્તને અનર્થના ગર્તમાં ફેંકી દે છે; એવા પણ ઘણા બનાવો જોવામાં આવે છે માટે બલાત્કાર કરવાથી ઇંદ્રિયોનો રોધ થતો નથી. ત્યારે આ રોધ સફળ શી રીતે થાય ? તે માટે શ્રીવલ્લભાચાર્ય 'નિરોધલક્ષણ' ગ્રન્થમાં તેનો ઉપાય દર્શાવે છે અને તે એ કે ઇંદ્રિયોને પ્રભુની સેવામાં રોકવી. ફક્ત સંસારના વિષયોમાંથી ચિત્ત ખેંચાય એટલું બસ નથી, પણ તે પ્રભુમાં પણ આસક્ત થવું જોઇએ. પ્રભુમાં આસક્તિ વગરનો રોધ તે ખરો રોધજ નથી. આ રોધ સફળ થાય તેટલા માટેજ શ્રીવલ્લભાચાર્યે પોતાના ભક્તોની આગળ સેવાની પ્રણાલિકા રજુ કરી છે. આથી ઇંદ્રિયો સંસારના પદાર્થોમાંથી ખેંચાઇને પ્રભુગામી બને છે. સંસાર ખસી જતાં ભગવાન્ સન્મુખ થાય છે. કવિ ઇન્દ્રિયોનો વિનિયોગ કેમ કરવો તે માટે નીચેના પદ્યમાં જણાવે છે.

શ્રીકૃષ્ણની સેવા કરે કર ચરણ દર્શન ધાય;
નેત્ર તો નટવર છબી નિહાળે શ્રવણ કૃષ્ણ કથાય.
વર્ણન કરે વાણી હરિગુણ પદકમળ મન ધ્યાન;
ઘ્રાણને પુષ્પ પ્રસાદિ તુલસી ચરણોદક મુખ પાન
શિર નમે હરિગુરુ સંત દડવત, સર્વાંગે પ્રણામ;
સહુ સમરપી દાસ થઇ માગે ભક્તિ-સુંદરસ્યામ.

ર. વ. ૫૭/૩-૫

હાથથી ભગવાનની સેવા કરવી, પગથી દર્શન માટે ચાલીને જવું. નયનથી ભગવાનની સુંદર છબિનાં દર્શન કરવાં, કાનથી ભગવાનની કથા સાંભળવી, જીહ્વાથી ભગવાનના ગુણ ગાવા. મનથી ભગવાનના ચરણકમળનું ધ્યાન કરવું, નાસિકાથી ભગવાનને ધરાવેલાં પુષ્પ વગેરેની સુગંધ લેવી, મુખથી ચરણામૃતનું પાન કરવું, શિરથી ભગવાન, ગુરુ અને ભક્તને નમન કરવાં અને તમામ અંગોથી દંડવત્ પ્રણામ કરવા. આમ કરવાથી જ ઇન્દ્રિયોનો સારો વિનિયોગ થાય છે.

## ગુરુશરણની આવશ્યકતા

પણ ભગવાનની માયા એવી અટપટી છે કે તે ભલાભલાને ઉંચેથી નીચે ગબડાવે છે. મોટા મોટા ડાહ્યા પુરુષો પણ તેની જાળમાં ફસાયા છે. કવિ કહે છે તેમ—

'એ કૃષ્ણમાયા અતુલબલ અકલિત અટપટી અત્ય. ૨. ૧. ૭૭-૪

તે નિઃસીમ બલ ધરાવનારી અને ન સમજી શકાય તેવી છે તે માયાથી જે બચ્યા તે જ ખરા જ્ઞાની અગર ભક્ત. તેના પાસમાં જેટલા સપડાયા તેમની બહાર નીકળવાની આશા જ વ્યર્થ. એ માયાને કેમ તરાય? આના ઉત્તરમાં કવિ કહે છે કે સાચા ગુરુનું શરણ એ જ આ માયાના પાશમાંથી બચવાનો પરમ ઉપાય છે. મૃગ પારધિના ફંદમાં ફસાય છે અને હાથી કાદવમાં ગરક થાય છે એટલે તેમનાથી પોતાના બળે બહાર નીકળી શકાતું નથી. તે વખતે તેમનામાં ગમે તેટલું બળ હોય પણ તે ખપમાં આવી શકતું નથી. તેમ પ્રભુભક્તો અગર જ્ઞાનીઓએ ગમે તેટલા ગ્રન્થો વાંચ્યા હશે, તેમનામાં ગમે તેવું પોતાનું સામર્થ્ય હશે, તો પણ તે બળ માયા આગળ વ્યર્થ છે. માત્ર ગુરુની સહાય હોય તો જ બચી શકાય છે. 'ગુરુ વગર ગમ નહિ' એ લોકોક્તિ યથાર્થ જ છે. માટે કવિ સદ્‌ગુરુનું શરણ લેવાને ઉપદેશે છે.

"નિજ કલ બળે નિકળાય નહિ વણ શરણ વિકલરાય;
ગજ પંકમાં મૃગ ફંદ ફસી બલ કરે બહુ જકડાય.

'ગુરુદ્વાર શ્રીકૃષ્ણની શરણાગતિ ગ્રહે દૃઢ ટેક;
તે જીવ માયાજાળથી છૂટે ઉપાય જ એક.'

આ પ્રમાણે ગુરુશરણની આવશ્યકતા કવિ દર્શાવે છે.

## ભગવાનમાં દૃઢ વિશ્વાસની જરૂર

ભક્તિ અને શ્રદ્ધાનો એવો પરસ્પર સંબંધ છે કે એક બીજા વગર રહી શકે નહિ. જ્યાં ભક્તિ છે ત્યાં અવશ્ય શ્રદ્ધા છે, અને જ્યાં શ્રદ્ધા નથી ત્યાં ભક્તિ નથી એમ અન્વય અને વ્યભિચાર સંબંધથી ભક્તિ અને શ્રદ્ધાનો યોગ નિયમિત થયેલો છે. ખરૂં પૂછો તો ભક્તિનો જન્મ શ્રદ્ધામાંથી છે. શ્રદ્ધા એટલે દૃઢ વિશ્વાસ. બુદ્ધિ ભલે આ શ્રદ્ધાની સામે વાંધો ઉઠાવે પણ ભક્ત શ્રદ્ધાનો કદી પણ ત્યાગ ન જ કરે. તે શ્રદ્ધામાંથી જ તેની ઉન્નતિની વેલી પ્રકટે છે. ભક્તિને શ્રદ્ધાના જળથી હંમેશાં સિંચવી જોઇએ. જો તે જળ ન મળે તો તે વલ્લરી (ભક્તિ-વલ્લરી) જરૂર કરમાઇ જશે. ભગવાન્ જે કરે છે તે સારૂં કરે છે એવો દૃઢ વિશ્વાસ તેનું નામ શ્રદ્ધા છે. 'વિવેકધૈર્યાશ્રય' નામના ગ્રંથમાં શ્રીવલ્લભાચાર્યે એ વિશ્વાસની અગત્ય જણાવી છે. વિશ્વાસ તો દરેકનામાં હોય, પણ તે દૃઢ હોવો જોઇએ. એવો દૃઢ વિશ્વાસ જ ઠેઠ સુધી ટકી રહે છે. જો આવા દૃઢ વિશ્વાસની વાડથી ભક્તિને સુરક્ષિત કરવામાં આવે તો કુતર્ક જેવાં હિંસ્ર સત્ત્વો અગર શંકારૂપી પક્ષીઓ તે વેલીને ઉગવા નહિ દે. માટે ભક્તે આવો દૃઢ વિશ્વાસ ખાસ કેળવવો જોઇએ. પછી પોતે સુખમાં હોય કે દુઃખમાં હોય. તો પણ ભગવાન જે કરે છે તે સારૂં કરે છે એ ઠેઠ સુધી તેના શ્વાસમાં રહેવું જોઇએ. માટે કવિ કહે છે—

'ભગવંત એક દૃઢ ભરોંસો વણ કર્યે થયું સદ્ પૂર્ણ;
ઉર આવ્યો અણવિશ્વાસ પતિ સદ્ કર્યું સાધન ચૂર્ણ.'

ર. પ. ૭૮—૩

વિશ્વાસથી કઠણમાં પણ કઠણ કાર્ય સધાય છે અને, વિશ્વાસ ન હોય તો સરળ કાર્યોમાં પણ નિષ્ફળતા મળે છે. ઇંદ્રજીત હનુમાનને

બાંધવા ઇચ્છતો હતો. તેનામાં જ્યાં સુધી વિશ્વાસ હતો ત્યાં સુધી બ્રહ્માસ્ત્રથી તે બંધાયા, પણ 'આ વાનર બ્રહ્માસ્ત્રથી કેમ બંધાશે' એવો અવિશ્વાસ થતાં તે બંધનમુક્ત થઈ ગયા. ચાતકને પણ દૃઢ વિશ્વાસ છે તેથી જ અનાવૃષ્ટિ હોય ત્યારે પણ સ્વાતિનક્ષત્રનું જળ પીએ છે.

'ઇંદ્રિજીતનું બ્રહ્માસ્ત્ર પણ વિશ્વાસ વ્યર્થ મહાન;
દૃઢ પ્રીતે ચાતક અનાવૃષ્ટિમાં સ્વાતિપાન.'

ર. વ. ૭૮-૪

આવી અડગ શ્રદ્ધા પ્રભુભજનમાં હોવી જોઈએ. પ્રભુનું ભજન એ જ સર્વસ્વ છે એમ માનીને પ્રભુમાં ભક્તિપરાયણ થવું જોઈએ.

'તે માટે એક જ વ્રજપતિ ભજી સ્મરવા ધરી ટેક;
સૌ દેવમાં પણ કૃષ્ણ જાણી ભજન વ્યર્થ વિવેક.'

ર. વ. ૭૮-૫

## અસમર્પિત વસ્તુનો ત્યાગ

પુષ્ટિમાર્ગમાં બે મહાન બાધકો દર્શાવ્યા છે, એક અન્યાશ્રય અને બીજો અસમર્પિત વસ્તુનું સેવન. જ્યાં સુધી કોઈ પણ વસ્તુ પ્રભુને અંગીકાર કરાવી નથી ત્યાં સુધી તેનું સેવન ભક્તને માટે વર્જ્ય છે. પુષ્ટિમાર્ગની પ્રણાલિકા પ્રમાણે બ્રહ્મસંબંધની દીક્ષા લેનાર પોતાનું સર્વસ્વ પ્રભુને નિવેદન કરે છે. આ નિવેદન આત્મનિવેદનના નામથી સંપ્રદાયની પરિભાષામાં ઓળખાય છે. જેણે આ રીતે આત્મનિવેદન કર્યું છે તેણે અન્યાશ્રય અને અસમર્પિત વસ્તુના સેવનથી ખાસ ચેતતા રહેવું જોઈએ. આ સિદ્ધાન્તને વલ્લભાચાર્યે 'સિદ્ધાન્તરહસ્ય'માં દર્શાવ્યો છે. ભગવાનને જે વસ્તુનું સમર્પણ નથી કર્યું તે અસમર્પિત વસ્તુ કહેવાય છે. તેવી વસ્તુના સેવનથી જીવમાં આસુરાવેશ રહે છે અને તે ચિત્ત તથા બુદ્ધિમાં વિકાર ઉત્પન્ન કરે છે. માટે કોઈ પણ વસ્તુના ઉપભોગ પહેલાં તેનું ભગવાનને સમર્પણ અવશ્ય કરવું જોઈએ. નિવેદન

કરેલી વસ્તુ એ જ પ્રભુની પ્રસાદી છે. હરિપ્રસાદનો મહિમા વર્ણવતાં કવિ અસમર્પિત વસ્તુનો ત્યાગ કરવાને નીચે પ્રમાણે કહે છે.

'અર્પ્યું ન જે ગોવિંદને તે શ્વાનવિષ્ટા અન્ન;
જલ મૂત્ર મદિરા તુલ્ય છે ધિક્ ધિક્ ગ્રહે જે જન.'

ભગવાનને સમર્પણ કર્યા વગરનું અન્ન લેવું તે શ્વાનની વિષ્ટા લેવા બરાબર છે. આ રીતે કહીને કવિ ભગવાનને સમર્પીને જ તમામ વસ્તુ લેવી એમ સિદ્ધાંત જણાવે છે.

## ભકતમાં દોષ નહિ જોવા વિષે

પ્રભુનો જે ભકત છે તે સારો હોય યા નરસો હોય તો પણ તે વન્દનીય છે. તેના દોષો કોઈ વખત પણ જોવા નહિ. કેટલીક વખત લોકદૃષ્ટિએ તેનામાં દોષ દેખાય છે પણ એ દોષ પ્રભુની ઇચ્છાથી હોય એમ માનીને તે ભકતોના દોષો જોવા નહિ.

સદ્ગુણની મૂર્તિ એવા જે પ્રભુના ભકતો તેમાં કદાચ દોષ દેખાય તો તે પ્રભુની ઇચ્છાથી એમ સમજવું.

'સદ્ગુણ સઘળા જેમાં હોયજી, કૃષ્ણ વિના વલ્લભ નહિ કોયજી;
તે જનમાં કંઈ દોષ દેખાયજી, તે સમજવો હરિ ઇચ્છાયજી.'

ર. વ. ૧૦૭-૧

જેમ માતા પોતાના રૂપાળા પુત્રને કોઇની નજર ન લાગે તે માટે ગાલ ઉપર કાજળનું ટપકું કરે છે તેમ ભકતનું રક્ષણ કરવાને પ્રભુ તેનામાં દોષ રાખે છે.

'કાજળ ટપકું રૂપી સુત ગાલેજી, માત કરે છે જ્યમ રૂર વહાલેજી,
લઘુ લાંછનથી રક્ષણ બાલજી, ત્યમ નિજ જન જાણે ગોપાલજી.'

ર. વ. ૧૦૭-૨

આ દોષ રાખવાનો હેતુ સમજાવતાં કવિ કહે છે—

'ન્યૂનતા વણુ નવ દીનતા દીનતા વણુ ન કૃપાય;
ન્યૂનતા ન હોયે મુજ દાસમાં તેનો કરજો કાંઇ ઉપાય.
એમ વિચારી હરિભક્તમાં નિજ ઇચ્છાકૃત ધર્યો દોષ;
તે જોઇ દીન બન્યા રહે બાકી ખરા સદ્‌ગુણ કોશ'

ર. વ. ૧૦૬/૫-૬

ભક્તમાં જો અહંકાર આવે તો તેમને તે નીચે પાડી દે છે. માટે અહંકાર નહિ થતાં તેમનામાં દૈન્ય ભાવ હમેશાં સ્ફુરે તેટલા સારૂ ભગવાન તેમનામાં દોષ રાખે છે. આથી તેમને તેમના દોષનું જ્ઞાન થતાં પોતાની ન્યૂનતાનો તેઓ વિચાર કરે છે. આ દોષ પણ બે પ્રકારના છે. એક પ્રભુનો કરેલો, બીજો ભક્તનો પોતાનો. ભક્તનો દોષ ઉપાય કરવાથી દૂર થઇ શકે છે, પણ પ્રભુનો આપેલો તે દૂર થઇ શકતો નથી.

'તે કર્યો કૃષ્ણ ન મોનવો જે યત્ન કરતાં જાય;
હરિ મૂકયો દોષ મટે નહિ કરતાં અનેક ઉપાય'

ર. વ. ૧૦૭-૪

માટે

'તે દોષ હરિજનનો લેખી નિંદ ન કરવી કોય;' ર. વ. ૧૦૭-૫

એમ કહીને ભક્તના દોષ નહિ જોવાની સલાહ આપે છે અને જો તે દોષ જોશે તે નિંદક 'નારકી' નરકનો અધિકારી બનશે, કારણ કે આ દોષ જોવો તે દોષ સાધારણ નથી પણ મોટામાં મોટો છે, તમામ દોષનો રાજા છે અને એવા દોષનું પ્રાયશ્ચિત જ નથી.

'સહુ દોષરૂપ એ દોષ, જોવા દોષ ભગવદી જન;
નહિ પ્રાયશ્ચિત ભોગે ટળે વા કર્યેથી પ્રસન્ન'

ર. વ. ૧૦૭-૬

આ પ્રમાણે કોઇ પણ વખતે ભગવદીયોના દોષ નહિ જોવાનો નિર્ણય કવિ આપે છે.

## સુખ અને દુઃખનું ભગવત્કર્તવ્ય

ભગવદ્ ગીતામાં **सुखदुःखे समेकृत्वा लाभालाभौ जयाजयौ** એ શ્લોકમાં શ્રીકૃષ્ણ અર્જુનને સુખ તથા દુઃખ લાભ તથા અલાભ, અને જય તથા અજયને સરખાં માનવાનો ઉપદેશ આપે છે. સુખ અને દુઃખ એ જીવકૃત નથી પણ ભગવત્કૃત છે. જો જીવથી તેમનું નિર્માણ હોય તો તમામ પુરુષો સુખ જ મેળવે અને કોઈ પણ દુઃખી જ ન જણાય. પણ એ સર્વ કોઇનો અનુભવ છે કે મનુષ્યમાત્ર સુખ મેળવવાને પ્રયત્ન કરે છે છતાં થોડા જ તે સુખ મેળવી શકે છે. દુઃખની કોઇ પણ અપેક્ષા રાખતું નથી તો પણ તે આવે છે. આથી સ્પષ્ટ સમજાશે કે સુખ દુઃખ એ મનુષ્યને અધીન નથી, પણ ભગવાનને અધીન છે. ભગવાન જેને સુખ આપે છે તે સુખી હોય છે અને જેને દુઃખ આપે છે તે દુઃખી હોય છે. ભગવાનની ઇચ્છા એ જ મુખ્ય કારણ છે. તો પછી સુખમાં માણસે છલકાઇ જવું નહિ અને દુઃખથી કાયર થવું નહિ. ભગવાનની ઇચ્છાથી સુખ, વખત આવે, દુઃખરૂપ થઈ જાય, અને દુઃખ તે સુખરૂપ થઈ જાય. નરસિંહ મહેતો પણ 'સુખ દુઃખ મનમાં નવ આણીએ, ઘટ સાથે રે ઘડીઆં' એ પદમાં આવા ઉદ્‌ગાર કાઢે છે. ભક્તકવિ દયારામભાઇ પણ તેવો ઉપદેશ આપે છે.

શિષ્ય પ્રશ્ન કરે છે—

'સુખ દુઃખ કર્તા સઘળું કોણજી, પૂછયુ તે કહો કયા પ્રમાણ.'

આનો ઉત્તર ગુરુ આપે છે—

'સર્વે કર્તા હરિ સમર્થજી, બીજા કર્તા કહે સહુ વ્યર્થજી.'

ર. ૧. ૯૭–૧

અલબત સુખ અને દુઃખ અનેક કારણોથી માણસને મળતાં જણાય છે. દુનિઆમાં માણસ અમુક કામ કરે છે અને તેના પરિણામે તે સુખ દુઃખને અનુભવે છે. આથી તે એમ સમજતો થાય છે કે તે

સુખ દુઃખ પોતાના કાર્યથી જ ઉત્પન્ન થયા છે, પ્રભુ, તે કરતા નથી. આ વિષે કવિ કહે છે—

'સુખ દુઃખ મળવાનાં બહુ કારણ, પ્રેરક સહુના નંદકુમારજી.'
ર. વ. ૯૭-૨

સર્વના પ્રેરક પ્રભુ જ છે અને તેમની પ્રેરણાથી જ અમુક કૃતિ મનુષ્ય કરે છે અને તદ્દ્વારા સુખ અગર દુઃખનો તે ભોક્તા થાય છે. માટે સુખથી હર્ષમાં આવવું નહિ અને દુઃખથી ગભરાઈ જવું નહિ. જેમ પોપટ, સ્ત્રી તથા કાષ્ઠ વગેરે પરવશ છે તેમ આખું જગત પણ પ્રભુને પરવશ છે.

'શો રોપ રીઝ શુકયંત્ર મર્કટ દારુ દારા બાળ;
એ સર્વ પરવશ તેમ પરવશ સકલ જગગોપાલ.'
ર. વ. ૯૭-૩

કેટલાકો એમ કહે છે કે સુખ દુઃખના કર્તા ભગવાન નહિ પણ કર્મ, કાળ, સ્વભાવ ગ્રહો, મન તથા જીવ છે. પણ કવિ કહે છે કે એ માન્યતા બરાબર નથી. કર્તૃત્વ તેમનામાં સંભવી જ શકતું નથી. તેઓ તો માત્ર નામના-કહેવાના જ કર્તા છે.

'છે કર્મ કાળ સ્વભાવ ગ્રહ મન જીવ કહેવા માત્ર;
હરિ કરે સહુ શિર લે ન એ ગુણ દોષ ગ્રાહક માત્ર.'
ર. વ. ૯૭-૪

તો પછી શંકા થાય કે ભગવાન જ સુખદુઃખના કર્તા માનીએ તો અમુકને તે સુખ આપે છે અને અમુકને તે દુઃખ આપે છે, માટે તેમનામાં પક્ષપાત તથા નિર્દયતા છે એમ ઠરશે બ્રહ્મસૂત્રમાં આને માટે વૈષમ્ય નૈર્ઘૃણ્ય દોષ કહ્યો છે. પણ કવિ કહે છે કે ભગવાનને આ દોષ લાગતો નથી. કારણકે સર્વ સૃષ્ટિ એ પ્રભુની આત્મસૃષ્ટિ છે અને તે આત્મા જ અનેક જીવો રૂપે ક્રીડા કરે છે. સુખી જીવો તે પણ

પ્રભુના અંશો છે અને દુ:ખી તે પણ પ્રભુના અંશો છે. ઉભય આત્માનાં જ રૂપો છે. તો સુખમાં ખેલનાર એ પણ પ્રભુ છે અને દુ:ખમાં ખેલનાર તે પણ પ્રભુ છે. આથી પ્રભુને વૈષમ્ય તથા નૈર્ઘૃણ્ય દોષ લાગતો નથી. તે તો પર્જન્યની માફક સર્વ તરફ સમાનજ હોય છે. પર્જન્ય જ્યારે વર્ષે છે તે અમુક જ સ્થાનમાં વર્ષવું અને અમુકમાં નહિ એમ પક્ષપાત કરતો નથી તેમ ભગવાન્ લીલા કરતી વખતે અમુકને સુખ આપવું છે અને અમુકને દુ:ખ આપવું છે એવો પક્ષપાત કરતા નથી.

'નથી ભેદ તો ભગવંતને ભરખેલ રચિ નિજ જોય;
છે વિચિત્ર લીલા કૃષ્ણની ધણીનું ધણી નથી કોય.'

૨. ૫. ૯૮–૪

## અહંતા મમતાત્મક બુદ્ધિના ત્યાગ વિષે

. કવિ કહે છે ખરો સિદ્ધાન્ત આ છે. પછી આ વૈષમ્ય અને અને નૈર્ઘૃણ્યના પરિહાર માટે બીજી ઘણી રીતે સમાધાન કરી શકાય. આમ કહીને છેવટે સુખ અને દુ:ખના કર્તા ભગવાન જ છે, આ જ સિદ્ધાન્ત 'કોટિ પ્રયત્ન કરો તોયે પણ સુખ દુ:ખ હાથ હરિને રે' તથા 'ચિત્ત તું શીદને ચિંતા ધરે કૃષ્ણને કરવું હોય તે કરે' એ પદમાં પણ દર્શાવ્યો છે. માટે 'શકટનો ભાર જેમ શ્વાન તાણે' એ ન્યાયે સુખદુ:ખનું કર્તવ્ય જીવે પોતાના ઉપર લેવું નહિ. આ સાથે કવિ એમ પણ કહે છે કે દુનિયામાં જે જે પદાર્થો છે તેની અંદર પોતાની અહંતા તથા મમતા છે તે પણ ખેંચી લેવી જોઇએ. અહંતા અને મમતા તે જીવને બાધક છે. જ્યાં ભગવાનનુ દાસત્વ સ્વીકાર્યું ત્યાં પછી પદાર્થોમાં અહંતા તથા મમતાની બુદ્ધિ અસ્થાને છે. જ્યાં પ્રભુનું જ સર્વસ્વ છે, પ્રભુનું આપેલું જીવ ભોગવે છે તો પછી અમુક મેં કર્યું અગર અમુક તો મારૂં છે, એવી બુદ્ધિ કરવી તે યુક્ત નથી. માટે અહંતા અને મમતાનો ત્યાગ દરેક ભક્તે કરવો જોઇએ. આ અહંતામમતા એ પણ

બે જાતની છે. ભગવદ્‌વિષયક અને જીવ વિષયક. અહિંઆં કવિ જે અહંતામમતાનો ત્યાગ કરવાનું કહે છે તે જીવવિષયક છે. કારણ કે તેની બુદ્ધિ જીવની અવિદ્યાથી થાય છે. આ મિથ્યા સંસારને તે એ અવિદ્યાથી સર્જીને પછી જેમ કરોળીઓ પોતાની જાળમાં આમનેમ રમે છે, તેમ જીવ પણ પોતાના સર્જેલા સંસારમાં રચ્યોપચ્યો રહે છે. જ્યાં સુધી અવિદ્યા છે ત્યાં સુધી સંસાર રહે છે. અને સંસાર હોય ત્યાં સુધી પ્રભુનું સ્મરણ વગેરે કંઈ પણ તેને રુચતું નથી ઉલટું તે પ્રભુવિમુખ બનતો જાય છે. પંકમાં મગ્ન બનેલા હાથીની માફક તે સંસારપંકમાં ડૂબી જાય છે અને તેમાંથી બચી શકતો નથી માટે આ મિથ્યા સંસારનો ઉચ્છેદ, અહંતા અને મમતાના તંતુઓનો છેદ કરવાથી થાય છે. સંસારરૂપી વસ્ત્ર તે આ બે અહંતા અને મમતારૂપી સૂત્રોનો વણેલો છે, એમને તોડી નાખ્યા એટલે તે વસ્ત્ર પણ જતું રહ્યું. અર્થાત્ પોતામાંથી એવો ભાવ કાઢી નાખવો અને બીજા પદાર્થમાંથી મમત્વ ખેંચી લેવું. આમ જીવકૃત અહંતામમતાને તજવાનું કવિ કહે છે; પણ ભગવદ્‌વિષયક અહંતામમતાનો ત્યાગ ન જ કરવો. અમુક પુત્ર વગેરે જે સંસાર છે તે મારો છે એમ કહેવું તે બંધનમાં રાખનાર છે, પણ પ્રભુ મારા છે અને હું પ્રભુનો દાસ છું. આ રીતે અહંભાવના અને મમતાની ભાવના બાધક નથી. પણ સાધક છે.

'હું હરિનો હરિ માહરા મનથી જ એવું થાય;
હરિકૃપા તસ્કર વોળાવા અહં મમ સફળ થઈ જાય.'

જેમ ચોર તે ચોરવાનું કામ મૂકી દઈને મનુષ્યના માર્ગદર્શક મિત્રરૂપે થાય તેમ ભગવાનની કૃપાથી જો ભગવાનમાં અહંતામમતા રાખી હોય તો તે સફળ બને છે, અર્થાત્ સંસારના બંધનમાં નહિ જકડતાં જીવને મુક્તિના પથે લેઈ જાય છે

તેથી છેવટે કહે છે—

'હરિ કૃતિમાં જીવ તું પદ તેતુંજી, માન શકટને તાણે જેવુંજી;
જીવનું કીધું તેટલું થાયજી મળતું આપે હરિ ઇચ્છાયજી.'

## પ્રભુ જે કરે છે તે સારા માટે

હરિની ઇચ્છાને માન આપીને વર્તનારને સુખ દુઃખ તથા રાગ દ્વેષાદિ દ્વન્દ્વો બાધા કરતા નથી. તે તો જીવનના પ્રત્યેક પ્રસંગમાં પ્રભુની ઇચ્છાનુસારજ વર્તન કરે છે અને તેથી જે પરિણામ નીપજે છે તે પ્રભુની પ્રેરણાકૃતિનું જ પરિણામ છે એમ માને છે. આથી દુઃખના પ્રસંગમાં તે ધૈર્ય ખોઈ બેસતો નથી. પણ ઉલટું અજબ સહનશક્તિ કેળવે છે. એ તો દુઃખ પડવા છતાં એમ જ માને છે કે પ્રભુ જે કરે છે તે મારૂં હિત વિચારીને જ કરે છે. પ્રભુ પોતાના જીવનું કદી પણ અનિષ્ટ થવા દેતા જ નથી. 'શૂળીનો ઘા સોયથી' સરે એ વાક્ય પ્રમાણે જીવના મોટા અપરાધોના બદલામાં સાધારણ નહિ જેવું અલ્પકાલીન દુઃખનો અનુભવ ભગવાન કરાવીને પોતાની અમીત દયાની ઝાંખી કરાવે છે. માટે ભક્તજને તો હમેશાં બરાબર સમજી રાખવું જોઇએ કે—

'પ્રભુ કરે છે સહુ મુજ રૂડુંજી કદાપિ ન કરે નિજ જન કુડુંજી.'

કદાચ થોડોક સમય બહારથી અનિષ્ટ જેવા જણાય તો પણ તેણે એમ સમજવું કે જેમ પિતા બાળકના મોટા અપરાધને બદલે તેને થોડીક શિક્ષા આપે છે તેમ જીવના મહાન્ દોષોના બદલામાં પ્રભુ તેને થોડોક અનિષ્ટનો અનુભવ કરાવે છે પણ જેમ પિતાની શિક્ષામાં દયા છે અને તેના બાળકના હિતને માટે જ છે તેમ પ્રભુની શિક્ષામાં પણ પ્રભુની દયા છે અને તે ભક્તના હિતને માટે છે—

'કડું કદિક, ભાસે તુરત ધ્રુવ, તેમાં પણ હિત હોય;
સુખ ગુપ્ત જ્યમ પિતુ દુઃખદ શિક્ષા શિશુ ન સમજે કોય.'

આવી સમજણથી જેઓ જીવનનો વ્યવહાર ચલાવે છે તેના શત્રુઓ મિત્ર બને છે, અને વિષ પણ પથ્ય તુલ્ય થાય છે તથા અધર્મ ધર્મરૂપ બને છે.

'અરિ મિત્ર હોય વિષ પથ્ય અધર્મ સહુ ધર્મ થઇ જાય;
દુઃખ થવાનું તે મટાડે સુખ ના થવાનું થાય.'

૨. વ. ૧૦૨-૬

## પ્રભુભક્તિ એ જ મનુષ્યજીવનની સાર્થકતા

ઉપર પ્રમાણે કહીને કવિ એમ કહે છે કે મનુષ્યજીવનને સાર્થક કરવાનો ઉપાય પ્રભુભક્તિ છે. મનુષ્યજીવન જ પ્રભુની ભક્તિ માટે છે. જેણે મનુષ્યજન્મ ધારણ કરીને પ્રભુની ભક્તિ કરી નથી તેણે પોતાના જીવનને વ્યર્થ વેડફી દીધું છે. ભગવાને પશુ પક્ષી વગેરેનો અવતાર નહિ આપતાં માણસ તરીકે અવતાર આપ્યો છે, અને તે વળી ભરતખંડ જેવા દેશમાં, તે શા માટે? તેનો વિચાર જો કોઈ પણ માણસ કરશે તો પોતાના જીવનનો ઉદ્દેશ તેને સમજાશે. ભરતખંડ એવો દેશ છે કે તેમાં દેવો પણ જન્મવાની ઇચ્છા કરે છે. તો જેને એ દેશમાં મનુષ્ય તરીકે જન્મ મળ્યો હોય તેના જીવનને ધન્ય છે. પણ એ ધન્યજીવન ભક્તિથી જ શોભશે. ભક્તિશૂન્ય જીવન જીવીને જીવનનું સાર્થક્ય થવાનું નથી. આમ ભજનની જ મુખ્યતા જણાવતાં કવિ કહે છેઃ—

'ક્ષણભંગ મનુષ્યદેહ દુર્લભ મળે પુણ્ય અનંત.

સહુ યોનિમાં છે વિષય સુખ ત્યાં હરિભજન નવ હોય;
તે માટ અમૂલખ આ સમય ચેતે ન તે સહુ ખોય.

ભરતખંડ મોંઘુ મનુષ્ય તનુ જેની અમરને પણ ભૂખ;
તે મળે કૃષ્ણ ભજ્યા ન તો ગયું આવ્યું હસ્તપીયૂષ.'

બીજી યોનિઓમાં અવતાર મળીને વિષયનું જ સુખ મેળવવાનું છે. ત્યાં હરિભજનનું સુખ હેતું નથી. માટે હાથમાં મળેલા અમૃતને નકામું ઢોળી નહિ દેતાં તેનું જેમ પાન કરવું જોઇએ તેમ મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને હરિનું ભજન કરવું જોઇએ. તે સિદ્ધાન્ત નીચેની લીટીઓમાં કવિ જણાવે છે—

'કહું લાખ વાતની વાત સહેલું નામ રટ શ્રીકૃષ્ણ;
પ્રભુ દયાપ્રીતમ પ્રસન્ન થાશે સકલ પૂરણ તૃષ્ણ.'

ર. વ. ૧૦૦–૮

લાખ વાતની એક જ વાત અને તે એ કે મનુષ્યજન્મને પ્રાપ્ત કરીને પ્રભુનું ભજન કરવું.

આમ ભજનની આવશ્યકતા જણાવીને ભક્તે પોતાનું નિત્યકર્મ કેવી રીતે કરવું તે પણ આ ગ્રંથમાં દર્શાવે છે. પદ ૮૯ થી ૯૬ સુધીનો ભાગ એવી ચર્ચાથી ભરેલો છે. પ્રભુની સેવા પધરાવીને તે સેવા કરવી જોઇએ. તેથી જેની સેવા કરવાની છે તે પ્રભુ કોણ? સ્વામિનીજી કોણ? શ્રીયમુનાજીનું સ્વરૂપ શું? પોતાના ગુરુ વલ્લભાચાર્ય તથા શ્રીવિઠ્ઠલેશ એ કોણ છે તે બધી બાબતો પ્રથમ જણાવીને, પદ ૯૦ માં તુલસીનો મહિમા ગાય છે. પદ ૯૧ માં વૈષ્ણવે તુલસીની માળા ધારણ કરવાનું જણાવે છે. પદ ૯૨ માં વૈષ્ણવે કરવાના ઉર્ધ્વતિલક વિષે ચર્ચા કરી છે. પદ ૯૩ માં ગોપીનો ભાવ હૃદયમાં રાખીને સેવા કરવી એમ જણાવવાને ગોપીનું સ્વરૂપ કવિ કહે છે. પદ ૯૪ માં ચરણામૃતનો મહિમા, પદ ૯૫ માં હરિપ્રસાદનો મહિમા અને પદ ૯૬ માં ગોપીચંદનનો મહિમા કહે છે. આ છેવટનો નિત્યકર્મ વિષેનો ભાગ વિધિપૂર્ણ હોવાથી સામાન્ય વાચકને અરસિક થઇ પડે એ સ્વાભાવિક છે. પણ જેઓ પુષ્ટિમાર્ગની રીત પ્રમાણે સેવા કરનારા છે તેમને તો તેમાંથી પણ ઘણું જાણવાનું મળે તેમ છે.

## શ્રીકૃષ્ણની પરબ્રહ્મતા અને રાધાકૃષ્ણ વિષે કવિની ભાવના

કવિ શ્રીકૃષ્ણને જ પરબ્રહ્મ તથા ભગવાન્ તરીકે માને છે અને તે જ શ્રીકૃષ્ણનું સ્મરણ, કીર્તન વગેરે કરવાનું કહે છે. તે શ્રીકૃષ્ણથી બીજું કોઈ મોટું નથી. અક્ષરબ્રહ્મ પણ તેમનાથી ન્યૂન છે.

'પ્રાકૃત સકલ સુર વૃન્દગણિનાનંદ ભાખ્યું બ્રહ્મ;
જન દયાપ્રીતમ પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ.'

ર. પ. ૮૧-૮

શ્રીકૃષ્ણ એ પુરુષોત્તમ અને તે જ પૂર્ણાનન્દ, તે જ સચ્ચિદાનંદ છે. ભાગવતધર્મમાં શ્રીકૃષ્ણ સેવ્ય છે, અને તેમને સદાનંદ તરીકે ઓળખાવ્યા છે.

कृषिर्भूसत्तावाचकः णश्चनिर्वृत्तिवाचकः
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ।

કૃષ્ણ શબ્દમાં 'કૃષ્' અને 'ણ' એ બે શબ્દો છે; તેમાં 'કૃષ્'નો અર્થ સત્તા 'સદ્' સૂચવે છે અને 'ણ' નિવૃત્તિ-સુખ-આનંદ સૂચવે છે. અર્થાત્ બન્ને પદોને એકત્ર કરીએ તો સમસ્ત અર્થ સદાનંદ થાય છે. આ સદાનંદને કવિ પણ અહિંઆં કૃષ્ણ 'શ્રીરાધાવર' એમ ઓળખાવે છે. તે તમામ દેવતાઓના પણ ઉપરિ છે. તે જીવને સુખદુઃખના આપનાર છે. તે જ પોતે જગત્‌રૂપ બન્યા છે તેમનાથી જ જગત્ જીવે છે તે જ નન્દના કુંવર તરીકે જન્મેલા છે અને તેઓ રાધાવર કહેવાય છે. આ રસાત્મક પૂર્ણ બ્રહ્મ નંદકિશોર કૃષ્ણનું ભજન કરવું એ જ જીવનો ખરો ધર્મ છે. માટે બીજા તમામ દેવોને રહેવા દઈને ફક્ત આ શ્રીકૃષ્ણમાં અનન્ય પ્રીતિ રાખવી જોઈએ.

રાધા અને કૃષ્ણ વિષે કવિ કહે છે કે રાધા એ કૃષ્ણનાં સ્વામિની છે અને કૃષ્ણ તેમના સ્વામી છે, આ રીતે બન્ને સ્વરૂપો જુદાં દેખાય

છે. પણ તેમને ભિન્ન ગણવાં નહિ. જેમ ચાણાની બે ફાડો હોય અને તે સરખી જ હોય છે એમાં કોઇ પણ ભેદ નથી, તેમ આ યુગલ સ્વરૂપ એક છે. આ રીતે તેમની અભેદતા સમજાવી છે. જો તે રીતે આપણે અભેદતા સમજીએ નહિ તો પછી **एकमेवाद्वितीय ब्रह्म** એ શ્રુતિમાં જે '**एवज**' પદ મૂક્યું છે તે વ્યર્થ થઈ જાય. વળી ત્યાં 'અદ્વિતીય' પદની પછી જરૂર નહિ રહે. વસ્તુતઃ કૃષ્ણ એ જ સ્વામિની અને સ્વામિની એ જ કૃષ્ણ છે. એ બન્નેમાં ભેદ જોવો નહિ. એમ કવિ કહે છે.

'શ્રીકૃષ્ણ રાધાનામ બે વસ્તુતઃ તો જોતાં એક'

ર. વ. ૮૭-૫

તે કેવી રીતે? તો તે સમજાવવાને ઉદાહરણ આપે છે—

'જેમ અગ્નિજ્વાળા ચંદ્ર કૌમુદી સિંધુ ને વળી છોળ,
કહેવાય ભિન્ન અભિન્ન બધે વસ્તુ એક જ ખોળ.'

ર. વ. ૮૭-૬

અગ્નિ અને તેની જ્વાળા ચંદ્ર અને તેનો પ્રકાશ, સિંધુ અને તેનાં મોજાંની ભરતી તે જુદાં છતાં એક જ છે તેમ રાધા અને કૃષ્ણ એક જ છે.

ઉપર પ્રમાણેની આ અભેદતા દર્શાવવાને નીચેની પંક્તિઓ પોતે આપે છે.

જો **एकमेवाद्वितीय ब्रह्म** કહ્યું શ્રુતિ જુગ જાણી;
નહિ તો વ્યર્થ થૈ 'એવ' શબ્દે **अद्वितीय** શીદ વાણી
ભાસે જુગલ પૈ એક બે મળી હેતુ એ પુનરુક્તિ;
જન દયાપીનમ: કૃષ્ણ ન્હા એક બે એ યુક્તિ.'

ર. વ. ૮૭/૭-૮

વળી

'એક ચણો જ્યમ દ્વિદળ મળીને જી, ત્યમ સિદ્ધ જ બે રહ્યાં હળીને જી
સત્ય ચણો જ્યમ ભાસે એકજી દ્રિષ્ટાંતરમાં વિરલ વિવેકજી.
ત્યમ અક્ષર વેષ્ટિત જુગરૂપજી, અનુભવી જાણે વાત અનૂપજી;
એક રૂપથી રમણ ન થાયજી, બીજું સમ ઇચ્છયું વ્રજરાયજી.'

ર. વ. ૮૮/૭-૨

ભગવાનને રમણ કરવાને ઇચ્છા થતાં પોતામાંથી શ્રીસ્વામિની સહ તમામ રસોદ્બોધક સામગ્રી પ્રકટ કરી.

'અદ્દ વિદ્યમાન હતો ઉપસ્કર રસોદ્બોધક જેહ;
શ્રીસ્વામિની સહ પ્રકટ કીધો બાહ્ય ઇચ્છા તેહ.'

ર. વ. ૮૮-૪

જેમ ભાત અને પટોળું, રૂપ અને છાયા એ બન્ને સાથે જ પ્રકટ થાય છે તેમ આ બન્ને સ્વરૂપ પણ સાથે પ્રકટ થાય છે. જેમ એક દીવાથી બીજો દીવો જે થાય તે તેના જેવો થાય છે તેમ આ બીજું સ્વામિનીનું સ્વરૂપ પણ પ્રભુના જેવું છે.

'ભાતી પટોળું રૂપ છાયા સંગ પ્રકટયા એહ;
જ્યમ દીપક દીપથી હવો સમરૂપ નિઃસંદેહ' ર. વ. ૮૮-૬

માટે કહે છે અહિંયાં કારણ કૃષ્ણ, કાર્ય રાધા બને અગર કાર્ય કારણ બને તો તેમાં આશ્ચર્ય જેવું નથી.

'શ્રીકૃષ્ણ હોય કદિ રાધિકા થઈ જાય રાધા કૃષ્ણઃ
ત્યાં કાર્ય કારણ કથન શું પૂરણ પરસ્પર તૃષ્ણ.'

ર. વ. ૮૮-૭

વળી વેદની શ્રુતિ **आत्मा वै राधिका मोक्ता** પણ કૃષ્ણ અને રાધાને એક જણાવે છે.

'आत्मा वै राधिका प्रोक्ता વેદની શ્રુતિ એહ:
જન દયાધીનમ કૃષ્ણ રાધા એક નિ:સંદેહ '

ર. વ. ૮૮–૮

આમ ઉપસંહાર કરીને કૃષ્ણ અને રાધાનું ઐક્ય જણાવીને તેમની ભક્તિ કરવાનું કહે છે.

**દૈવી અને આસુરી સૃષ્ટિ**

આ સૃષ્ટિની રચના પ્રભુએ નિજક્રીડા માટે કરી છે એ ઉપર કહેવાઇ ગયું છે. **एकोहं बहुस्यां. एकाकी न रमते स द्वितीयमैच्छत्, क्रीडार्थमात्मन इदं त्रिजगत् कृतं** વગેરે વચનોથી એજ સિદ્ધાંત ફલિત થાય છે. કવિ પણ આ ગ્રંથમાં એ સિદ્ધાંતને નીચે પ્રમાણે જણાવે છે.

'એકદા શ્રીમદ્ પુરુષોત્તમને ઇચ્છા ઉપની એહવી;
વિસ્તાર જગમાં થાય જશનો કૃતિ કરવી તેહવી '

ર. વ. ૨૫–૪

પછી પોતાના યશનો વિસ્તાર કરવાને તેમણે શું કર્યું તે કવિ કહે છે—

'એમ ધારી ભ્રૂકુટિભંગથી ઉપજાવી સૃષ્ટિ સાર,
બ્રહ્માંડ ભવ્ય વિચિત્ર નાના લોક દશ ને ચાર;'

ઇચ્છા થતાંની સાથે પોતાની ભ્રૂકુટિના ભંગમાંથી અનેક પ્રકારનાં બ્રહ્માંડો તથા ૧૪ લોકને સર્જ્યા. તથા મહીમંડળ અને નવખંડની રચના કરી. તે બધી લીલામાત્રથી રચના કરી. પણ અહિંયાં જે સૃષ્ટિ રચી તે બે પ્રકારની, તે કયી કયી એ વિષે જણાવે છે.

'એક દૈવી બીજી આસુરી ઉપજાવી આપોઆપ,
જનદયામીતમ સકળ શક્તિ પતિ અનુલ પ્રતાપ.'

ર. વ. ૨૫-૮

બે પ્રકારની સૃષ્ટિ; એક દૈવી જીવોની અને બીજી આસુરી જીવોની. આ બે પ્રકારની સૃષ્ટિ એ સ્ત્રીઓમાંથી અનુક્રમે કરી. ભગવાનની પાસે બે સ્ત્રીઓ છે. એક ભક્તિ અને બીજી માયા. ભક્તિ એ સુન્દરી છે અને માયા તેની દાસી છે. ભક્તિથી જે જીવો ઉત્પન્ન થયા, તે દૈવી જીવો કહેવાયા અને માયાથી જે ઉત્પન્ન થયા તે અસુર કહેવાયા. અર્થાત્ દૈવીજીવો એ ભગવાનનું ભજન કરનાર છે અને આસુર જીવો માયામાં લીન થાય છે. તેમને ભગવાનનું ભજન રૂચતું નથી.

દૈવી જીવોની ઉત્પત્તિ તથા તેમનાં લક્ષણો કવિ નીચે પ્રમાણે કહે છે—

'ભક્તિ સુંદરી માયા દાસીજી, બંને પ્રકટ કરી કુંજવિલાસીજી;
નખશિખ સુભગા ભક્તિ જેહજી, અતિ પ્યારી લાગી પ્રભુ તેહજી.
પડી અક્ષર પર કૃપા કટાક્ષજી, સત્ત્વ ઉપન્યા લક્ષોલક્ષજી;
થયા ભક્તિમાં લીન સુભાગીજી, વૈષ્ણવ ગુણવંતા હરિરાગીજી.'

ર. વ. ૨૬/૧-૨

હવે આસુર જીવો વિષે કહે છે—

'જે બીજી કટાક્ષે ઉપન્યા તે માયામાં થયા લીન.'

ર. વ. ૨૬-૩.

દૈવી જીવો પ્રથમ કટાક્ષે ઉત્પન્ન થયા અને આસુરી બીજી કટાક્ષે. અર્થાત્ પ્રથમ પ્રભુએ દૈવી જીવો સર્જ્યા અને પછી આસુર જીવો.' તે કેવા હોય છે તો કહે છે—

'તે આસુરી સહુ કર્મજડ હરિભજન ધર્મવિમુખ;
તે કરે ઉપાસન અવરનાં જેમાં સદા ભય દુઃખ.'

ર. વ. ૨૬–૪

તેઓ કર્મજડ અને ધર્મવિમુખ છે. તેઓ બીજાઓનું ઉપાસન કરે છે, પણ ભગવાનનું કરતા નથી. તો તે જીવનું શ્રેયઃ થાય કે નહિ? કવિ કહે છે ન થાય. તેમનો મોક્ષ પણ કદી થતો નથી. તેમને તો વારંવાર જન્મ લેવો પડે છે એમ ભ૦ ગીતાના વાક્યાનુસાર પોતાનો મત આપે છે.

'એહવાજ— મૂળે જીવતે કો કાળ નહિ કલ્યાણ;
કહ્યું 'मूढ जन्मनि जन्मनि' શ્રી ગીતામાંહે પ્રમાણ.'

ર. વ. ૨૬–૫

આસુરી જીવો તેટલા માટે ભગવાનના ભજનના અધિકારી નથી પણ જે દૈવી જીવો છે તે ભક્તિરસના અધિકારી છે. ભગવાને તેમને ભક્તિરસનું પાન કરવાને જ સર્જ્યા છે.

'શ્રી ગિરિધરના ભક્ત સુહાગીજી, પ્રેમરસ ભક્તિતણા વિભાગીજી;
એ સરજ્યા છે હરિરસ પીવાજી, અણુ અધિકારી ન ઉતરે ગ્રીવાજી.'

### પુષ્ટિ, પ્રવાહ, અને મર્યાદાભેદથી સૃષ્ટિ

દૈવી જીવો તે મરાલ છે અને આસુરી જીવો બક છે. દૈવી જીવ એ સકરખોર પક્ષી છે, જ્યારે આસુરી જીવ તે ખર છે (પદ ૨૭). આ રીતે સૃષ્ટિ રચવાનો હેતુ અને તેમાં આવેલા જીવોના કવિ બે પ્રકાર કહે છે. પણ આગળ પદ ૮૪ માં તેના બે ભેદો નહિ પણ ત્રણ કહે છે. પુષ્ટિ, મર્યાદ અને પ્રવાહ. ઉપરના દૈવી જીવોના પુષ્ટિ અને મર્યાદા જીવો એમ બે ભેદ લેવાય અને આસુરી જીવો પ્રવાહમાં મુકાય. આ ભેદો

પુષ્ટિમાર્ગાનુસાર છે. શ્રીવલ્લભાચાર્યે 'પુષ્ટિ, પ્રવાહ, મર્યાદા' નામનો ગ્રંથ લખ્યો છે તેમાં આ સંસારમાં ત્રણ પ્રકારના જીવો છે એમ જણાવ્યું છે. કેટલાક જીવો પુષ્ટિજીવો, કેટલાક મર્યાદા જીવો અને કેટલાક પ્રવાહી જીવો હોય છે. પુષ્ટિ જીવો એટલે ભગવાનના અનુગ્રહને પાત્ર બનેલા જીવો; કારણ કે પુષ્ટિનો અર્થ **पोषणं तदनुग्रहः** એ લક્ષણ પ્રમાણે ભગવાનનો અનુગ્રહ થાય છે. ભક્તિપરાયણ જીવો ભગવાનના અનુગ્રહના પાત્ર હોય છે. આથી સામાન્ય રીતે પુષ્ટિ જીવો એટલે વેદ તથા શાસ્ત્રની મર્યાદાને પણ તોડીને જે પ્રભુમાં જ પ્રેમવાળા હોય, પ્રભુ માટેની પ્રેમભક્તિ એજ જેના જીવનનો આશય હોય તેવા જીવો. આ ઉત્તમ પ્રકારના દૈવી જીવો છે. ત્યાર પછીના દૈવી જીવો જે જ્ઞાનાસક્ત હોય, વેદાદિની મર્યાદા પ્રમાણે પોતાનુ જીવન ચલાવતા હોય તે મર્યાદા જીવો છે. આસુરી જીવો તે પ્રવાહી છે. તેઓમાં જ્ઞાન કે ભક્તિ કશુ પણ હોતું નથી. તેઓ સંસારના ક્ષણિક સુખાદિમાં રચ્યાપચ્યા રહે છે તથા પોતાના સ્વાર્થની ખાતર બીજાઓને પણ પીડા કરતા અટકતા નથી. તેમનું છેવટ **'पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम्'** હોય છે. પુષ્ટિ જીવોને ભગવાને પોતાના શ્રીઅંગમાંથી, કાયામાંથી મર્યાદા જીવોને વાચામાથી, અને પ્રવાહી જીવોને મનથી સર્જ્યા છે. આ અભિપ્રાયને અનુસરીને કવિ પણ આ ત્રણ પ્રકારની સૃષ્ટિના ભેદો તથા તેમની ઉત્પત્તિ નીચે પ્રમાણે વર્ણવે છે.

> 'એ પુષ્ટિ સૃષ્ટિ સર્વની શ્રીઅંગથી ઉત્પત્ય;
> જન દયાપ્રીતમ કૃષ્ણ રૂપ વના ઠરે નહીં મત્ય.'
>
> ૨. વ. ૮૦-૪

પુષ્ટિભક્તો પ્રભુના શ્રીઅંગમાંથી ઉત્પન્ન થયા છે માટે તેમને પ્રભુના શ્રીઅંગની સેવા સિવાય બીજુ કશું રુચતું નથી. મર્યાદા સૃષ્ટિ 'હરિની વાણી' છે. વાણી અહિયાં વેદની: વાણીના અર્થમાં છે

અર્થાત્ તે વેદવચન અનુસાર વર્તન કરનાર છે. જ્યારે પ્રવાહની ઉત્પત્તિ મનમાંથી છે.

'મર્યાદા સૃષ્ટિ જે વખાણીજી, તેનો હેતુ હરિની વાણીજી;
મન થકી ઉપની સૃષ્ટિ પ્રવાહજી, સહુનું કારણ સાધો નાહજી.'

ર. ૫. ૮૪-૧

અર્થાત્ પુષ્ટિભક્તો પ્રભુની ભક્તિ કરે છે. મર્યાદા જીવો જ્ઞાનારુઢ થાય છે, અર્થાત્ ભક્તિ વગરનાં અન્ય સાધનોનો આશ્રય કરે છે, પણ પ્રવાહી જીવો તો સંસારના સુખમાં રચ્યાપચ્યા રહે છે. માટે ઉત્તમ તો પુષ્ટિભક્તો જ કહેવાય.

" પુષ્ટ સૃષ્ટિ સહુથી શ્રેષ્ઠજી, શ્રી પુરુષોત્તમ જેના ઇષ્ટજી.'

માટે દરેકે પુષ્ટિભક્ત થવું, અર્થાત્ પ્રભુભક્તિપરાયણ થવું. પુષ્ટિમાર્ગ એટલે પ્રમેય માર્ગ છે; કારણકે ત્યાં કોઇ પણ સાધનોનું બળ નથી. એ માર્ગમાં પ્રભુ સાધનોથી પ્રાપ્ત થતા નથી. મર્યાદા માર્ગ એ પ્રમાણમાર્ગ છે. ભગવાનનાં પ્રકટ દર્શન પ્રમેયથી થાય છે, પ્રમાણથી નહિ. માટે પ્રમેયમાર્ગરૂપ પુષ્ટિમાર્ગનું ગ્રહણ દૈવી જીવોએ કરવું એવો ઉપદેશ કવિ આપે છે.

## ઉપસંહાર

અંતમાં આ ગ્રંથનો ઉપસંહાર કરતાં કવિ નીચે પ્રમાણે શિક્ષા વાચકને આપે છે. તેનો અર્થ સ્પષ્ટ હોવાથી અહિંયાં તેનો વિસ્તાર કરવાની જરૂર નથી.

'શીખ સમુચ્ચય કહું સુણ સારજી, જેથી રીઝે નંદકુમારજી;
લાખ શીખની કહું એક શિક્ષાજી. કૃષ્ણ સેવવા વૈષ્ણવની દીક્ષાજી. ૧
દૃઢ શરણાગતિ દૃઢ વિશ્વાસજી, હરિગુરુ વૈષ્ણવ થવું દાસજી;
ભગવદીય લહી કરવો સત્સંગજી, દોષ ન જોવા સાચો રંગજી. ૨

'રંગ રાખી રટવું નિરંતર શ્રીકૃષ્ણ નામ પવિત્ર;
દીનતા ભાવે ગાન કરવાં કેવલ કૃષ્ણચરિત્ર. ૩

સહુ ભૂત ઉપર દયા સહુ ઇન્દ્રિય સુપથ સતોષ;
રતિ કૃષ્ણપતિમાં રાખવી મતિ ગુરુ ચરણ નિર્દોષ. ૪

દુઃસંગ દુષ્કૃત નાસવું કામાદિ રિપુથી દૂર;
દુઃખ સુખ લાભ સમ હરિ રૂપ રાખવું ઉર. ૫

અહંકાર આલસ ટાળવું ગુરુ વચન પૂર્ણ પ્રતીત;
પાખંડ અસદ્ આલાપ કોઈ જીવ દુઃખાતાં ભયભીત. ૬

ચોજયંતી ચોવીશ એકાદશી જાગરણ યુક્ત;
વૈષ્ણવ પૂથા નીતિ ચાલવું ઉર અમલ જીવન્મુક્ત. ૭

લૌકિક વૈદિક ત્યાગ દઢ આશ્રય અનન્ય વ્રજેશ;
જન દયાપ્રીતમ કૃષ્ણ રૂચી સાધવા વૈષ્ણવ વેશ.' ૮

## ગ્રંથમાં કવિએ ચર્ચેલા શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતો

આ ગ્રંથ શુદ્ધાદ્વૈત સંપ્રદાયનો છે. તેથી શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તો જાણવાનું એ એક પરમ સાધન છે. વળી ભક્તિમાર્ગના આચાર વગેરે આમાં જણાવ્યા છે. તેથી ભાગવતધર્મના સંક્ષિપ્તસાર રૂપ પણ એ છે. આમાં નીચેના મુખ્ય શુદ્ધાદ્વૈત અગર ભક્તિમાર્ગના સિદ્ધાન્તો ચર્ચ્યા છે. તે સિદ્ધાન્તો પુષ્ટિમાર્ગના સ્થાપક શ્રીવલ્લભાચાર્યના ગ્રન્થોના આધારે છે.

(૧) વેદમાં જેને બ્રહ્મ કહે છે અને પુરાણોમાં ભગવાન્ તથા સ્મૃતિઓમાં પરમાત્મા કહે છે તે એક અને અદ્વિતીય છે. તે નિર્ગુણ અને સગુણ ઉભય છે. તેમાં પ્રાકૃત ધર્મનો નિષેધ છે માટે નિર્ગુણ કહેલ છે અને અપ્રાકૃત–અલૌકિક ધર્મ તથા આકારથી યુક્ત છે માટે સગુણ તથા સાકાર કહેલ છે.

(૨) બ્રહ્મનો સત્‌ધર્મ તે જગત્ છે, ચિત્ ધર્મ જીવ છે અને ગણિતાનંદ અન્તર્યામી છે. પરમાનંદ સ્વરૂપે પોતે છે.

(૩) ગણિતાનંદ એ અક્ષરબ્રહ્મ કહેવાય છે. તે અન્તર્યામીના નામથી પણ ઓળખાય છે. તે ભગવાનના ધામરૂપ છે. ભગવાન્ એ પુરુષોત્તમ છે અને તેનાથી પર છે.

(૪) નંદકુમાર, રાધાવર કૃષ્ણ એ જ પરબ્રહ્મ છે. તે તમામ દેવોથી ચઢિયાતા છે. શ્રીકૃષ્ણ અને રાધા એક રૂપ છે.

(૫) બ્રહ્મ જ જગતનું કર્તા છે માટે બ્રહ્મ જેમ સત્ય છે તેમ જગત્ પણ સત્ય છે. જગતનું સમવાયી તેમ નિમિત્ત કારણ બ્રહ્મજ છે.

(૬) જીવો એ ભગવાનના અંશો છે. તેમનો આકાર અણુ છે. તે હૃદયમાં રહે છે. ચૈતન્ય એ એમનો ધર્મ છે. ભગવાન્ તેમના નિયામક હોવાથી તેમની સેવા કરવી એ જીવનો ધર્મ છે. જીવ અને બ્રહ્મની વચ્ચે સેવક અને સેવ્યનો સંબંધ છે અગ્નિમાંથી જેમ વિસ્ફુલિંગનું વ્યુચ્ચરણ થાય તેમ જીવો ભગવાનમાંથી વ્યુચ્ચરણ પામે છે.

(૭) જીવોના દૈવી અને આસુરી એવા બે પ્રકારો છે. દૈવી જીવો ભગવાનના ભજન માટે સર્જ્યા છે. આસુરી વિષયસુખમાં પડયા રહે છે.

(૮) જીવોના પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા એવા ત્રણ ભેદો છે. પુષ્ટિ જીવો પ્રભુભક્તિપરાયણ હોય છે. મર્યાદા જ્ઞાનાસક્ત અને પ્રવાહી જીવો સંસારાસક્ત હોય છે.

(૯) પુષ્ટિજીવની ઉત્પત્તિ ભગવાનની કાયામાંથી, મર્યાદાજીવોની વાચામાંથી અને પ્રવાહીની મનમાંથી છે.

(૧૦) કર્મ, જ્ઞાન અને ભક્તિમાંથી ભક્તિ એજ પ્રભુપ્રાપ્તિનું ઉત્તમ સાધન છે.

(૧૧) પ્રભુની સેવા એજ પુષ્ટિજીવનનું કર્મ છે, અને પ્રભુને જાણવા એજ તેનું જ્ઞાન છે.

(૧૨) ભક્તિના પણ બે પ્રકાર છે. સાધનરૂપા અને ફલરૂપા. સાધનરૂપાનું નામ નવધાભક્તિ છે અને ફલરૂપાનું નામ દશમી અગર પ્રેમલક્ષણા છે. નવધાભક્તિ એટલે શ્રવણ, કીર્તન, સ્મરણ વંદન અર્ચન, પાદસેવન. દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન.

(૧૩) પ્રેમભક્તિની ચાર અવસ્થાઓ-સ્નેહ, આસક્તિ. વ્યસન અને તન્મયતાઃ આમાં સ્નેહના દશ્ચરુચિ, સ્મૃતિ, અભિલાષા અને ઉદ્વેગ. આસક્તિના વ્યાધિ, પ્રલાપ અને ઉન્માદ. વ્યસનના જડતા અને મૂર્છતા અને તન્મયતા એમ મળીને કુલે દશ પ્રકાર છે માટે તે દશધા પણ કહેવાય છે.

(૧૪) પુષ્ટિમાર્ગમાં સેવા એ જીવનો પરમ ધર્મ છે. એ સાધનરૂપ છે તેમ ફળ પણ છે. સેવાનું ફળ સેવા. પ્રભુની સાથે રમણ એ. તેનું પરમ ફળ.

(૧૫) પ્રભુસેવા એ જ સાધન, બીજાં સાધનો નકામાં છે. તે ત્યાજ્ય ગણ્યાં છે. સેવા એટલે માનસી સેવા અર્થાત્ પ્રેમભક્તિની પરાકાષ્ઠા.

(૧૬) અન્યાશ્રય એ ભક્તિમાર્ગમાં મહાન બાધક દોષ છે. ભગવાનમાંજ અનન્ય પ્રીતિ રાખવી જોઇએ. અવ્યભિચારિણી ભક્તિથી જ પ્રભુ પ્રસન્ન થાય છે.

(૧૭) આત્મનિવેદન કરનારે અસમર્પિત વસ્તુનો ત્યાગ કરવો જોઇએ, તેમ કામ અને દામની લાલચ છોડવી જોઇએ.

(૧૮) ભક્તિમાર્ગમાં સ્વર્ગાદિ ફળની અપેક્ષા નથી એટલુંજ નહિ પણ મુક્તિના પણ અપેક્ષા નથી. ભજનાનંદ એજ પરમ મોક્ષ. તે બ્રહ્માનંદ કરતાં પણ અધિક છે. ભક્તિ એ ઇશ્વર છે અને મુક્તિ ડોકરું છે.

(૧૯) સુખદુઃખના કર્તા પ્રભુ છે, માટે સુખમાં છલકાવું નહિ અને દુઃખમાં હારી જવું નહિ. પ્રભુને જ શરણે રહીને તેમની ઈચ્છાને આધીન રહેવું. વૈષમ્ય અને નૈઘૃણ્ય ભગવાનને લાગતાં નથી.

(૨૦) અહંતા મમતાત્મક બુદ્ધિ અવનતિના ખાડામાં નાખનાર છે, પણ ભગવદ્ વિષયક જો તે હોય તો ભક્તિની સાધક છે.

(૨૧) ભગવાને જગતને ક્રીડા કરવા માટે સર્જ્યું છે.

(૨૨) ચિન્તા ભક્તિમાર્ગમાં બાધક છે. તે ભગવાનના ગુણગાનને ભૂલાવી દે છે અને ભગવાનમાં અશ્રદ્ધા ઉત્પન્ન કરે છે. પ્રભુનું શરણ તેજ તેની નિવૃત્તિનું પરમ સાધન છે.

(૨૩) મનુષ્યયોનિમાં જન્મ પ્રભુભક્તિ માટે છે.

(૨૪) ભક્તોમાં દોષ સંભવતા નથી, અને છતાં હોય તો ભગવાનની ઈચ્છાથી છે માટે તે દોષો જોવા નહિ.

(૨૫) ભક્તિમાર્ગ એટલે સ્નેહપ્રધાન માર્ગ. અને સ્નેહમાં વિધિનિષેધ હોય નહિ. વર્ણાશ્રમ ધર્મો પણ ભક્તિ આગળ ગૌણ બને છે.

(૨૬) ઇન્દ્રિયોના નિરોધનો ઉપાય પ્રભુમાં તેમનો વિનિયોગ કરવામાં છે. તેમાંજ તેમની સફળતા છે. (૫૭)

(૨૭) તત્ત્વતું ઠુંપણું પ્રેમરસ આગળ તુચ્છ છે. (૫૪)

(૨૮) ચંડાળ ભક્ત અભક્ત બ્રાહ્મણ કરતાં ચઢિયાતો છે. (૫૦) બ્રાહ્મણ મોટો પણ ભક્ત તેનાથી મોટો (૫૧)

(૨૯) સંધ્યા એટલે પ્રભુમાં મનનું સંધાન કરવું તે. (૫૦)

અહિંયાં જણાવ્યા પ્રમાણેના ભક્તિમાર્ગના મુખ્ય સિદ્ધાંતો કવિએ આ ગ્રંથમાં ચર્ચ્યા છે.

## ગ્રંથ રચ્યા સાલ અને તેમાંનાં પદની સંખ્યા

આ ગ્રંથના અન્તે, જેમ પોતાના દરેક મોટા ગ્રન્થને અન્તે કવિ પોતાના વિષેનો પરિચય તથા ગ્રન્થ રચ્યા સાલ આપે છે તેમ આમાં પણ કવિ આપે છે. તે ઉપરથી આ ગ્રન્થ ૧૮૮૪ ની સાલમાં શ્રાવણ શુદ ૧૧ ને ગુરુવાર અર્થાત્ પવિત્રા એકાદશીને દિવસે પૂર્ણ કરેલો જણાય છે. કવિનો જન્મ સંવત ૧૮૩૩ ને દિવસે થયેલો, એટલે આ ગ્રન્થ કવિએ પોતાની ૫૧ વર્ષની પ્રૌઢવયે રચ્યો હતો.

> 'શક અષ્ટાદશ ચોરાશી શ્રાવણ એકાદશી ગુરુવાર;
> છે અમલ પક્ષોજ્જ્વ દિવસ આ ગ્રન્થનો નિસ્તાર.'
>
> ર. વ ૧૦૮-૭

છેવટે આમાં કહેલાં પદ છે તો જણાવે છે કે
'પ્રતિપદ ચરણ દશ એવાં પદ મેં અષ્ટોત્તર શત કીધ.'

એકંદરે ૧૦૮ પદ અને દરેક પદમાં ૧૦ ચરણ. અર્થાત્ શરૂઆતની ચાર મોટી લીટીઓને, ગ્રન્થકાર દરેકનાં ચાર ચરણો માને છે અને પછીની બબ્બે લીટીઓની એક ટૂક માનતાં એ ૭ ટૂકો અર્થાત્ કુલે એ રીતે દશ ટૂકો થઈ. પણ અમે આ ગ્રન્થમાં મોટી દરેક લીટીની ટૂક નહિ લેતાં બબ્બેની એક ટૂક લીધી છે અને એ રીતે તેની બે અને પછીની ૬ મળીને દરેકમાં આઠ ટૂકો, એ રીતે ગણતાં એકંદરે આ ગ્રન્થની ૮૬૪ ટૂકો ગણી શકાય.

## ગ્રંથવિચાર મીમાંસા

શુદ્ધાદ્વૈતનું પ્રતિપાદન કરવાને કવિએ આ ગ્રંથ લખેલો છે અને તેથી તે મતના સિદ્ધાન્તોને જ મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે, પણ તે છતાં કવચિત્ તેમના હાથે સૈદ્ધાન્તિક દોષો રહી ગયા છે. આમત એવા દોષો બહુ જુજ છે, અને કવિ આપણે જે અર્થમાં હાલમાં તત્ત્વજ્ઞાની શબ્દ વાપરીએ છીએ તે અર્થમાં તત્ત્વજ્ઞાની નથી માત્ર પોતે જે શ્રવણ કરેલું તે ઉપરથી જ કવિતામાં પોતાનો

વિષય ચર્ચે છે. આથી પોતે જે વિષયને ચર્ચે છે તેની યથાર્થતા ઉપર ખાસ લક્ષ આપતા નથી. કવિ પોતે સંસ્કૃત જાણતા હતા એ વાત ખરી, પણ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તના ખાસ સંસ્કૃત ગ્રંથોનું પોતે જાતે અધ્યયન કર્યું હોય તે સંભવતું નથી. સંભવ છે કે પ્રચ્છારામ ભટ્ટજી જેમણે શ્રીવલ્લભાચાર્યના અણુભાષ્ય ઉપર એક 'પ્રદીપ' નામની ટીકા લખી છે, અને જેમની બેઠક અત્યારે પણ ડાકોરમાં છે, તેમના સમાગમમાં આવતી વખતે કવિએ કથા વાર્તાદ્વારા આ વિષય સમજી લીધો હશે. આથી જે ઝીણવટથી તત્ત્વજ્ઞાનનો વિષય તેમણે રજૂ કરવો જોઇએ તે રજુ કરી શક્યા નથી. આના આધારમાં નીચેની બાબતો મૂકી શકાયઃ—

(૧) ર. વ. પદ ૨૯ માં કવિ બ્રહ્મ અને જગતનો સંબંધ દર્શાવતાં કારણ અને કાર્યનો વિચાર કરે છે. તર્કશાસ્ત્રમાં ત્રણ પ્રકારનાં કારણો ગણાવ્યાં છે. સમવાયી કારણ, અસમવાયી કારણ અને નિમિત્ત કારણ. સમવાયી કારણનું બીજું નામ ઉપાદાન છે. પણ કવિ સ્મરણ-ઉપર આધાર રાખીને તે ત્રણ કારણો, સમવાયી ઉપાદાન અને નિમિત્ત ગણાવે છે. અર્થાત્ અસમવાયી કારણને પોતે ઉપાદાન કહે છે, એ બરાબર નથી. ન્યાયશાસ્ત્રમાં સમવાયીનું જ બીજું નામ ઉપાદાન છે. વળી અન્યત્ર ઘટનો દાખલો આપીને કહે છે કે તેનું ઉપાદાન કારણ માટી છે, નિમિત્ત કારણ કુંભાર છે; અને સમવાયી કારણ વિવર ચક્ર અને દંડ છે. અહિંયાં પણ કવિએ મોટી ભૂલ કરી છે. ખરી રીતે કુંભાર વિવર ચક્ર એ બધાં નિમિત્ત કારણ છે, અને માટી એ સમવાયી કારણ છે. આ વસ્તુ કવિ બરાબર સમજી શક્યા નથી. વળી વેદાન્તમાં ફક્ત બે જ કારણો આપ્યાં છે. સમવાયી કારણ અને નિમિત્તકારણ, તર્કશાસ્ત્રમાં ત્રણ આપ્યાં છે. પણ બ્રહ્મ એ જગતનું કેવું કારણ તેના વિચારમાં વેદાન્તીઓએ ફક્ત સમવાયી (ઉપાદાન) અને નિમિત્ત એમ બે જ કારણો આપ્યાં છે. કવિ બે કારણોને બદલે ત્રણ લે છે અને છતાં તેમને સમજાવવામાં ભૂલ કરે છે.

'ઉપાદાન ધરમૃતિકા લહિયેજી, નિમિત્ત કારણ કુલાલ કહિયેજી.'

'કહિયે વળી સમવાયિ કારણ વિવર ચક્ર ને દંડ
એ ત્રણ કારણ થકી મંમજી ધે રચ્યું બ્રહ્માંડ.'

ર. વ. ૨૯/૨-૪

આ પંક્તિઓમાં પોતે એ કારણોનાં નામ ગણાવે છે. પણ અહિંયાં બરાબર વિચારતાં નીચેની ભૂલો કવિએ કરી છે. (क) વેદાન્તનાં બે કારણોને બદલે તેમણે ત્રણ કારણોનાં નામ આપ્યાં છે. (ख) સમવાયી કારણ તે જ ઉપાદાન છે છતાં તે બન્નેને તેમણે પૃથક્ ગણ્યાં છે (ग) અસમવાયી કારણ જેને તર્કશાસ્ત્રમાં ત્રીજું કારણ કહ્યું છે તેને બિલકુલ ગણાવ્યું નથી અને તેને બદલે ઉપાદાન કારણ જે સમવાયી કારણ જ છે તે ગણાવ્યું છે (घ) અહિંયાં માટી એ જ સમવાયી કારણ છે છતાં કવિએ તેને સમવાયી નહિ પણ ઉપાદાન એમ કહીને સમવાયી કારણથી ભિન્ન કારણ જણાવવાનો પ્રયત્ન કર્યો છે. (ङ) વિવર, ચક્ર તથા કુલાલ એ બધાં નિમિત્ત કારણ છે છતાં વિવર ચક્રને કવિ સમવાયી કારણ કહે છે અને કુલાલને જ નિમિત્ત કારણ કહે છે. આમ આ દૃષ્ટાન્તમાં લગભગ પાંચ ભૂલો રહી છે.

(૨) શુદ્ધાદ્વૈતમાં જગત્ અને સંસારને જુદાં જણાવ્યાં છે અને તેથી જગત્ એ સત્ય છે અને સંસાર મિથ્યા એવો સિદ્ધાન્ત છે. જગત્ એ ભગવાનની કૃતિ છે. તે ભગવાનના સદંશ રૂપે છે. પણ સંસાર જીવકૃતિ છે જીવે અવિદ્યાથી ઉત્પન્ન કરેલ છે. જગતનો નાશ નથી. જ્યારે સંસારનો નાશ છે આ રીતે જગત્ શબ્દ અને સંસાર ઉભય ભિન્નભિન્ન અર્થમાં છે. છતાં

'સંસાર રૂપ ન હોય જો કર્તા પુરુષ ના હોય;
કારણ સરીખું કાર્ય સઘળી સૃષ્ટિ શી નવ જોય.'

ર. વ. ૩૧-૩

૧ જગત સદંશનો આવિર્ભાવ – ચિદ-આનંદઅંશનો તિરો[illegible]
૨ જીવ સદ ને ચિદનો આ[illegible], આનંદઅંશનો તિરોભાવ
૩ અક્ષરબ્રહ્મ સદ ચિદ અને ગણિત (મર્યાદિત) આનંદનો આવિર્ભાવ
૪ પુરુષોત્તમ – પૂર્ણ સચ્ચિદાનંદનો આવિર્ભાવ. [illegible] આનંદનો તિ[illegible]



એ લીટીમાં કવિ જગતને સંસાર કહે છે, તેમ નીચેની ટૂકમાં તે જગતને 'ભવ' કહે છે.

'ભવલીલા છે ભગવંતની સંશય ન ભગવદ્રૂપ;
છે કારણ સાચું વ્યાપીતમ કાર્ય પણ તદ્રૂપ.'

૨, ૧ ૭૫-૮

આ રીતે જગત્ શબ્દને બદલે 'સંસાર' તથા 'ભવ' શબ્દોનો પ્રયોગ તેના પર્યાય તરીકે કવિ વાપરે છે. એ પણ સૈદ્ધાન્તિક દોષ છે.

(૩) વળી શુદ્ધાદ્વૈતમાં જગત્ એ બ્રહ્મનો સદંશ, જીવો ચિદંશ અને અક્ષરબ્રહ્મ એ આનંદાંશ. પણ ગણિતાનંદરૂપ અને પરબ્રહ્મ એ પૂર્ણાનંદ મનાય છે. પરબ્રહ્મ અને અક્ષરબ્રહ્મમાં એટલો ફેર કે અક્ષરબ્રહ્મનો આનંદ ગણિત છે જ્યારે પરબ્રહ્મ પૂર્ણાનંદ છે. તે અક્ષરબ્રહ્મનું બીજું નામ બૃહત્ છે કવિ પણ આ તારતમ્ય જાણે છે છતાં એક સ્થળે પોતે અક્ષરબ્રહ્મને ચિદંશ કહે છે, અને અન્તર્યામીને ગણિતાનંદ કહે છે. આમ કહીને અન્તર્યામી અને અક્ષરબ્રહ્મને જુદાં જણાવે છે. પણ વસ્તુતઃ અન્તર્યામી અને અક્ષરબ્રહ્મ એક જ છે.

'સદ્રૂપ સમજ વિરાટ અક્ષર બ્રહ્મ ચિદ્ કહે છંદ;
છે નારાયણ આનંદમય શ્રી કૃષ્ણ પરમાનંદ.'

આમાં સદ્ એટલે વિરાટ્ જગત્, ચિદ્ એટલે અક્ષરબ્રહ્મ અને આનંદમય એ નારાયણ અને શ્રી પરમાનંદ એટલે શ્રી કૃષ્ણ આમ ભેદો દેખાડ્યા છે

આમાં નીચે પ્રમાણે ભૂલો જોવામાં આવે છે (૧) વિરાટ્-જગત્ રૂપનો ઉલ્લેખ કર્યો પણ જીવોનો ઉલ્લેખ કર્યો નથી (૨) બ્રહ્મનું ચિદ્રૂપ એ જીવ કહેવાય છે તેને બદલે અહિંયાં તેને અક્ષરબ્રહ્મ કહે છે (૩) અક્ષરબ્રહ્મ એ ગણિતાનંદ છે એમ કવિ પોતે પદ ૮-૨-૧માં 'કૂટસ્થ લગી છે ગણિતાનંદજી' એ પંક્તિમાં જણાવે છે છતાં પોતે તેને અહિંઆં ચિદંશ કહે છે (૪) આનંદમય અને પરમાનંદ એકજ છે

છતાં નારાયણને આનંદમય અને શ્રીકૃષ્ણને પરમાનંદ કહે છે. વસ્તુતઃ આનંદમયનો એકજ અર્થ છે પણ કવિ 'આનંદમય' એટલે ગણિતાનંદના અર્થમાં સમજવાનું કહે છે.

(૪) પુષ્ટિમાર્ગમાં ભક્તિના બે પ્રકાર છે-સાધનરૂપા અને ફલરૂપા. સાધનરૂપા એટલે નવધાભક્તિ અને ફલરૂપા એટલે પ્રેમલક્ષણાભક્તિ. આમ બે વિભાગો કરવામાં આવે છે. પણ શ્રીવલ્લભાચાર્ય નો સહજના માહાત્મ્યજ્ઞાનયુક્ત સર્વથી ઉત્તમ, અને સુદૃઢ સ્નેહ તેનું નામજ ભક્તિ એમ વ્યાખ્યાને સ્વીકારે છે અને એ ભક્તિની સ્નેહ આસક્તિ અને વ્યસન એવી ત્રણજ અવસ્થાઓ 'ભક્તિવર્ધિની' ગ્રંથમાં દર્શાવે છે. કવિ તેને બદલે અહિંયાં ચોથી અવસ્થા તન્મયતા મૂકીને અને તે દરેકના પણ પેટાવિભાગ સેનાં એકંદરે પ્રેમલક્ષણાના દશ ભેદો કે છે. (જુઓ. પદ-૫૯/૧-૨) પુષ્ટિમાર્ગમાં સ્નેહ આસક્તિ અને વ્યસન એટલી ત્રણ અવસ્થાઓજ ભક્તિની કહી છે. (જુઓ શ્રી વલ્લભાચાર્યકૃત ભક્તિવર્ધિની ગ્રંથ.) આ કવિની ભૂલ નહિ પણ શ્રીવલ્લભાચાર્યની વિચારસરણીથી ભિન્ન સરણી અનુસાર વિવરન રજુ કરે છે.

(૫) સેવાનુ લક્ષણ શ્રીવલ્લભાચાર્ય **चेतस्तत्प्रवणं सेवा** એ પ્રમાણે આપે છે. તેના તનુજા. વિત્તજા અને માનસી એ ત્રણ ભેદો છે. તેમાં માનસી એ ઉત્તમ કહી છે. પણ માનસીની સિદ્ધિ માટે તનુજા અને વિત્તજા કરવાની જરૂર છે. કવિએ પદ ૬૪-૭ માં ફક્ત માનસી સેવાનો જ પ્રકાર વર્ણવ્યો છે પણ તનુજા અને વિત્તજાનું વર્ણન ભૂલી ગયા છે.

(૬) પદ ૯૩ માં માયાવાદના વિરોધીઓ ચાર સંપ્રદાયનાં નામ કવિ ગણાવતાં શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતનો સંબંધ વિષ્ણુસ્વામીના પંથ સાથે જોડે છે. આ વિશે સંપ્રદાયમાં બે મતો છે. પણ શ્રીવલ્લભાચાર્યજીના પોતાના કથનાનુસાર પોતાનો શુદ્ધાદ્વૈત માર્ગ પોતે સ્વતંત્ર પ્રકટ કર્યો છે, તેથી વિષ્ણુસ્વામીના નામ સાથે શુદ્ધાદ્વૈતનો સંબંધ જોડવો તે યુક્ત નથી.

(૭) ૫દ ૯૩|૭માં શંકરના મતને અદ્વૈત કહે છે. પણ અદ્વૈત મત એકલો શંકરાચાર્યનો નથી. રામાનુજ તથા શ્રીવલ્લભાચાર્યના મતો પણ અદ્વૈતમાં જ આવે છે. અદ્વૈતમત વિશાળ છે અને તેની કેવલાદ્વૈત, અવિભાગાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને શુદ્ધાદ્વૈત એવી શાખાઓ છે. આમાં શંકરનો અદ્વૈત તે કેવલાદ્વૈત છે, માત્ર અદ્વૈત નહિ.

## 'રસિકવલ્લભ' ગ્રંથ ઉપર દેખાતી અસરો

ઉપર પ્રમાણે આ ગ્રંથમાં કેટલાંક સ્ખલનો છે. પણ આપણે જો એટલું લક્ષમાં લેઇએ કે દયારામભાઇ એ કવિ હતા, તત્ત્વજ્ઞાની નહિં, તો પછી આ સ્ખલનો આપણને નડવાં લાગશે. હવે આપણે આ ગ્રંથના ઘડતરમાં કવિ ઉપર કયી કયી અસરો થઇ છે તે તપાસીએ. 'રસિકવલ્લભ' માં કવિએ ભક્તિમાર્ગના જૂદાજૂદા વિષયો ચર્ચ્યા છે અને તેને લગતાં દષ્ટાંતો પણ કેટલાંક આપ્યાં છે તે બધાનો વિચાર કરતાં આપણને આ ગ્રંથ ઉપર નીચેનાંની અસર જણાશે.

(૧) ભાગવત, પદ્મપુરાણ વગેરે પુરાણ સાહિત્યની.

(૨) ભગવદ્‌ગીતા, પાંડવગીતા, હારીતસ્મૃતિ વગેરેની

(૩) શ્રીવલ્લભાચાર્યના ષોડશગ્રંથોની

(૪) શ્રીવિઠ્ઠલેશના વિદ્વન્મંડનની

(૫) ભક્ત ગોપાળદાસના 'વલ્લભાખ્યાન'ની

(૬) અન્ય ભક્ત કવિઓ તથા લોકસાહિત્યની

'રસિકવલ્લભ' ગ્રંથ એ મૂળ ભાગવતધર્મનો જ સંક્ષિપ્ત ગ્રંથ કહીએ તો તે બરાબર છે, અને તેથી આની ઉપર એ ગ્રંથની જબ્બર અસર થયેલી છે. માત્ર તેની અસર જ છે એટલું નહિ પણ કેટલીક પંક્તિઓ તો ભાગવતના મૂળ શ્લોકના અનુવાદરૂપે છે પછી ગજેન્દ્ર-હિરણ્યકશ્યપ (૧૯.૪) જડભરત (૧૬.૭) અંબરીષ (૦૩.૬) નંદરાયને અજગર ગળી ગયા તે પ્રસંગ (૨૩.૮) ગોપીઓનું દષ્ટાંત (૬૬.૪)

ધ્રુવ, કુબ્જા, સુદામા, વિદુર, (૬૭.૩) ઉગ્રસેન (૬૭|૪) વગેરે જે દાખલાઓ પોતાના સિદ્ધાંતની પુષ્ટિમાં આપ્યા છે તે શ્રીભાગવતમાંથી લીધા છે. આ ગ્રંથમાં ૧૩–૪, ૪૬–૬, ૪૯|૬–૭, ૫૦|૧–૨, ૫૦–૮, ૫૪,૧–૨, ૬૪–૧, ૮૯–૬, ૫૧|૩–૪–૫–૬, ૫૮–૫, ૫૯|૭–૮નાં વાક્યોમાં ભાગવતની જ અસર છે, અને અમે તે તે સ્થળે મૂળ વાક્યોને કેટલેક સ્થળે નોંધમાં ઉતાર્યાં છે. પદ ૫૭–૭માં ભક્તિના જ્ઞાન અને વૈરાગ્ય નામના બે પુત્રોની કલ્પના ભાગવતના આધારે છે. આ સિવાય પદ્મપુરાણની પણ અસર ૨૯|૫–૬માં છે. સ્કંદપુરાણની છાપ ૧૫–૫, ૪૯–૫, ૯૨|૪–૫માં છે.

ભગવદ્‌ગીતાનાં વાક્યોનો તો અક્ષરશઃ અનુવાદ ઘણી જગ્યાએ જોવામાં આવે છે. પદ ૨–૬માં શિષ્ય કહે છે—

જ્યાં લગી સંશય ત્યાં લગી, પ્રભુ સફલ થાય ન ધર્મ,
તે માટેય નિસ્સંદેહ થાવું, શ્રીગીતા ભાખ્યો મર્મ.

અહિંઆં 'ગીતા' શબ્દનો પ્રયોગ છે અને ગીતાના **संशयात्मा विनश्यति** એ શ્લોકના આશયને વ્યક્ત કરે છે.

પદ ૧૯ માં અન્ય દેવતાના ફળ કરતાં ઇશ્વરનું આપેલું ફળ અનશ્વર હોય છે એવું જણાવે છે ત્યાં **अन्तवत्तु फलं तेषां तद्‌ भवत्यल्पमेधसाम्** ' એ ગીતાના વાક્યનો ભાવાર્થ વધારે સ્પષ્ટ કર્યો છે. પદ ૨૬–૫માં 'મૂઢ જન્મનિ જન્મનિ' શ્રીગીતામાંહે પ્રમાણ એ વાક્યમાં **आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि । मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ।** એ શ્લોકનો ઉલ્લેખ કર્યો છે. ૩૨–૧માં કચ્છપનો દાખલો જે આપેલો છે તે **यथा संहरते चायं कुर्मोऽङ्गानीव सर्वशः** 'એ વાક્યમાંથી જ

લીધો છે. તેમ ૩૨–૪માં કહે છે કે ભગવાનને જે ભાવથી ભજે છે તે ભજે તે પ્રાપ્ત થાય છે. આ ભાવ **ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्** એ ગીતાના શ્લોકને અનુસરે છે. ૫૬, ૭૩ માં ભગવાનના જન્મ અને કર્મને દિવ્ય કહ્યાં છે અને તે **जन्म कर्म च मे दिव्यम्** એ ગીતાના શ્લોકને આધારે છે. ૫૬ ૪૯|૧–૨ માં કર્મ ક્યાં સુધી કરવાં તે વિશે નિર્ણય આપે છે. ત્યાં જણાવે છે કે જ્યાં સુધી સત્ત્વની શુદ્ધિ થઈને ભગવાનમાં બુદ્ધિ લાગે અને તેમના શ્રવણાદિકમાં શ્રદ્ધા જાગે ત્યાં સુધી કર્મ કરવાં પછી તેની જરૂર નથી. આ ભાવ ગીતાના **तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता । मत्कथा श्रवणादौ वा श्रद्धावान्नजायते** એ શ્લોકમાંથી લીધો છે. આમ ઘણે સ્થળે ગીતાનાં વાક્યોનો આધાર અગર ભાવાર્થ કવિએ આ ગ્રંથમાં લીધો છે. ૫૬ ૨૧–૭, ૪૮–૭, ૬૧|૬–૫–૭–૮, ૬૫–૨ અને ૧૦૧ પાંડવગીતાને અનુસરે છે (જુઓ નોંધ.) અને ૨૧–૬ એ હારીતસ્મૃતિમાંથી લીધેલું છે.

શ્રીવલ્લભાચાર્યના ષોડશ ગ્રંથોની નીચેના સ્થળે અસર છે :

(૧) શ્રી યમુનાજીનું વર્ણન જે ૫૬ ૮૯ માં આવે છે તે શ્રી વલ્લભાચાર્યના યમુનાષ્ટકને કેટલેક અંશે ભાવમાં અનુસરે છે.

(૨) ૩૬|૭–૮ માં ગંગાનાં આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એ ત્રણ સ્વરૂપો ભગવાનનાં છે એ સમજાવાને ગંગાનું જે દૃષ્ટાંત આપ્યું છે ને 'સિદ્ધાન્ત મુક્તાવલી' ગ્રન્થના આધારે છે. (જુઓ સિદ્ધાન્ત મુક્તાવલી શ્લો. ૯)

(૩) ૫૬ ૬૪ માં સેવા વિશે બોલતાં માનસી સેવાને કવિએ જે ઉત્તમ ગણાવી છે તે પણ વલ્લભાચાર્યના 'સિદ્ધાન્ત મુક્તાવલી ગ્રંથ'ને આધારે છે. (જુઓ સિ. મુ શ્લો. ૧ **कृष्णसेवा सदा कार्या मानसी सा परामता।**

ધ્રુવ, કુબ્જા, સુદામા, વિદુર, (૬૭.૩) ઉગ્રસેન (૬૭|૪) વગેરે જે દાખલાઓ પોતાના સિદ્ધાંતની પુષ્ટિમાં આપ્યા છે તે શ્રીભાગવતમાંથી લીધા છે. આ ગ્રંથમાં ૧૩–૪, ૪૬–૬, ૪૬|૬–૭, ૫૦|૧–૨, ૫૦–૮, ૫૪|૧–૨, ૬૪–૧, ૮૯–૬, ૫૧|૩–૪–૫–૬, ૫૮–૫, ૫૯|૭–૮નાં વાક્યોમાં ભાગવતની જ અસર છે, અને અમે તે તે સ્થળે મૂળ વાક્યોને કેટલેક સ્થળે નોંધમાં બતાવ્યાં છે. પદ ૫૭–૬માં ભક્તિના જ્ઞાન અને વૈરાગ્ય નામના બે પુત્રોની કલ્પના ભાગવતના આધારે છે. આ સિવાય પદ્મપુરાણની પણ અસર ૨૦|૫–૬માં છે. સ્કંદપુરાણની છાપ ૧૫–૫, ૪૯–૫, ૯૩|૪–૫માં છે.

ભગવદ્‌ગીતાનાં વાક્યોનો તો અક્ષરશઃ અનુવાદ ઘણી જગ્યાએ જોવામાં આવે છે. પદ ૨–૬માં શિષ્ય કહે છે—

> જ્યાં લગી સંશય ત્યાં લગી, પ્રભુ સફલ થાય ન ધર્મ,
> તે માટેય નિસ્સંદેહ થાવું, શ્રીગીતા ભાખ્યો મર્મ.

અહિંઆં 'ગીતા' શબ્દનો પ્રયોગ છે અને ગીતાના **संशयात्मा विनश्यति** એ શ્લોકના આશયને વ્યક્ત કરે છે.

પદ ૧૯ માં અન્ય દેવતાના ફળ કરતાં ઇશ્વરનું આપેલું ફળ અનશ્વર હોય છે એવું જણાવે છે ત્યાં **अन्तवत्तु फलं तेषां तद् भवत्यल्पमेधसाम्** ' એ ગીતાના વાક્યનો ભાવાર્થ વધારે સ્પષ્ટ કર્યો છે. પદ ૨૬–૫માં 'મૂઢ જન્મનિ જન્મનિ' શ્રીગીતામાંહે પ્રમાણ એ વાક્યમાં **आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि । मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ।** એ શ્લોકનો ઉલ્લેખ કર્યો છે. ૩૨–૧માં કચ્છપનો દાખલો જે આપેલો છે તે **यथा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः** એ વાક્યમાંથી જ

લીધો છે. તેમ ૩૨-૪માં કહે છે કે ભગવાનને જે ભાવથી ભજે છે તે ભવે તે પ્રાપ્ત થાય છે. આ ભાવ **ये यथा मां मपद्यंते तांस्तथैव भजाम्यहम्** એ ગીતાના શ્લોકને અનુસરે છે. ૫૬, ૩૩ માં ભગવાનના જન્મ અને કર્મને દિવ્ય કહ્યાં છે અને તે **जन्म कर्म च मे दिव्यम्** એ ગીતાના શ્લોકને આધારે છે. ૫૬ ૪૯|૧-૨ માં કર્મ કયાં સુધી કરવાં તે વિષે નિર્ણય આપે છે. ત્યાં જણાવે છે કે જ્યાં સુધી સત્ત્વની શુદ્ધિ થઈને ભગવાનમાં બુદ્ધિ લાગે અને તેમના શ્રવણાદિકમાં શ્રદ્ધા જાગે ત્યાં સુધી કર્મ કરવાં પછી તેની જરૂર નથી. આ ભાવ ગીતાના **तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता । मत्कथा श्रवणादौ वा श्रद्धावान्नजायते** એ શ્લોકમાંથી લીધો છે. આમ ઘણે સ્થળે ગીતાનાં વાક્યોનો આધાર અગર ભાવાર્થ કવિએ આ ગ્રંથમાં લીધો છે. ૫૬ ૨૧-૭, ૪૮-૭, ૬૧|૮-૫-૭-૮, ૬૫-૨ અને ૧૦૧ પાંડવગીતાને અનુસરે છે (જુઓ નોંધ.) અને ૨૧-૬ એ હારીતસ્મૃતિમાંથી લીધેલું છે.

શ્રીવલ્લભાચાર્યના ષોડશ ગ્રંથોની નીચેના સ્થળે અસર છે :

(૧) શ્રી યમુનાજીનું વર્ણન જે ૫૬ ૮૯ માં આવે છે તે શ્રી વલ્લભાચાર્યના યમુનાષ્ટકને કેટલેક અંશે ભાવમાં અનુસરે છે.

(૨) ૩૬|૭-૮ માં ગંગાનાં આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એ ત્રણ સ્વરૂપો ભગવાનનાં છે એ સમજવાને ગંગાનું જે દૃષ્ટાંત આપ્યું છે તે 'સિદ્ધાન્ત મુક્તાવલી' ગ્રન્થના આધારે છે. (જુઓ સિદ્ધાન્ત મુક્તાવલી શ્લો. ૯)

(૩) ૫૬ ૬૪ માં સેવા વિષે બોલતાં માનસી સેવાને કવિએ જે ઉત્તમ ગણાવી છે તે પણ વલ્લભાચાર્યના 'સિદ્ધાન્ત મુક્તાવલી ગ્રંથ'ને આધારે છે. (જુઓ સિ. મુ શ્લો. ૧ **कृष्णसेवा सदा कार्या मानसी सा परामता ।**)

(૪) પદ ૮૧/૭-૮ માં બ્રહ્મ એ સચ્ચિદાનંદ છે અને બૃહત્ એ ગણિતાનંદ છે એમ જે કહ્યું છે તે પણ 'સિદ્ધાન્ત મુક્તાવલીને આધારે છે. परं ब्रह्म तु कृष्णो हि सच्चिदानंदकं बृहत् (સિ. મુ. ૩) આ ઉપરાંત શ્રી કૃષ્ણાશ્રયના माकृता सकला देवा गणितानंदकं बृहत् તેના આધારે પણ છે.

(૫) પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા જીવોની ઉત્પત્તિનો પ્રકાર પદ ૮૩-૮ તથા પદ ૮૪/૧-૨ માં આપેલો છે તે 'પુષ્ટિપ્રવાહ મર્યાદા' ગ્રંથના શ્લોક ૯ ને આધારે છે. ત્યાં પણ પુષ્ટિસૃષ્ટિ ભગવાનના અંગમાંથી, મર્યાદા તેમની વાણીમાંથી અને પ્રવાહને મનથી સર્જેલી કહી છે. ( इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान्हरिः । वचसा वेदमार्गं हि पुष्टिं कायेन निश्चयः । )

(૬) પદ ૮૪-૪ માં પ્રમેયમાર્ગ પ્રમાણથી ભિન્ન છે એમ કહીને પુષ્ટિમાર્ગ એજ પ્રમેયમાર્ગ કવિ જણાવે છે. શ્રીવલ્લભાચાર્યે 'પુષ્ટિપ્રવાહ મર્યાદા' ગ્રન્થમાં પણ प्रमाण भेदाद्भिन्नो हि पुष्टिमार्गो निरूपितः એ પંક્તિથી પુષ્ટિમાર્ગની પ્રમેય માર્ગ સાથે એકતા કરી બતલાવી છે.

(૭) પદ ૭૮/૩-૪-૬-૭ માં પ્રભુમાં દૃઢ વિશ્વાસ રાખવા સંબંધી કવિએ જે કહ્યું છે તે તથા તેમાં જે પતિવ્રતાનું દૃષ્ટાંત આપ્યું છે તે 'વિવેકધૈર્યાશ્રય ગ્રન્થને આધારે છે.

(૮) પદ ૮૪-૬ તથા ૯૫-૭ માં અસમર્પિત વસ્તુના ત્યાગ વિષે તથા પદ ૨૩ અને ૨૪ માં અન્યાશ્રયને ભક્તિમાર્ગમાં બાધક રૂપે ગણાવેલ છે તેનું બીજ 'સિદ્ધાન્ત રહસ્ય' નામના ગ્રંથમાં છે

(૯) પદ ૫૭/૩-૬ માં જણાવેલો ઇંદ્રિયોનો પ્રભુમાં વિનિયોગ કરવાનો સિદ્ધાન્ત 'નિરોધલક્ષણ' ગ્રંથમાંથી છે.

(૧૦) પદ ૫૮ અને ૫૯ માં પ્રેમ ભક્તિના સ્નેહ, આસક્તિ વ્યસન અને તન્મયતા એવી જે ચાર અવસ્થાઓ કવિ આપે છે તે 'ભક્તિવર્ધિની ગ્રન્થ'ને આધારે છે. પણ તે ગ્રન્થમાં તન્મયતા અવસ્થા આપી નથી, ફક્ત પહેલા ત્રણ આપી છે. તેમ તેમના ઉપભેદો પણ આપ્યા નથી. એ પ્રકારો તથા ઉપભેદો 'કાવ્યશાસ્ત્ર'ને અનુસરે છે.

(૧૧) પદ ૭૬/૫-૬-૭-૮ માં ચિન્તાત્યાગ વિષે જે કવિ કહે છે તે 'નવરત્ન' ગ્રન્થના આધારે છે.

શુદ્ધાદ્વૈતના પ્રતિપાદન અને માયાવાદના ખંડનમાં જે જે દલીલો તથા યુક્તિઓ કવિએ આપી છે તેમાંની ઘણી ખરી શ્રીવલ્લભાચાર્યના પુત્ર શ્રીવિઠ્ઠલેશના 'વિદ્વન્મંડન' ગ્રન્થને આધારે છે. પ્રતિબિંબવાદ, વિવર્તવાદ તથા આભાસવાદનાં ખંડનો પણ તેનેજ અનુસરીને છે. તેમાં આપેલાં રજ્જુસર્પ, શુક્તિકારજત તથા મરીચિકાજલનાં દૃષ્ટાંત તથા ચંદ્રનું દૃષ્ટાંત પણ તેમાંથી લીધેલાં છે. દાખલા તરીકે પ્રતિબિંબવાદના નિરાસમાં કવિ નીચે પ્રમાણે એક ટૂક યોજે છે.

'પ્રતિબિંબ ન પડે રૂપ વણ નિર્મળી વસ્તુ પાખ્ય;
પવનનું પ્રતિબિંબ કાંઇમાં કયહુ પડયું દીઠું ભાખ્ય. ૨. ૧. ૩૦-૫

આ પંક્તિઓને શ્રીવિઠ્ઠલેશજીના વિદ્વન્મંડન ગ્રંથના નીચેના વાક્ય સાથે સરખાવો:—

तथा हि ब्रह्मणो नीरूपत्वेन प्रतिबिंबस्याश्रयस्या-
ज्ञानस्य अस्वच्छत्वेन च कस्य प्रतिबिंबःस्यात् ? रूपवत

एव मतिविंबनियमात्, दृष्टानुसारिणी हि कल्पनोचिता अन्यथा वायुदारुणोरपि विम्बत्वमतिबिम्बा श्रयत्वश्रवणात्। તત્ત્વ વિભાગની ચર્ચાનો જે ભાગ છે તે 'વિદ્વન્મંડન' ગ્રંથને અનુસરે છે. પદ ૬૩ માં ભાગવતના શ્રીઅંગનાં જે ચિન્હો આપ્યાં છે તે શ્રીહરિરાયજીના 'ભગવચ્ચરણ ગ્રંથ' પ્રમાણે છે. આ (ગિરગમી બાબતોના) સિવાય બીજા સાંપ્રદાયિક ગ્રંથોનો ખાસ પરિચય 'રસિકવલ્લભ'માં જણાતો નથી. પરમ ભગવદીય ગોપાળદાસ એ શ્રી વિઠ્ઠલેશના એક અનન્ય ભક્ત હતા. તેમની ગણના ૨૫૨ વૈષ્ણવોમાં ગણાય છે. ૨૫૨ વૈષ્ણવોની વાર્તામાં તેમનો ઇતિહાસ આપ્યો છે. તે અમદાવાદ પાસે અસારવાના વતની હતા. જ્યારે વિઠ્ઠલેશજી અસારવા ગામમાં તેમના સસરા ભાઇલાલ કોઠારીને ત્યાં આવેલા ત્યારે તેમણે બ્રહ્મસંબંધ લીધું હતું. ત્યાર પછી શ્રીવિઠ્ઠલેશજીની કૃપાનો ચમત્કાર જોતાં તેમનામાં તેમને અનન્યાસક્તિ થઇ હતી. તેથી તેમણે 'વલ્લભાખ્યાન' નામનો એક ગ્રંથ ગુજરાતી કવિતામાં લખેલો છે. આ ગ્રંથ વૈષ્ણવવર્ગમાં ઘણો જ પરિચિત છે. કેટલાક ભાવિક વૈષ્ણવો તો હંમેશાં તેનો પાઠ કરે છે. કવિને પણ આ ગ્રંથનો સારો પરિચય હતો અને તેની અસર આ ગ્રંથરચનામાં પણ થઇ છે. ખાસ કરીને પદ ૨૫/૫-૬-૭-૮, ૨૬/૧-૨-૩-૪ ની પંક્તિઓ અક્ષરશઃ વલ્લભાખ્યાનમાંથી જ કવિએ લીધી છે. દૈવી જીવો અને આસુરી જીવોની ઉત્પત્તિનો પ્રકાર તથા વૃન્દાવનની ભૂમિ અને તેમાં થતો પ્રભુનો રાસ એ ભાગ ગોપાળદાસના 'વલ્લભાખ્યાન'માંથી દયારામભાઇએ ઉતારેલો બન્નેની સરખામણી કરતાં જણાશે

આ ઉપરાંત શ્રુતિવાક્યોના પણ અનુવાદ કેટલેક સ્થળે જોવામાં આવે છે, તેમજ ૫૧/૭-૮ માં રજ્જુસર્પ ૫૧/૩ માં મનુસ્મૃતિ, ૫૦/૩-૪ માં વાસુદેવોપનિષદનાં વચનો છે. તિલક, ગોપીચંદન વગેરેના મહિમાનો વિભાગ પદ્મપુરાણને આધારે છે. 'તત્ત્વના ટુંપણ' વિષે ૫૪-૫ માં કવિ નીચે પ્રમાણે કહે છે.

'એ તત્ત્વ હું(હું)પણું તુચ્છ લાગે પ્રેમરસ પીનાર;
હરિ દે ન લે જલલવણ સરખી મુકિત માને ચાર,'

પણ આ લીટીઓ નરસિંહ મહેતાની નીચેની લીટીઓથી સૂચિત થયેલી જણાતી નથી ?

'પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર,
તત્ત્વનું હુંપણું તુચ્છ લાગે;
દૂબળા ઢોરનું કુશકે મન ચળે,
ચતુર્ધા મુકિત તેઓ ન માગે.'

વળી ૪૮–૬ ની

'નિજ ભકત વિરહે કૃષ્ણ કાતર કૃપામય શ્રુતિ ગાય;
હરિ જીતવાનો શુદ્ધ ભકિત સમ ન એકે ઉપાય'

આ લીટીઓમાંની પ્રથમ પંકિત સુરદાસની નીચેની પંકિતઓનો પડઘા રૂપે નથી ?

'ભકત વિરહે કાતર કરુણામય ડોલત પાછે લાગે;
સુરદાસ ઐસે પ્રભુકોં કોન દીજે પીઠ અભાગે.'

પદ ૩–૪ ની લીટીઓ

'પરિપૂર્ણ જ્ઞાની ભલો કે સમજાવવો ભલો મુગ્ધ;
અધ બળ્યો સુધરે નહિ જેમ સુધરે નવ ચસુ દુગ્ધ.'

ભર્તૃહરિના નીચેના સુપ્રસિદ્ધ શ્લોકનો સુંદર અનુવાદ છે એ કોણ ના કહેશે ?

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि नरं न रंजयति.

૫૮–૮ માં 'નહીં વેળુ પીલે તેલ કદિ' એ વાકયમાં ભર્તૃહરિ નીતિશતકનો लभेत सिकतासु तैलमपि यत्नतः पीडयन् એ

શ્લોકનું ઝાંખું સ્મરણ આપણને થતું નથી ? આ ઉપરાંત લોકસાહિત્યની પણ કેટલીક અસર થઈ છે. આ બધી અસરો આ ગ્રન્થના ઘડતરમાં અગત્યનો ભાગ ભજવે છે. કવિએ જો કે બીજામાંથી બારોબાર લીધું છે છતાં પણ તેને એવી રીતે ગોઠવ્યું છે કે સામાન્ય વાચક તે જાણી શકે નહિ. ટુંકામાં આ ગ્રન્થમાં ઉછીનું ઘણું છે અને કવિનું પોતાનું થોડું છે. છતાં પણ તે ઉછીનાને પોતાની કલ્પનાની કસોટીએ ચઢાવીને ફરીથી આમાં દાખલ કર્યું છે. જેમ કોઇ સોની હાર ઘડવાને હિરા, માણેક, સોનું વગેરે બીજાઓનું લાવે અને પછી તે બધાંને વિવેકથી એવી રીતે ગોઠવે કે જેમાંથી સુંદર હાર ઉત્પન્ન થાય, તેમ કવિએ જો કે બીજામાંથી અહિંયાં લેવા છતાં તે સામગ્રીને ઘણીજ સુંદર રીતે ગોઠવી છે, અને તેથી કવિની કળાની પ્રશંસા કર્યા વગર આપણે રહી શકીએ નહિ. જૂના કાળના ઘણાખરા કવિઓનાં કાવ્યોમાં આ સ્થિતિ જોવામાં આવે છે. પણ તેમનામાં કલ્પનાનું બળ એટલું બધું અદ્ભુત છે કે તેથી તેમની મહત્તાને લવલેશ પણ વાંધો આવતો નથી.

## 'રસિકવલ્લભ' અને કવિની અન્ય કૃતિઓમાં વિચારની સમાનતા

કવિના આ ગ્રથમાં બીજા ગ્રંથોમાંથી વિચારો લેવામાં આવ્યા છે એટલુંજ નહિ પણ કવિના પોતાના રચેલા અન્યગ્રંથો તથા પદોમાં પણ ઘણા વિચારો તથા પંક્તિઓ છે. કવિનાં જુદાં જુદાં કાવ્યો વાંચતાં આપણને તેમાં એક વિશિષ્ટ લક્ષણ એ જણાય છે કે તેમના વિચારની પુનરાવૃત્તિ જુદાં જુદાં કાવ્યોમાં કવિ કરે છે. આથી જ્યાં સુધી તે કાવ્યને અન્તે કવિએ તે રચ્યા સાલ આપણને ન આપી હોય ત્યાં સુધી આપણે સ્પષ્ટ કહી શકીએ નહિ કે કયો ગ્રંથ કવિએ પહેલાં રચ્યો હશે. 'રસિકવલ્લભ ગ્રન્થ'માં કવિના નીચેના ગ્રન્થોના વિચારની પુનરાવૃત્તિ આવે છે—

(૧) ભક્તિપોષણ
(૨) બ્રાહ્મણ ભક્તવિવાદ
(૩) છુટક પદો

આમાંથી ભક્તિપોષણના વિચારો તો 'રસિકવલ્લભ' નો ઘણો ભાગ રોકે છે. ભક્તિપોષણના ૨૦૧ ચંદ્રાવળા છે. તેમાંના ઘણાખરા 'રસિકવલ્લભ'માં આવે છે. ફક્ત શરુઆતમાં યાત્રાનું વર્ણન તથા બ્રહ્મની સાકારતા તથા નિરાકારતાનું વિવેચન, પ્રતિબિંબવાદ, વિવર્તવાદ અને આભાસવાદનું ખંડન, અર્થાત્ પદ ૧ થી ૪૬ સુધી, તથા છેવટનાં શ્રીયમુનાજી, તુલસી, ઉર્ધ્વપુન્ડ્ર, ગોપીચંદન, હરિપ્રસાદ, ચરણામૃત વગેરેની મહત્તા દર્શાવનારાં પદો (૮૯ થી ૯૬ સુધીનો ભાગ) બાતલ કરતાં અવશિષ્ટ રસિકવલ્લભનો ભાગ તે ભક્તિપોષણનું ચર્વિતચર્વણ જ છે. કેટલેક સ્થળે બન્ને ગ્રંથોને સરખાવતાં વિચારની સંકલના જ સરખી આવે છે એટલું જ નહિ પણ વાક્યરચનાએ સરખી હોય છે. 'ભક્તિપોષણ' એ સિદ્ધાન્તરૂપે મૂળ ગ્રંથરૂપે જાણે ન હોય અને 'રસિકવલ્લભ' કવિએ તેના ભાષ્યરૂપે ન રચ્યો હોય એમ સમજાય છે. અર્થાત્ ભક્તિશાસ્ત્રની રચના કવિએ 'ભક્તિ-પોષણ'માં કરી છે અને તેનીજ ટીકા-વિવેચન રસિકવલ્લભમાં કરી છે. રસિકવલ્લભમાં બ્રહ્મના સ્વરૂપની તાત્ત્વિક ચર્ચા તથા વિધિવિભાગ ઉમેર્યો છે. અર્થાત્ 'રસિકવલ્લભ ગ્રંથ' એટલે શું એ જો કોઇને આપણે ટુંકમાં સમજાવવું હોય તો આપણે કહી શકીએ કે તત્ત્વજ્ઞાન + ભક્તિ પોષણ+ભક્તિમાર્ગની વિધિ એનું નામ 'રસિકવલ્લભ'. હવે આપણે ભક્તિપોષણના વિચારો રસિકવલ્લભમાં ક્યાં છે તે જોઇએ.

| ભક્તિપોષણ | રસિકવલ્લભ |
|---|---|
| ચંદ્રાવળા-૧ ગુરુ, ભગવાન્ અને અષ્ટ સખાને વંદન | પદ ૧ : ૧-૨ ગુરુ ભગવાન્ અને અષ્ટ સખાને વંદન |
| ,, ૩ ભગવાનની સર્વેશ્વરતા જણાવી છે | પદ ૧૧. ૧૩, ૧૪, ૧૫, ૧૬માં પણ સર્વેશ્વરતાનું વિસ્તૃત વિવેચન કર્યું છે. |

" ૪ કામદુધા અને મહિષી-
પુત્રનું દર્ષ્ટાંત, તથા
ગંગા નદીના કિનારે
ઉભા રહીને ખાડો
ખોદવાનું દૃષ્ટાંત આ-
પીને, ભગવાન સિવાય
ઇતરને ભજનાર મૂઢ
છે એમ કહે છે

પદ ૨૧ : ૧-૨ માં ભક્તિ
પોષણનાં જ દષ્ટાંતો આપ્યાં છે
અને મૂર્ખ જ ભગવાન્ સિવાય
અન્ય દેવને ભજે છે એમ કહે છે.

" ૫

'શાખી ભરોસો અન્યનો,
ન કરે આશ્રય અવિનાશ;
ઇચ્છે અખિલ દુઃખ વામવા,
વળી શ્રેય થવા મન આશ.
આશ કરે તરવા દધિ પૂર,
શ્વાનનું હાથ ગ્રહિ લંગુર;
તે જેવો પામશે સાગર પાર,
તરશે તેવો હરિ વિમુખ સંસાર.'

પદ ૨૧–૩

'શ્રીહરિ તજી કલ્યાણ ઇચ્છે,
બા ળ અ વ રા ધા ર;
જ્યમ શ્વાન પુચ્છ ગ્રહી ધરે,
મન જાવા સાગર પાર.'

આમાં દષ્ટાંતનું સામ્ય જોવામાં
આવે છે.

" ૬

'જગત્ વૃક્ષ તેનું મૂળ હરિ,
મૂળ પોષે વૃક્ષ પોષાય;
પ્રતિશાખા જળ સીંચીએ,
તેથી તરુ તૃપ્તિ ન થાય.
તૃપ્તિ ન થાય વૃથા શ્રમ પહોંચે,
સમજણ આવે ત્યારે પછી શોચે;
મુખદ્વારા સહુ ઇન્દ્રિય સંતોષે.'

પદ ૨૦–૮

મુખદ્વાર ઇન્દ્રિય તૃપ્ત સહુ,
તરુ તૃપ્તિ જ્યમ જડિપોષ;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણ પૂજે,
પામે સહુ સંતોષ.

| | |
|---|---|
| ભોજન અંગલેપ્યું કોઇને ન પોષે. | |
| ,, ૮ ભગવાન્ ભક્તના દોષને પણ ગુણ તરીકે માને છે એ ભાવાર્થ જણાવ્યો છે અને પ્રભુ કોડીને સાટે રત્ન આપે છે. | પદ ૧૮ : ૧–૨ તથા ૫૫–૩ આમાં પણ કોડી અને રત્નનું દષ્ટાન્ત છે |
| આમાં કોડી અને રત્નના દૃષ્ટાન્તથી સિદ્ધાન્ત સમજાવે છે | |
| ,, ૯ ભગવાન સિવાય કોઇ પણ જીવનું કલ્યાણ કરી શકતું નથી એ સિદ્ધાન્તને વેળુને પીલવાની કલ્પનાથી સિદ્ધ કરે છે. | પદ ૬૮–૮ આમાં પણ વેળુને પીલવાની કલ્પના છે |
| ,, ૧૧ નવધાભક્તિના પ્રકાર | પદ ૫૮ : ૩–૪ માં નવધાભક્તિના પ્રકાર |
| ,, ૧૨ નવધાભક્તિ કરનારનાં નામ | પદ ૫૪–૫ નવધાભક્તિ કરનારનાં નામ |
| ,, ૧૩ શ્રવણભક્તિનો મહિમા | પદ ૫૬–૬માં શ્રવણભક્તિનો મહિમા શરદ્ ઋતુનો દાખલો બન્નેમાં છે |
| ,, ૧૪ કીર્તનભક્તિ | પદ ૬૦ : ૩–૪ કીર્તનભક્તિ |

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ૮૨ | સર્વ જગત્ પ્રભુને અધીન છે | ,, | ૯૭-૩ |
| , | ૮૫ | મૂર્તિમાં પત્થર બુદ્ધિની સામ્યતા | ,, | ૨૦-૬ |
| ,, | ૮૬ | ભગવદ્ ભક્તિ રહિત વિદ્યાનું નિષ્ફલત્વ | ,, | ૬૮-૭ |
| ,, | ૮૮ | ભક્તિ વગરના વૈભવની નિઃસારતા | ,, | ૬૯-૧ |

આ આપેલા ઉલ્લેખોમાં સરખો જ વિચાર છે. માત્ર 'ભક્તિ-પોષણ'માં તે ચંદ્રાવળા છંદમાં ઉતાર્યા છે, જ્યારે 'રસિકવલ્લભ'માં તે બબ્બે ચરણની તૂકમાં મૂક્યા છે.

આ સિવાય 'બ્રાહ્મણ ભક્તવિવાદ'માં પણ આ ગ્રંથની કેટલીક લીટીઓ આવે છે. ખાસ કરીને રસિકવલ્લભનાં પદ ૫૧ અને ૫૨ને બ્રાહ્મણભક્તવિવાદ નામના ગ્રંથ સાથે સરખાવવાં ( જુઓ દયારામ-કાવ્ય મણિમાળા ભા. ૨માં બ્રાહ્મણભક્તવિવાદ ). આ સિવાય બીજા વિચારો ફૂટકળ કાવ્યમાં આપ્યા છે; જેમકે પદ ૮૭-૫ થી પદ ૮૮ સુધીમાં સ્વામિનીજી અને શ્રીકૃષ્ણના સ્વરૂપનો જે વિચાર કર્યો છે તે નીચેના પદમાં વર્ણવે છેઃ

શ્રીમદ્ રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો,
દેવા ભક્તને સુખ યુગલ વપુ વિવેક છે જો. ૧

આદિ એક રૂપ બ્રહ્મ શ્રુતિ ગાય છે જો,
તે એ બે મળીને એક કહેવાય જો. ૨

× × ×

ત્વચા સદયનો જેમ એક ભાસમાન છે જો,
અંતરમાં સમાન દિદલ વિદ્યમાન છે જો. ૫

× × ×

ચીજી સાગર ને લહરી ભાનુનંદિની જો,
ઇન્દુ અસખેલો અસખેલી ચાર ચંદ્રિની જો. ૭

વિદ્યુલ વહ્નિ ને કીર્તિકન્યા જ્વાલિકા જો,
સૂરજ શ્રીવ્રજેશ કાન્તિ રાધા બાલિકા જો. ૮

× × ×

કૃષ્ણ આત્મા રાધા, રાધાકૃષ્ણનો સહી જો;
એમાં અધિક ન્યૂન કોઇ કહેવાએ નહિ જો.

(આ વિચારોની કવિએ જે અન્ય પદોમાં પુનરુક્તિ કરી છે તેના ઉલ્લેખો ટિપ્પણ વિભાગમાં આપ્યા છે.) આવી રીતે કવિના અનેક પદોમાં આ રસિકવલ્લભ ગ્રંથના વિચારોની હોય પુનરાવૃત્તિ થાય છે. ફક્ત દયારામ જ નહિ, પણ નરસિંહ, મીરાં, ભાલણ, અખો, ધીરો વગેરે જેટલા જેટલા ભક્તકવિઓ થઇ ગયા છે તે બધાનાં લખાણોમાં પુનરુક્તિ વારંવાર આવે છે. આ પુનરુક્તિ એ દોષરૂપ નથી. તેમનામાં વિચારની વિવિધતાનો અભાવ હોવાનું મુખ્ય કારણ તો એ છે કે એ કવિઓ કાવ્યરચના સમયે એ ભૂલી જતા નથી કે તેઓ પ્રથમ ભક્ત અને પછી કવિ છે. કવિતા તો તેમના અંતરના ઉદ્ગાર પ્રકટ કરવાનું તથા અન્યને તે વાણી ઝીલાવવાનું સાધન માત્ર હોય છે. જ્યારે તેઓ કવિતામાં પોતાના હૃદયના ઉદ્ગારો ઠાલવતા ત્યારે તેઓ કવિ છે એમ તેઓ માનતા નહિ. તેઓ તો એટલું જ જાણતા હતા કે અમે ભગવાનના ભક્તો છીએ, અને ભગવાનના ગુણગાન ગાવા એ જ અમારું કર્તવ્ય છે, અને અમને જે કવિતા પ્રાપ્ત થઈ છે તે પ્રભુનાં ગુણગાન ગાવાને જ અને બીજાઓ તે ગાય તેટલા માટે છે. આથી તેઓ જે જે પદો કે કવિતા રચતા તેમાં એકની એક જ વાત સીધી કે આડકતરી રીતે આવતી. આથી 'રસિકવલ્લભ'માં ચર્ચેલા વિષયો દયારામની અન્ય કૃતિઓમાં આવે તો તેથી કવિની કાવ્યશક્તિ સદોષ બનતી નથી.

### 'રસિકવલ્લભ'ના ટીકાકારો

'રસિકવલ્લભ' ગ્રન્થ પ્રથમ પંડિત ગટ્ટૂલાલજીએ તેમના આર્યસમુદાય માસિકમાં પ્રકટ કર્યો હતો. ત્યાર પછી પ્રાચીન કાવ્યમાળા ભા. ૨ માં સ્વ. રાજ્યરત્ન હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળાના

પ્રયાસથી તે પ્રકટ કરવામાં આવ્યો હતો તે પછી શાસ્ત્રી વસંતરામે તેના ઉપર નોંધ સહિત દયારામ કાવ્યમણિમાળા ભા. ૨ માં પ્રસિદ્ધ કર્યો છે. પંડિત ગટ્ટુલાલજીની પ્રતમાં કોક કોક સ્થળે ટીકા છે, તેમ પ્રાચીન કાવ્યમાળામાં અને શાસ્ત્રી વસંતરામની પ્રતોમાં કંઇક વિસ્તારથી ટીકાઓ છે. પ્રાચીન કાવ્યમાળાની ટીકામાં કેટલેક સ્થળે જૂદા પાઠો જોવામાં આવે છે. અને કોક કોક સ્થળે અર્થમાં ફેરફાર છે. 'રસિકવલ્લભ'ને વિશદ બનાવવાનો ટીકાકારનો પ્રયાસ અભિનંદનીય છે છતાં તેમાં રહી ગયેલી કેટલીક ઉણપો તરફ પણ ધ્યાન અહિંઆં ખેંચવાની જરૂર છે. ગ્રંથની પ્રસ્તાવનામાં 'ગ્રંથવિવેચન' વિભાગમાં રસિકવલ્લભ ગ્રંથનો પરિચય ટીકાકારે આપ્યો છે. ત્યાં શરૂઆતમાં ટીકાકાર 'રસિકવલ્લભ ગ્રંથ' એ ઉત્તમ કોટિનો છે તેમ કબૂલ કરે છે. તોપણ તે કાવ્ય કહેવાય કે નહિ એ પ્રશ્નનો નિર્ણય પોતે આપતા નથી. તેઓ કહે છે 'જોકે છંદોબદ્ધ વાણી છે અને તે કવિના મુખની છે તેથી તેમાં સ્વાભાવિક મધુરતા, ક્વચિત્ શબ્દ અને અર્થના અલંકાર દેવવિષય રતિભાવનું વર્ણન, નગરાદિનું વર્ણન, ગુરુનો મહિમા, શિષ્યનો વિનય ઇત્યાદિ તે દૃષ્ટિએ આવશે જ; તથાપિ એને કાવ્યવર્ગમાં મૂકવો કે કેમ એ વિચારની વાત છે.' આ પ્રમાણે કથન કરીને તે 'રસિકવલ્લભ'ને કાવ્યકોટિમાં મૂકતા હોય એમ જણાતું નથી. અને શા માટે ? કારણ કે તેનો મુખ્ય વિષય તત્ત્વજ્ઞાન છે. જો કે તેમાં રસિકતા મધુરતા વગેરે ગુણો છે છતાં તેમાં તત્ત્વજ્ઞાનના વિષયને ચર્ચ્યો છે માટે તે કાવ્યકોટિમાં આવી શકે નહિ એમ તેમનું માનવું હોય એમ જણાશે. આ મત **वाक्यं रसात्मकं काव्यं** એ 'કાવ્ય'ના લક્ષણના આધારે ઘડાયો છે, અર્થાત્ વાક્ય એટલે રસવાળું વાક્ય. જે સાહિત્ય વિષયક લખાણમાં રસ હોય તે જ કાવ્યસંજ્ઞાને પાત્ર છે, અને જેમાં રસ ન હોય તે કાવ્ય કહી શકાય નહિ. કવિનાં અન્ય લખાણો, ગરબીઓ, પદો વગેરેમાં જ્યાં જ્યાં રસ છે ત્યાં તે કાવ્ય નામને પાત્ર છે, પણ 'રસિકવલ્લભ'માં કોઇ પણ મુખ્ય રસ

નથી માટે તે કાવ્ય કહી શકાય નહિ. જો આ દલીલને આપણે સ્વીકારીએ તો કાવ્યની અંદર જ્ઞાનની ચર્ચા જ આવી ન શકે ! તો પછી અખે-ગીતા લખનાર અખો, અગર જ્ઞાનની ચર્ચા કરનાર ધીરો વગેરે, તેમજ 'એસે ઓન મેન', 'એસે ઓન ક્રીટીસીઝમ' વગેરે લખનાર પોપ પણ કવિ ન જ કહેવાય ! કાવ્ય એટલે રસવાળું વાક્ય એટલું જ જો લક્ષણ આપણે સ્વીકારીશું તો પછી ઘણીએ કવિતાને આપણે કાવ્યની કોટિમાંથી બાતલ કરવી પડશે. રસિકવલ્લભમાં ટીકાકાર માગે છે તેવો રસ નહિ હોય છતાં શાન્ત રસ તો છે. આખા કાવ્યનું તાત્પર્ય જીવને પોતાનું જ્ઞાન કેમ થાય અને સંસારની માયામાંથી બચવાને માટે તેણે શું કરવું તે જણાવવામાં છે. અર્થાત્ સંસારમાંથી ચિત્તને ખેંચીને પ્રભુમાં વાળીને વૈરાગ્ય ઉત્પન્ન કરવાનો તેમાં ઉપદેશ છે. માટે 'શાન્ત રસ'ની આ કવિતા છે એમ આપણે કહી શકીએ. જો 'અખેગીતા' કાવ્ય નામને લાયક હોય તો 'રસિકવલ્લભ' પણ કાવ્ય છે એમાં કોઇ પણ શંકા લેવા જેવું નથી.

આ પછી પ્રસ્તાવનામાં ટીકાકારે એક ઘણી જ અગત્યની ભૂલ કરી છે કે જેનો બચાવ જ નથી. આ ગ્રંથ શુદ્ધાદ્વૈત મતનો છે. શુદ્ધાદ્વૈત એટલે શુદ્ધ અદ્વૈત. અદ્વૈત મતમાં કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત શુદ્ધાદ્વૈત અને અવિભાગાદ્વૈત એવી શાખાઓ છે. એ શાખાઓમાં શુદ્ધાદ્વૈત પણ એક શાખા છે છતાં ટીકાકાર 'શુદ્ધાદ્વૈત'ને અદ્વૈતમાં ગણતા નથી પણ દ્વૈતમાં લે છે. તે કહે છે, 'વેદાંત જેવા વાદના ગહન વિષયનું ખંડન કરી શુદ્ધાદ્વૈત નામથી ઓળખાતા દ્વૈત માર્ગનું આવા નાના ગ્રંથમાં સ્થાપન થાય અને તેમાંથી કોઇ પ્રશ્નો ન ઉદ્ભવી શકે એ ન માનવા જેવી વાત છે, પણ શ્રી વલ્લભાચાર્યે તેવા ગ્રંથો લખ્યા છે તેના આધારથી કે પછી કવિની સ્વતઃ કલ્પનાથી.' આ વાક્યમાં તે 'શુદ્ધાદ્વૈત' શબ્દને દ્વૈત સાથે જોડે છે તે એક ગંભીર ભૂલ છે. જો ટીકાકાર એટલું સમજ્યા હોત કે દયારામ એ પુષ્ટિમાર્ગના આચાર્ય વલ્લભાચાર્ય કે જેમણે અણુભાષ્ય, તત્ત્વદીપનિબંધ પત્રાવલંબન વગેરે ગ્રંથો રચીને સ્પષ્ટ શબ્દોમાં શુદ્ધ અદ્વૈત મત સમજાવ્યો છે, તેમના

અનુયાયી છે તો આ મતને દ્વૈત ગણવાની ભૂલ કરત નહિ. શરૂઆતમાં જ્યાં કવિ નીચે પ્રમાણે લખે છે—

આ ગ્રંથ રચના કરૂં છું, ગુરુ શિષ્ય સંવાદે કરી;
જેમાં ખંડન માયાવાદ શુદ્ધાદ્વૈત પ્રતિપાદન ભરી.

ત્યાં ટીકાકાર 'શુદ્ધાદ્વૈત' શબ્દને તોડીનાખીને શુદ્ધા+દ્વૈત એવી રીતે સમજાવે છે અને પછી ટીકામાં તે ગ્રંથની રચના શુદ્ધદ્વૈત મતના પ્રતિપાદનથી ભરેલી છે એમ લખે છે. આ બધું શુદ્ધાદ્વૈતની અજ્ઞાનતાનું પરિણામ છે. આ ગ્રંથ દ્વૈતનો નથી પણ અદ્વૈતનો છે, તે ખાસ વાચકોએ સમજી લેવું. જો તેમ ન હોય તો 'શુદ્ધાદ્વૈત' નામ રાખવાનું શું પ્રયોજન? જો દ્વૈત હોય તો 'શુદ્ધાદ્વૈત'ના નામથી તે મત ઓળખાય. વળી શુદ્ધાદ્વૈત સંપ્રદાયના જેટલા જેટલા ગ્રન્થો બહાર પડયા છે તે તમામમાં શુદ્ધાદ્વૈત એટલે અદ્વૈત જ છે એમ જણાવ્યું છે. માટે ટીકાકારનું આ શબ્દ ઉપરનું વિવેચન ભૂલ ભરેલું છે.

વળી ઇશ્વરભક્તિ કયા પુરુષોને માટે શ્રેયસ્કર છે એ પ્રશ્ન ઉપરવિવેચન કરતાં ટીકાકાર કહે છે કે 'જેઓની બુદ્ધિ તત્ત્વજ્ઞાનમાં પ્રવેશ કરી શકતી નથી, અથવા પ્રવેશ કરી શકે છે તો તેમાંથી કોઇ એક દૃઢ નિર્ણય ઉપર આવતી નથી, અથવા આવે છે તો તે પ્રમાણે પોતાનું વર્તન રાખી આત્મહિત કરી શકતી નથી' તેવાઓને માટે જ ભક્તિ છે. આ દલીલ પણ રમુજ આપે તેવી છે. શું ઇશ્વરભક્તિ તત્ત્વજ્ઞાનીઓ માટે નથી? જો તેમ હોય તો પ્રાચીન કાળના બ્રહ્મર્ષિઓ અને મહર્ષિઓ જેઓ તત્ત્વજ્ઞાનીઓ હતા છતાં શા માટે ઇશ્વરભક્તિ કરતા હતા! શંકરાચાર્યે પણ '**भज गोविंदं**' એમ શા માટે કહ્યું? ઇશ્વરભક્તિ તો બધાંઓને માટે છે. જ્ઞાની હો કે અજ્ઞાની, પાપી કે પુણ્યશાળી, ગમે તે સ્થિતિના અને દશાના જીવ માટે ઇશ્વરભક્તિ છે અને તે સિદ્ધાંતને દયારામે 'રસિકવલ્લભ'માં પુરાણ, શ્રુતિ તથા સ્મૃતિનાં વાક્યના આધારથી સમજાવ્યો છે. આ બાબત જો લક્ષમાં લીધી હોત તો ઉપર પ્રમાણેનું કથન ટીકાકાર ન

કરત. 'રસિકવલ્લભ'નો સાર આપતી વખતે પદ ૧૦૫-૧૦૬ વિષે બોલતાં ટીકાકાર લખે છે કે દયારામના વિષે કોઇ દોષારોપ તે વખતે કરતા હશે તેથી તેમનું સમાધાન કરવાને અથવા બીજાઓના કહેવાથી પોતાના મિત્રોની પોતાને વિષે દુર્બુધ્ધિ ન થાય એવા હેતુથી પદ ૧૦૬ હામાં 'હરિકૃત દોષ' એવો દોષનો વિભાગ પાડી દોષારોપથી બચવાનો યત્ન કર્યો જણાય છે. આ દલીલ હસનીય છે. દયારામે પદ ૧૦૫ માં વૈષ્ણવોનાં લક્ષણ સમજાવતાં એમ કહ્યું કે વૈષ્ણવોએ બીજાઓના દોષો જોવા નહિ તેમ વૈષ્ણવોમાં દોષો હોય તો તે પણ આપણે જોવા નહિ, એમ કહ્યું માટે શું દયારામે પોતાના દોષથી બચવાને એમ લખ્યું છે એવું અનુમાન શક્ય છે? વૈષ્ણવોનાં સામાન્ય લક્ષણનું ત્યાં પ્રકરણ છે અને તે પ્રસંગે વ્યવહારમાં વૈષ્ણવોએ કેમ વર્તવું એ વિષય પોતે વર્ણવે છે, અને કોઇ પણ મનુષ્યના દોષ જોવા નહિ પણ આપણે ગુણગ્રાહક જ હમેશાં થવું એમ કહે છે. એથી ઉપરનું અનુમાન દોરવું એ વાજબી નથી. આથી આપણે કવિને મોટો અન્યાય કરીએ છીએ.

રસિકવલ્લભ ગ્રંથના પાઠમાં તેમજ ટીકામાં પણ કેટલીક ત્રુટિઓ રહી ગઇ છે. પદ ૨૫ની ટૂક ૪ માં 'પંચ પિરિયા' શબ્દને સ્થાને 'પંચ પરિઆ' પાઠ લીધો છે. પદ ૩૪ની ત્રીજી ટૂકમાં 'ચોયુગ' શબ્દનો અર્થ '૬' સંખ્યા કરે છે. અને તેનો અન્વય 'ખ્યાતિ' સાથે લીધો છે. ખરી રીતે 'ચો યુગ' એટલે ચારે યુગમાં એવો અર્થ છે અને ત્યાં ખ્યાતિ એટલે પ્રસિદ્ધિ અર્થ છે. વેદાંતના પારિભાષિક અર્થમાં તે શબ્દ યોજાયો નથી પદ ૩૯ ની ટૂક ૭-૮ માં કવિ માયાવાદ અને શૂન્યવાદનો ઘોટાળો કરે છે એમ જણાવે છે પણ ખરી રીતે તેમ નથી. કવિ ત્યાં એમ જણાવવા માગે છે કે માયાવાદીની દલીલ શૂન્યવાદીના જેવી છે અને તેથી માયાવાદ છેવટે શૂન્યવાદ જેવો છે. પદ ૫૩ ની કડી ૪ થી નો અર્થ ટીકાકારે વિચિત્ર કર્યો છે.× તેનો ખરો અર્થ પંડિત ગટ્ટુલાલજીની ટીકા પ્રમાણે અત્રે ટિપ્પણમાં આપેલો છે. પદ ૫૬ ની

× જુઓ પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૨. પૃ. ૭૩

ટૂંક ૫ માં પ્રધાન શબ્દ 'માયા' અગર પ્રકૃતિના અર્થમાં છે - છતાં તેને મુખ્યના અર્થમાં લીધો છે. પદ ૫૭ની ટૂંક ૨ માં 'પ્રેમલક્ષણા' ભક્તિની શી જરૂર એ વિષેનો પ્રશ્ન પોતે ટીકામાં ઉપસ્થિત કરે છે, પણ તેનું સમાધાન કરવામાં પોતે નિષ્ફળ થાય છે. આપેલું સમાધાન ક્લિષ્ટ છે. પદ ૬૪ની ટૂંક ૭માં માનસી સેવાનો શબ્દ સમજાવતાં 'પ્રતિમાદિ વગરની' સેવા એવા ભાવાર્થનું લખે છે તે ખોટું છે. પદ ૬૪ની+ ટૂંક ૧માં 'ત્ર્યમ ત્રપગગા' એ શબ્દોનો અર્થ સ્વર્ગની, આકાશની અને પૃથ્વી ઉપરની ગંગા એવી રીતે ટીકાકાર સમજાવે છે. આ અર્થ ઢંગધડા વગરનો છે. શ્રીવલ્લભાચાર્યના સિધ્ધાન્તમુક્તાવલિ ગ્રન્થને આધારે આ કડી રચાયલી છે તેમાં ગંગાનાં ત્રણ રૂપોની માફક ભગવાનનાં પણ ત્રણ રૂપો કહ્યાં છે, અને તે ત્રણ રૂપો તે આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક છે. ટીકાકારે આ સમજ્યા વગર આમાં ગોટાળો કર્યો છે. પદ ૮૧માં ૩–૪ એ બે ટૂંકો પ્રાચીન કાવ્યમાળામાં છોડી દીધી છે. પદ ૮૨ની ટૂંક ૫માં 'આદિ વૃંદાવન' શબ્દ છે તેનો અર્થ ટીકાકાર 'જેની પહેલાં કોઈ તુલસીનું વન થયું નથી એવું વન' એમ કહે છે. આ અર્થ પુરાણોથી વિરુધ્ધ છે. તેજ પદની ટૂંક ૭માં 'વ્યાપિ વૈકુંઠ' શબ્દમાંથી 'વ્યાપીને' છૂટો પાડીને વૈકુંઠને 'વેષ્ટિત' સાથે જોડે છે. પણ આથી અર્થનો સંબંધ બેસતોજ નથી. પદ ૮૮ની પ્રથમ ટૂંકમાં 'સત્વ ચરણો' એ શબ્દો છે તેને બદલે 'સત્વ ચણો' એમ પાઠ લેઇને અર્થ કર્યો છે તેમાં અર્થની વિચિત્ર કલ્પના જણાઈ આવે છે. પદ ૮૮ની બીજી ટૂંકમાં રાધાકૃષ્ણ વિષેના કવિના અનુભવને અનુમાન કહે છે, એથી કવિને અન્યાય થયો છે. પદ ૮૯ની ટૂંક ૧માં 'તુર્યપ્રિય' શબ્દમાં તુર્યનો અર્થ ચોથો થાય છે તેને બદલે ચાર અર્થ કરી 'સુદામા' સિદામો, અર્જુન અને ઉધ્ધવ એ ચાર હરિના પ્રિયસખા છે એમ કહે છે. આ અર્થ તદ્દન ખોટો છે. કારણ કે એ કડીમાં શ્રીયમુનાજીના સ્વરૂપનું વર્ણન કવિ કરે છે, તો તેમાં ચાર સખાઓનો અર્થ શી રીતે બધ

+ જુઓ પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૨ પૃ. ૯૦

બેસે? પદ ૯૩ની ૫મી કડીમાં મધ્વ અને નિંબાર્કના મતનો ઉલ્લેખ છે તેમાં મધ્વનો 'દ્વૈત' અને નિંબાર્કનો દ્વૈતાદ્વૈત જોઇએ તેને બદલે તેમણે મધ્વનો 'દ્વૈતાદ્વૈત' અને નિબાર્કનો 'દ્વૈત' મૂળ પાઠમાં જણાવ્યો છે. પદ ૯૬ની કડી પાંચમાં ' સુખ સમજુ લહે ' એવો પાઠ છે તેને બદલે ' રૂખ સમજુ લહે ' એવો પાઠ લીધો છે અને રૂખનો અર્થ ખુચ અથવા મર્મ કર્યો છે તે પણ બરાબર નથી. પદ ૧-૪ની ૬ઠ્ઠી કડીમાં બ્રહ્મમાં મળેલા જે પાછા નીકળ્યા તેના દૃષ્ટાંત તરીકે ગોપીઓનું દૃષ્ટાંત આપવું જોઇએ તેને બદલે સૌભરિનું દૃષ્ટાંત ટીકાકાર આપે છે તે શ્રીમદ્ ભાગવતની સાથે બંધ બેસતું નથી. આ પ્રમાણે પ્રાચીન કાવ્યમાળાવાળા ગ્રંથની ટીકામાં ભૂલો રહી ગઈ છે.

પ્રાચીન કાવ્યમાળાની ટીકા પછી રસિકવલ્લભ ઉપરનુ બીજુ વિવેચન અગર ભાષ્ય તે સ્વ૦ ગોવર્ધનરામભાઇનો અક્ષરદેહ છે. ' અક્ષરદેહ ' એ ગોવર્ધનરામભાઈની દયારામભાઇના કાવ્યોની સુંદર સમાલોચના છે, આમાં ' રસિકવલ્લભ 'ના ઉલ્લેખો ઘણા આવે છે. ગોવર્ધનરામભાઇએ આ ગ્રંથ એટલી સરસ રીતે અને વિદ્વત્તાપૂર્ણ લખેલો છે કે તે ગ્રંથના પ્રકાશનથી સાક્ષરવર્ગમાં દયારામભાઈ વિષે ઉંચો મત બંધાવા લાગ્યો છે, એટલુંજ નહિ પણ કેટલાક તો ખરેખર દયારામની કવિતાના ભક્ત બની ગયા છે. આમ છતાં અમારે કહેવું જોઇએ કે ગોવર્ધનરામભાઇએ ' અક્ષરદેહ ' શબ્દ પોતાના પુસ્તકના વિષય તરીકે રાખવાથી વાંચકો એવી ભૂલમાં પડી જાય છે કે દયારામભાઇનો અક્ષરદેહ (કાવ્યો) ગોવર્ધનરામભાઈ કહે છે તે પ્રમાણે ભલે સુંદર અને ઉંચા પ્રકારનો હોય તો પણ તેમનો સ્થૂલ દેહ તો કલંકિત હતો. આ પ્રશ્નનું નિરાકરણ ગોવર્ધનરામે કર્યું ન [illegible] નહિ પણ પોતે પણ એમજ માનતા જણાય છે કે દયારામ [illegible] થૂલ દેહ દોષયુક્ત હશે. ગોવર્ધનરામભાઇની આ શોધ આપણને [illegible] લીન કરે છે. કારણકે તેમણે દયારામભાઈના સ્થૂલ દેહ [illegible] સાથે જો ટ [illegible]

નિર્ણય આપ્યો હોત તો અમે જરૂરથી કહી શકીએ છીએ કે તેમના લખાણમાં જે ગંભીર ત્રુટિ રહી ગઈ છે તે રહી જાત નહિ.

હવે તેમણે દયારામભાઇનાં કાવ્યોનો અર્થ સમજાવવાને પ્રયત્ન કેવી રીતે કર્યો છે તે ટુંકમાં જોઇએ દયારામ પુષ્ટિમાર્ગના ભક્ત હતા અને પુષ્ટિમાર્ગીય એટલે ભક્તિમાર્ગીય; છતાં દયારામભાઇની કવિતામાં આવેલાં પ્રેમની પરિભાષાને ગોવર્ધનરામભાઇ યોગની દૃષ્ટિથી સમજાવે છે. જે અર્થમાં 'યોગ' શબ્દ ભાષામાં રૂઢ થયો છે તે રીતે દયારામભાઇએ કદી પણ યોગનો ઉપદેશ આપ્યો જ નથી, તેમ પોતે તેને આચારમાં મૂક્યો નથી. વળી 'પ્રેમરસ ગીતા'માં તેમણે યોગ કરતાં ભક્તિને જ અધિકતર રીતે સ્પષ્ટ કહી છે. આમ છતાં દયારામભાઇનાં કાવ્યોમાં રહેલી પ્રેમભક્તિને 'સમાધિ' ભાષામાં સમજાવવું તે યુક્ત નથી.

આ ઉપરાંત દયારામભાઇના ધર્મસિધ્ધાંત સમજાવવામાં પણ કેટલેક સ્થળે ગોવર્ધનરામભાઇએ ગુલાંટ ખાધી છે.* જેમકે પદ ૮૧ની ટુક ૬માં

સદ્‌રૂપ સમજ વિરાટ અક્ષરબ્રહ્મ ચિદ્ કહે છંદ;<br>
છે નારાયણ આનંદમય શ્રી કૃષ્ણ પરમાનંદ.

લીટીઓ આવે છે. આમાં કવિ એમ કહે છે કે પરમાત્માના સત્, ચિત અને આનંદ એ ધર્મો છે. તેમાં સત્તારૂપે અચિત કહેતાં જગત છે, ચિદ્ રૂપે જીવો. અહિઆં તેને અક્ષરબ્રહ્મ કહેલ છે અને નારાયણ તે આનંદ-ધર્મ છે. આ નારાયણ કરતા શ્રીકૃષ્ણ અધિક છે કારણ કે નારાયણ તે ધર્મ અને શ્રીકૃષ્ણ એ ધર્મી છે. નારાયણનો આનંદ ગણિત પણ શ્રીકૃષ્ણનો અગણિત છે. રસિકવલ્લભના પદ ૩૩માં આ સિધ્ધાંત કવિએ સમજાવ્યો છે. આમ છતાં ગોવર્ધનરામભાઇ લખે છે, 'વિરાટ અથવા વિશ્વરૂપ તે સદ્, અક્ષરબ્રહ્મ તે ચિદ્ અને નારાયણ અને કૃષ્ણ તે ઉભય આનંદ.' આ અર્થ શુધ્ધાદ્વૈતના સિધ્ધાંતથી વિરુધ્ધ છે.

---

* જુઓ તા ૨૬ સપ્ટેમ્બર ૧૯૨૯નો ગુજરાતીનો અંક

અક્ષરદેહના પૃ: ૨૨ના ખંડ ૨૭ માં ગોવર્ધનરામભાઇ લખે છે, શ્રી સ્વરૂપ એટલે અક્ષરબ્રહ્મ-અથવા મર્યાદા પુરુષોત્તમ જે બ્રાહ્મીનિકુંજમાં વિહાર કરે છે તે સ્વરૂપ જ નિત્ય કૃષ્ણનું ધામ છે. શ્રીસ્વરૂપનો આમાં જે અર્થ કર્યો છે તે ખોટો છે પૃ. ૩૦-૩૧ માં પદ ૮૯નો જે અર્થ કર્યો છે તે પણ બંધ બેસતો નથી. 'સ્મરશ્રમ વારિરૂપે ઉદ્‌ભવતા નવિન રસપ્રવાહનો આમ સમાસ છે અને તે પ્રવાહ મનુષ્યના સ્વભાવનો ઉધ્ધારક છે.' આ વાક્યથી યમુનાજી માટે વપરાયલું વિશેષણ 'સ્મરશ્રમ-જલ'નો અર્થ 'મનુષ્યના સ્વભાવનો પ્રવાહ' કરે છે તે ખોટો છે. પુષ્ટિ સંપ્રદાયના ગ્રન્થોમાં યમુનાજીને 'મનુષ્યના સ્વભાવના પ્રવાહ તરીકે ઓળખાવવામાં આવતાં નથી. તેમ તુલસી માટે જે ખૂલાસો કર્યો છે જેમકે 'રાધિકાના અંગમાંથી જે સુગંધપ્રવાહ નિરંતર પ્રસર્યા કરે છે તે સુગંધ જ તુળસીનું શુધ્ધ સ્વરૂપ છે' એ પણ બરાબર નથી.

'અક્ષરદેહ'ના પૃ ૧૭ના પેરા ૧૮માં 'અખિલ'નું વર્ણન કરતી વખતે રસિકવલ્લભના પદ ૧૩ની ૧-૨ ટૂંકોનું અવતરણ લે છે અને ત્યાં કહે છે, 'સંપ્રદાયમાં એટલે વલ્લભ સંપ્રદાયમાં વર્ણવેલ અક્ષરબ્રહ્મ અથવા મર્યાદા પુરુષોત્તમ તે પરોક્ષ જ્ઞાનથી પ્રમેય છે અને પુષ્ટિ પુરુષોત્તમ અપરોક્ષાનુભવથી સાધ્ય છે એવું કહેતાં એ બેનો વિવેક સ્પષ્ટતર થાય છે. એ ઉભય મળી માત્ર એક બ્રહ્મનાં બે સ્વરૂપ છે અને એ બેના સરવાળાને દયારામ 'અખિલ' સંજ્ઞાથી ઓળખે છે' આ સિધ્ધાંત જણાવવામાં ગોવર્ધનરામભાઇએ શાંકર વેદાન્તની મુક્તિનો આશ્રય લીધો છે (જુઓ શાસ્ત્રી વસંતરામની તે ઉપરની ટીકા; કાવ્યમણિમાળા ભાગ ૨, પૃ. ૨૧) સંપ્રદાયના સિધ્ધાંત પ્રમાણે અક્ષરબ્રહ્મ એ મર્યાદા પુરુષોત્તમનું ધામ છે. પુષ્ટિ પુરુષોત્તમ તે અક્ષરબ્રહ્મ તથા મર્યાદા પુરુષોત્તમથી જુદા છે. સંપ્રદાયમાં અક્ષરબ્રહ્મ અને મર્યાદા પુરુષોત્તમ એમ નથી પણ જુદા છે. મર્યાદા પુરુષોત્તમનું ધામ-સ્થળ તે અક્ષરબ્રહ્મ. 'અખિલ' શબ્દ દયારામે 'સરવાળા'ના અર્થમાં પ્રયોજ્યો નથી, પણ 'સર્વ સ્વરૂપ' અર્થમાં યોજ્યો છે અને આ સર્વ સ્વરૂપ એ પૂર્ણ

પુરુષોત્તમ છે એમ તે જણાવે છે. ભગવાનના સ્વરૂપના સરવાળા અગર બાદબાકી કવિ કરતા નથી. તેમજ તે પદની ટૂંક ૪ના બે અર્થ આપે છે. તે બન્ને અર્થ પ્રાચીન કાવ્યમાળાની ટીકાના આધારે છે. તેમાં બીજો અર્થ આપતાં ગોવર્ધનરામભાઈ એમ લખે છે કે 'બીજો અર્થ એવો પણ થાય કે ઉક્ત પ્રકારના બ્રહ્મના વામ પદમાં બિંદુરૂપે રાધાકાંત વસે છે.' આ વિવેચન સિધ્ધાંતથી વિરુધ્ધ છે. ખરો, અર્થ તો એવો છે કે ઉપર જણાવેલ બ્રહ્મ રાધાકાંત કહેતાં પુષ્ટિ પુરુષોત્તમના વામ પાદમાં બિન્દુરૂપે રહે છે. પણ આ અર્થને કચડી નાખ્યો છે. તેથી કવિની પંક્તિનો મર્મ નષ્ટ થઇ ગયો છે. પૃષ્ઠ ૨૦ના પેરા ૨૦ અને ૨૧માં સાક્ષરશ્રી રસિકવલ્લભનાં પદ ૪૬ની ૧/૨ તથા પદ ૮૧ની ૬ઠ્ઠી ટૂંકો આપે છે અને પેરા ૨૨માં વિવેચન વિભાગમાં લખે છે કે વર્ગીકરણ શુદ્ધિને માટે કવિને ઝાઝો આદર નથી, અહિંઆં કવિ એક વખત સચ્ચિદાનંદને બ્રહ્મના ગુણ તરીકે કહે છે અને બીજી વખત ગુણી કહે છે. માટે ગોવર્ધનરામભાઇ એમ સમજે છે કે કવિએ ગુણ અને ગુણીનો ભેદ સમજવા ધ્યાન આપ્યું નથી. નહિ તો જેને પોતે એક વખત ગુણ કહે છે તેને બીજી વખતે ગુણી કહેતજ નહિ. આમાં સિધ્ધાંત સમજાયો નથી. શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનમાં ગુણ અને ગુણીની અભેદતા માનેલી છે. આ ગુણ અને ગુણીની અભેદતાને કવિ બરાબર લક્ષ્યમાં રાખીને તે પ્રમાણે વર્ણવે છે. આથી તેમને વર્ગીકરણ શુદ્ધિ માટે ઝાઝો આદર નહોતો એ ટીકા વાજબી નથી.

પૃ. ૨૧ ના પેરેગ્રાફ ૨૧માં શ્રીકૃષ્ણ, વૃંદાવન, યમુના, ગોકુલ વગેરે સ્થૂલ છે છતાં કવિએ તેમનું અલૌકિક ભાવથી વર્ણન કર્યું છે એમ ગોવર્ધનરામભાઇ કહે છે. આ ટીકા પણ સંપ્રદાયની મર્મભાવનાથી વિરુદ્ધ છે. પુષ્ટિ સંપ્રદાયમાં જે કૃષ્ણની સેવા થાય છે અગર ભક્તિ કરવામાં આવે છે તે કૃષ્ણ કોઈ સ્થૂલ દેહધારી નહોતા. પુષ્ટિ–સંપ્રદાયવાળા એવા સ્થૂલ દેહધારીનું ભજન કરતા જ નથી. એ તો આનંદમય, રસાત્મક, પરબ્રહ્મ જેનું તૈત્તિરીયોપનિષદમાં તથા ભાગવતમાં

ઈશ્વરભાવનામાં મહાન્ ફરક છે. પાશ્ચાત્યોના સર્વેશ્વરવાદમાં સમસ્ત જગત્ એ પ્રભુનું સ્વરૂપ છે એટલું જ નહિ પણ જગત્–વિશ્વ અને ઈશ્વરને એકબીજાના પર્યાય માન્યા છે; શુદ્ધાદ્વૈતમાં જગત્ એ બ્રહ્મનો સદંશ છે. જગત્ અને બ્રહ્મ પર્યાય તરીકે નહિ, પણ જગત્ એ અંશ અને બ્રહ્મ એ અંશી છે. બ્રહ્મ એ કારણ અને બ્રહ્મ એ કાર્ય છે. 'સદ્રૂપ સમજ વિરાટ' એ પંક્તિમાં કવિ જણાવે છે કે બ્રહ્મનો સતધર્મ તે જગત્, અને ચિદ્ ધર્મ તે અક્ષર, અને આનંદધર્મ એ અવતારી નારાયણ, અને નિલધર્મી આનંદ તે પરમાનંદ. આમ જગતમાં જ પરબ્રહ્મનું સ્વરૂપ વ્યાપતું નથી. આથી પાશ્ચાત્યોના સર્વેશ્વરવાદની સાથે આનું કોઈ પણ રીતે મળતાપણું નથી.

પૃ. ૨૬ ના ફકરા ૩૨ માં, રસિકવલ્લભના પદ ૩૫ ની ટુક ૬–૮માં કવિએ જગતને બદલે 'સંસાર' શબ્દનો પ્રયોગ કર્યો છે તેથી ગોવર્ધનરામભાઈ એમ અનુમાન કરે છે કે જગત્ અને સંસારનો ભેદ સમજાવવામાં ગોથાં ખાય છે. ઘડીકમાં જગતને સત્ય કહે છે અને અસત્ય કહેનારાઓને 'કાણા વણમતિના' કહે છે, અને સંસારને જ મિથ્યા જણાવે છે પણ પાછા તે સંસારને જગતના જેવું સત્ય માને છે, આ અનુમાન જો કે ગોવર્ધનરામભાઈનું કંઈક અંશે ખરૂં છે તો પણ જણાવવું જોઈએ કે કવિએ 'સંસાર'નો પ્રયોગ જે પદમાં કર્યો છે તે જગતના અર્થમાં જ કર્યો છે, અહંતામમતાત્મક સંસારના અર્થમાં નહિ. શુદ્ધાદ્વૈત સિદ્ધાંતમાં જગત્ એ સત્ય છે, અને સંસાર મિથ્યા છે, કારણ કે જગત્ એ બ્રહ્મના સદ્ધર્મ રૂપ છે અને બ્રહ્મની કૃતિ છે, સંસાર જીવની અવિદ્યાથી ઉત્પન્ન થાય છે તેથી તે જીવકૃતિ છે. જગતનો નાશ થઈ શકતો નથી. તેનું બ્રહ્મની ઈચ્છાથી તિરોધાન થાય છે, સંસારનો અવિદ્યાની નિવૃત્તિથી લય કરી શકાય છે. આ રીતે જગત્ અને સંસાર વચ્ચે ભેદ છે. કવિ આ ભેદને બહુ સંભાળપૂર્વક જણાવે છે. છતાં રસિકવલ્લભના એક પદમાં જગતની જગ્યાએ સંસાર શબ્દનો પ્રયોગ કરી દીધો છે. પણ આજુબાજુની લીટીઓ

જો ધ્યાનપૂર્વક આપણે વાંચીશું તો તે સ્થળે ( પદ ૩૫માં ) સંસાર શબ્દ અહંતામમતાત્મક અવિદ્યાએ સર્જેલી સૃષ્ટિ માટે નહિ પણ પ્રકૃતિ-જગત્ માટે જ વપરાયો છે. તેથી ગોવર્ધનરામભાઇનું તે ફકરામાં કરેલું કથન યુક્ત નથી.

અક્ષરદેહના ૬૬ મા પેરેગ્રાફમાં 'રસિકવલ્લભ' પદ ૫૮-૬ ઉપર ટીકા કરતાં ગોવર્ધનરામભાઈ દયારામભાઈનામાં ક્રમશુદ્ધિનો અભાવ હોવાનું જણાવે છે. ભક્તિના નવ પ્રકાર ગણાવ્યા પછી દશમી પ્રેમલક્ષણા ભક્તિના ભેદો વર્ણવતાં આ ક્રમ દયારામે જાળવ્યો નથી એમ તેઓ કહે છે; કારણ કે આગળ સ્નેહ, પછી આસક્તિ, વ્યસન અને તન્મયતા એવા ભેદોનો ક્રમ કવિ જણાવે છે, પણ ઉક્ત પદમાં તે ક્રમને બદલે 'સ્નેહ' પ્રકારને નહિ જણાવતાં આસક્તિ વ્યસન અને તન્મયતાના ભેદો જણાવે છે. આ વિવેચન તેમણે પ્રાચીન કાવ્યમાળાની ટીકાના આધારે કર્યું છે જે પંક્તિ ઉપર આ ટીકા છે તે પંક્તિ નીચે પ્રમાણે છે—

'પ્રેમસહિત છે દશધા ભક્તિજી, વ્યસન પછી પહેલી આસક્તિજી'

આમાં પ્રેમભક્તિમાં પ્રથમ પ્રેમ ( સ્નેહ ) પછી આસક્તિ અને પછી વ્યસન એમજ કવિએ જણાવ્યું છે. આસક્તિ અને સ્નેહ એ પ્રેમની જૂદી જૂદી અવસ્થાઓ છે. ગોવર્ધનરામભાઈ માને છે તેમ બન્ને એક નથી. દયારામભાઈની દૃષ્ટિએ વર્ગીકરણ સ્પષ્ટ જ છે તેમ પદ ૫૮ નાં 'દગ્રુચિ' શબ્દ વિષે લખે છે કે કામની દશાઓમાં 'ચક્ષુરાગ' એ પ્રથમ, માલતી માધવમાં મળી આવે છે પણ દગ્રુચિ ત્યાં નથી તેમ સાહિત્યના કોઇ ગ્રંથમાં તે શબ્દનો કામની અવસ્થા તરીકે નિર્દેશ નથી. તેમજ પ્રભુનાં દર્શન પછી દગ્રુચિ હોઇ શકે. આથી તે પ્રકાર તન્મયતા પછી હોવો જોઇએ. કારણ કે ત્યાર પછી પ્રભુનાં દર્શન ભક્તને થાય છે. પણ ગોવર્ધનરામભાઇએ જાણવું જોઇતું હતું કે દયારામ એ પ્રેમની અવસ્થાનું નિરૂપણ કરવામાં ક્રમ માટેનાં નામો સાહિત્યના ગ્રંથોમાંથી લીધાં નથી, કારણ કે તેઓ લૌકિક કામના

વિષયની અવસ્થાઓ વર્ણવતા નહોતા; તેમણે તો તે અવસ્થાઓ શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના ફલપ્રકરણમાંથી તારવી છે. ત્યાં વ્રજાંગનાઓની કૃષ્ણ સાથેની પ્રીતિનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં વ્રજાંગનાઓને પ્રભુનાં પ્રથમ દર્શન થાય છે અર્થાત્ એકબીજાની દૃષ્ટિ મળે છે ત્યારપછીથી જ તેમનામાં પ્રભુ માટેનો પ્રેમ થાય છે અને તે પ્રેમ પછી ઉત્તરોત્તર વિકસે છે. આથી ' દૃગ્રુચિ ' એ પ્રકાર ત્યાં છે તે બરાબર છે. એ જ ક્રમને વળગી રહીને દયારામભાઈ ભક્તના પ્રભુ માટેની પ્રેમભક્તિની અવસ્થાઓ ગણાવે છે. અહિંઆં પ્રભુનાં પ્રત્યક્ષ દર્શનને બદલે પ્રભુનાં ચિત્રસ્વરૂપની સાથે દૃષ્ટિ મળતાં ભક્તને પ્રભુ માટે પ્રેમ ઉત્પન્ન થાય અને સાક્ષાત્ પ્રભુનાં દર્શન માટે તેના હૃદયમાં કેટલી બધી ઉત્કણ્ઠા અને તે કેવી રીતે પ્રકટે છે તે ક્રમ પ્રમાણે જણાવે છે આથી ગોવર્ધનરામભાઈ કહે છે તે પ્રમાણે ' દૃગ્રુચિ ' ને તન્મયતા પછી મૂકવાની જરૂર નથી, પણ દયારામભાઈ જણાવે છે તેમ પ્રથમાવસ્થામાં તેને લેવી જોઇએ. વળી પ્રેમભક્તિ અને વેદાન્તીઓની પરા દશાને ગોવર્ધનરામભાઇ એક કહે છે તે પણ બરાબર નથી.

ઉપર પ્રમાણે કેટલીક ત્રુટિઓ ગોવર્ધનરામભાઇના 'અક્ષરદેહ'માં રહી ગઇ છે. આ ઉપરાત બીજી ઘણી નાની ભૂલો રહી છે, પણ તે વિષેની સમાલોચના કરવાનું અત્ર પ્રાપ્ત થતું નથી. આ વિષેની સમાલોચના પંડિત સવિતાનારાયણે પ્રથમ કરેલી છે તેમ અમારા તરફથી પ્રસિદ્ધ થયેલ દયારામભાઇના 'આન્તરજીવન' નામના પુસ્તકમાં સ્વ૦ મુળચંદ તેલીવાળાએ કરેલી છે; વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ ત્યાંથી જોઇ લેવું. ગ્રંથના ટિપ્પણ વિભાગમાં અણુભાષ્યાદિ ગ્રંથમાંથી કવિના વિચારોનું સામ્ય દર્શાવવાને કેટલાંક અવતરણો આપવાની ઇચ્છા હતી, પણ સ્થળસંકોચને લીધે તેમ કરી શકાયું નથી. તો પણ જરૂર જણાતાં પુરાણનાં વાક્યો તથા કવિના અન્ય ગ્રંથના ઉતારા આપવામાં આવ્યા છે. આશા છે કે આ ગ્રંથ રસિક અભ્યાસીને ઉપયુક્ત થશે.

સ મા પ્ત

श्रीकृष्णायनमः

श्रीगोपीजनवल्लभाय नमः

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः

# શ્રીદયારામકૃત રસિકવલ્લભ

## મંગલાચરણ

### પદ ૧ લું.–રાગ સામેરી.

પ્રથમ જ પ્રણમું શ્રીગુરુપાયજી, વ્હાલે વંદું શ્રીવ્રજરાયજી;
આઠ સખા વંદું હરિરૂપજી, રસિકશિરોમણિ કવિકુલભૂપજી ૧
મુજને જાણી સહુ નિજ દાસજી મુજ હૃદયામાં પૂરો વાસજી;
મુજને ભાસે નિજ પ્રભુ પથજી, રચુ "રસિક વલ્લભ" શુભ ગ્રંથજી. ૨

ઢાળ.

આ ગ્રંથરચના કરું છું, ગુરુશિષ્યસંવાદે કરી;
જેમાં ખંડન માયાવાદ શુદ્ધાદ્વૈત પ્રતિપાદન ભરી ૩

---

क પુસ્તકમાં 'શ્રીગુરુપાયેજી' છે અને પછીનું ચરણ 'વાહાલેં વંદું શ્રીવ્રજરાયેંજી' છે.

૩. પ્રા૦ કા૦ મા૦ ભાગ ૧ ગ્રંથ બીજામાં 'શુદ્ધાદ્વૈત' શબ્દને બદલે 'શુદ્ધા દ્વૈત' એવો પાઠ લીધો છે; પણ તે તદ્દન ખોટો છે. કવિ દયારામ 'શુદ્ધાદ્વૈત' તત્વજ્ઞાનને માનતા હતા અર્થાત્ આ ગ્રંથમાં તે શુદ્ધ અદ્વૈતનું જ પ્રતિપાદન કરે છે, દ્વૈતનું નહિ.

પુષ્ટિમાર્ગના સ્થાપક શ્રીવલ્લભાચાર્યે આ શુદ્ધાદ્વૈત તત્વજ્ઞાનને સ્વીકાર્યું હતું, અને તદનુસાર બ્રહ્મસ્વરૂપને તે માનતા, તથા જીવ અને બ્રહ્મનો સંબંધ પણ જણાવતા, દયારામ કવિ તે સિદ્ધાંતનેજ સ્વીકારે છે. માટે 'શુદ્ધા દ્વૈત' એ પાઠ ખોટો છે.

જેથકી સહુ સંદેહ ટળે સિદ્ધાંત સુણો ભાસે;
પડે પ્રતીતિ પર્વતપ્રાયે નિશ્ચે ભ્રમણુ ભ્રાંતિ નાસે. ૪
હોય પ્રગટ ભક્તિ પ્રેમ, શ્રીગિરિધર વસે ઉરમાંહ;
નિજ કરી કરુણાદૃષ્ટિ ભાળે સહજ ગ્રહે બાંહ. ૫
એવું કથન હુ કરૂં છું શ્રીકૃષ્ણપ્રતાપ;
સ્થાપન સગુણ સાકારનું હરિ વિશ્વકર્તા આપ. ૬
નિત્ય ધર્મ સેવક સ્વામીનો એકતા નહિ કો કાળ;
ઇત્યાદિ વર્ણન કરીશ સરલ જેમ સમજે બાળ. ૭
ગ્રહી શાસ્ત્રમત ઇતિહાસ અદ્ભુત યુક્તિસહ દ્દષ્ટાંત;
જે સુણેથી જન દયાપ્રીનમ કૃષ્ણ પદ રહે ચંત. ૮

### પદ ૨ જું.

### શિષ્યનો જીજ્ઞાસા પ્રશ્ન

શિષ્યે પુછ્યું શ્રીગુરુનત્યજી, કયમ ભ્રમતી રહે મ્હારી મત્યજી;
કૃપા કરી તે મુજને કહિયેજી, શરણાગત છુ નિજનો લહિયેજી. ૧
મેં અવલોક્યા છે બહુ ગ્રથજી, તેથી ન ર્હોંટે મન એક પંથજી;
હું વચલેલો દોષ ના ધરશોજી, પુછિશ હેતું ક્રોધ ન ધરશોજી. ૨

ઢાળ.

મન ક્રોધ ઉપજે એહવું અવળું પુછવું પડશે ખરૂં;
તે વિના ભ્રમ ભાગે નહીં, માટે પ્રથમ વિનતિ કરૂં. ૩

---

૪. 'સુનો'ને બદલે ક પુસ્તકમાં 'સુધું' છે. પ્રા૦ કા૦ મા૦માં પણ 'સુધું' શબ્દ છે, અને ત્યાં 'નિચ્ચે' શબ્દ (નિશ્ચે) એમ કૌંસમાં મૂકયો છે.

૬. ક પુસ્તકમાં 'એવું કથન હું કરું છું શ્રીગુરુકૃષ્ણપ્રતાપ' એમ છે. પ્રા૦ કા૦ માળાના પુસ્તકમાં પણ આ પ્રમાણે પાઠ છે.

૮. પ્રા૦ કા૦ મા૦માં 'જે' ને (જે) એવી રીતે કૌંસમાં મૂકયો છે.

મેં સંગ કર્મઠ બહુ કર્યા, સંન્યાસી યોગી અત્ય;
તેથી તમારાં વચનમાં, સંશય રહે કહું સત્ય. ૪
આપે કથા અદ્‌ભુત કહી, મેં શ્રવણ કીધી સાર;
તે તદપિ ઉરમાં ના ઠરી, ત્યહાં સંશય સભર વિકાર. ૫
જ્યહાં લગી સંશય ત્યહાં લગી, પ્રભુ સફલ થાય ન ધર્મ;
તે માટેય નિસ્સંદેહ થાવું શ્રીગીતા ભાખ્યો મર્મ. ૬
ઉપદેશ માનજ આપથી પામ્યો પૂર્વે ગુરુરાય;
સમજ્યો ન સ્વસિદ્ધાંત પૂરું જે ન કહ્યું ચિત્ત ન્યાય. ૭
દયાપ્રીતમ દાસ ના સંગ જે સિદ્ધાંત સમજું સત્ય:
એહવી દિશામાં તીર્થ કરવા ગયો કાચી મત્ય. ૮

## પદ ૩ જું.

વિના વિવેકે જ્યહાં ત્યહાં રાચુંજી, જેહ સુણું તે જાણું સાચુંજી;
ભ્રમ ચગડોળે ચઢ્યું ચિત્ત મહારુંજી, નિશ્ચે ન થયું આ એક સારુંજી.
એમ ભમ્યો હું દ્વાદશ વર્ષજી, તીર્થ કર્યાં પણ હૃદય ન હર્ષજી;
હજુ લગી નિશ્ચે નથી એક ઇષ્ટજી, સહુ પથ સરખા ન એકે મિષ્ટજી.

ઢાળ.

તો મિષ્ટ લાગે મનથી, જો આવે નિશ્ચે એકમાં;
સહુ વાતમાં ભ્રમ રહે છે, સમજૂ ન સત્ય વિવેકમાં. ૩
પરિપૂર્ણ જ્ઞાની ભલો કે સમજતવો ભલો મુગ્ધ;
અધખબ્યો સુધરે નહિ જેમ સુધરે ન વચલું દુગ્ધ ૪

---

પદ ૩. ૧. 'ભ્રમચગડોળે'ને બદલે પ્રા૦ કા૦ મા૦ મા 'ભ્રમચકડોળે' છે.

૩. 'જો આવે નિશ્ચે એકમા' તેને બદલે પ્રા૦ કા૦ માળામાં 'જો નિશ્ચય આવે એકમાં' એવો પાઠ છે.

૪. ક પુસ્તકમાં 'સમજતવો ભલ મુગ્ધ' એમ છે અને પાછલી લીટી આ પ્રમાણે છેઃ—

અધગળ્યો સુધરે નહી, જ્યમ સુધરે ન વચલું દુગ્ધ.

નથી અધમ ઉત્તમ પરીક્ષા મન થયું માટીની ડલી;
મધુ સુત્ર વા જલ કૂપ નદી સહુ સ્પર્શથી જાય જ ગલી. ૫
શિવ શક્તિ ગણપતિ રવિ હરિગુણ સાંભળ્યાં જ્યાંહ જેહ;
તે વિશ્વકર્તા કહ્યા છે આદિ અનાદિ તેહ. ૬
તે વચન સર્વ વ્યાસનાં મિથ્યા ન કોઇ કહેવાય;
તે થકી નિર્ણય થાય નહિ એક સદા મન ડોહોળાય. ૭
એહવી દિશા છે માહરી મેં પ્રકટ કહી ગુરુરાય;
તમો દયાપ્રીતમના પ્રિયે કહિ શિશ મુક્યું પાય. ૮

પદ ૪ શું.

ગુરૂએ આપેલું આશ્વાસન

સુણીને એહવાં શિષ્ય વચનજી, હસી ગુરુ બોલ્યા પ્રફુલ્લિત મનજી;
ન કરીશ ચિન્તા સુણ્ય હે તાતજી, સર્વ સુધરશે તારી વાતજી. ૧
સઘળા સંદેહ તાહરા ટળશેજી, મન નિશ્ચલ થઇ હરિપદ મળશેજી;
એહવો દીધો આશીર્વાદજી, કહે હે બાળક ! ધરી આહ્લાદજી. ૨

શિષ્યે ગુરુ સમક્ષ કરેલું યાત્રાવર્ણન

ઢાળ.

આહ્લાદ સહ સુન કહે કર્યાં જે તીર્થ તે તે નામ;
મુખી મુખી નદી પુરિ ક્ષેત્ર વર્ય ગિરિસરાશ્રમ પ્રભુધામ. ૩
એહવું સાંભળીને શિષ્ય બોલ્યો કરિ ગુરુને પ્રણામ;
સાંભળો સ્વામી કહું મુજને સ્મૃતિ શ્રેષ્ઠ જે જે નામ. ૪

---

પ્રા૦ કા૦ માળામાં 'વચહું' ને સ્થાને 'વચજ્યું' પાઠ છે.

૮. પ્રા૦ કા૦ માળામાં 'એવી દશા છે માહરી' એમ પાઠ છે અર્થાત્ 'દિશાને' બદલે 'દશા' લે છે. ક પુસ્તકમાં 'દિશા' છે. અને કહિ શિશ મુક્યું પાય' ને સ્થાને 'કહી શીશ મૂકું પાય' એમ પ્રા૦ કા૦ વાંચે છે.

પદ ૪. ૧. પ્રા૦ કા૦ 'હસી' પહેલી લીટીમાંથી છોડી દે છે.

૪. પ્રા૦ કા૦ મા૦ માં 'મુજને' પદને બદલે 'મુને' એમ છે.

મેં પ્રથમ શ્રીયમુના પુનિત જલ કર્યું સુંદર સ્નાન;
શ્રીગોકુળ મથુરા વૃંદાવન ગિરિરાજ દર્શ મહાન, ૫
વન બાર ઉપવન ચોવિશ રાવલ બરસાણું નંદગ્રામ;
ચોરાશી કોશ પરિક્રમા વ્રજ નિરખ્યા કેશવરામ. ૬
પછી ગયો નિમિશારણ્ય બ્રહ્માવર્ત સોરમ ક્ષેત્ર;
ત્યાંથી ગયો માયાપૂરી હરિદ્વાર પરમ પવિત્ર. ૭
કર્યું સ્નાન શ્રીગંગાજીમાં પુજિયા પ્રભુ તન્ખેવ;
જ્યહાં પધાર્યા છે દયાપ્રીતમ શ્રીમદ્બ્રહ્મ દેવ. ૮

## પદ ૫ સું.

ત્યહાંથી હું હિમાલય ચઢિયોજી, શ્રીબદ્રિનાયક પદ પડિયોજી;
જે નરનારાયણ મહાધામજી, તપ્તકુંડ ત્યહાં પુરણકામજી.
અલકનંદા ને ગંગા વ્યાસજી, મજ્જન કીધું મન હુલ્લાસજી;
ત્યહાંથી કેદારેશ્વર દેવજી, ગંગોત્રી ન્હાયો તન્ખેવજી. ૨

### ઢાળ.

તન્ખેવ માનસરોવરે નાહી ગયો શ્રીકુરુક્ષેત્ર;
શ્રીસરસ્વતીમાં સ્નાન કરિ હરિ નિરખિયા ભરી નેત્ર. ૩
શ્રીમુક્તનાથ શ્રીહરિક્ષેત્ર ને પુલહાશ્રમ પવિત્ર;
ગંડકી શાલિગ્રામ શ્રીહરિભક્તજનના શુચિ મિત્ર. ૪

---

૫. પ્રથમ લીટીમાં નીચેનો પાઠ પ્રા૦ કા૦ સ્વીકારે છે.
'મેં પ્રથમ (શ્રી) યમુના પુનિતજળ, કર્યું શુદ્ધ સ્નાન'

૭. 'સોરમ ક્ષેત્ર' ને બદલે 'સૌરભ ક્ષેત્ર' એવો શબ્દપ્રયોગ પ્રા૦ કા૦ માં છે.

પદ ૫. ૪. પ્રા૦ કા૦ માં બીજી લીટી નીચે પ્રમાણે છે.
ગંડકી શાલિગ્રામ શ્રીહરિ, ભક્તજનના મિત્ર.

પંચહ્રદ કૌશિકી નદિનદ સોણુ તીર્થ વસંત;
પછે પુણ્યક્ષેત્રાનંદ મુક્તિક્ષેત્ર છૂટે જંત. ૫
શ્રીજનકપુર શ્રીઅયોધ્યાપુરી સ્નાન સરયૂતીર;
શુચિ સ્વર્ગદ્વારી ઘાટ જોઇને નિરખ્યા શ્રીરઘુવીર. ૬
ત્યાંહાંથી ગયો હું પ્રયાગરાજ ત્રિવેણીસંગમ સ્નાન;
શ્રીવેણીમાધવ પૂજિયા વટ અક્ષયતીર્થ મહાન ૭
પછી ચિત્રકૂટ પવિત્ર સ્થળ જ્યહાં વસ્યાં સીતારામ,
જન દયાપ્રીતમ પૂર્ણ પુરુષોત્તમ સદ્ સુખધામ ૮

## પદ ૬ ઠું.

પછી શ્રીકાશીપુરીમાં જઇનેજી, શ્રીગંગા ન્હાયો શુચિ થઇનેજી;
પૂજ્યા શ્રી વિશ્વેશ્વરદેવજી, બિન્દુમાધવ કીધી સેવજી. ૧
પંચક્રોશી યાત્રા કીધીજી, પાવનપૂરીને પરિક્રમા દીધીજી;
ક્ષેત્ર ગયા જઇ કીધાં શ્રાદ્ધજી, પૂર્વજ તરિયા ટળિયા બાધજી. ૨

### ઢાળ.

ત્યહાં બાધ ટળિયા સકલ કીધું ફલ્ગુસરિતાસ્નાન;
શ્રીગયાગદાસર પૂજિયા વિષ્ણુસહિત મહાન ૩
પછી ઝાડખંડી વૈદ્યનાથજી પૂજ્યા જ્યોતિર્લિંગ;
પછી કપિલદેવજી અરચિયા જ્યાંહ ગંગાસાગરસંગ. ૪
વૈતરણી ક્ષેત્રે ગયો પછી, મહાનદી શુચિ જલસ્નાન;
પછી શ્રીસાક્ષિગોપાલ નિરખ્યા વિપ્ર કન્યાદાન. ૫

---

ટી૰ ૫. 'શુચિ પંચહ્રદ કૌશિકી, નદીનદ સોણ તીર્થ વસંત;
પછી પુણ્યક્ષેત્રાનંદ મુક્તા, ક્ષેત્ર છૂટે જંત' પ્રા૰ કા૰ મા૰
ના પુસ્તકમાં પણ આ પ્રમાણે પાઠ છે.

પછી શ્રીપુરુષોત્તમપુરિ ગયો નિરખિયા શ્રીજગનાથ;
બલભદ્ર, સુભદ્રા, સુદર્શન, દર્શન ચ્યારે સાથ. ૬
મહા માહાત્મ્ય મહાપ્રસાદ લીધે ચતુર્ભુજ હોય જંત;
મહોદધિ ઇંદ્રદ્યુમ્ન નાહાયો, જહાં પુણ્ય અનંત. ૭
શુચિ માર્કંડેય શ્વેતગંગા, વટે કૃષ્ણનું દર્શ;
જન દયાપ્રીતમ શ્રીપુરુષોત્તમ, ક્ષેત્ર અતિ ઉત્કર્ષ. ૮

## પદ ૭ મું.

પછી ગયો આદ્ય કૂર્મ ક્ષેત્રજી. મજ્જન દર્શે શુચિ તનુ નેત્રજી;
વળતી નિરખ્યા ગિરિપદ્મનાભજી, સોહાદ્રિનરહરિ લખી લાભજી. ૧
મંગળગિરિ શ્રીપણાનૃસિંહજી, પિયે પ્રત્યક્ષે પણો શ્રીરંગજી;
ગોદાવરી વેણા કરિ સ્નાનજી, રૂપ કહે મુખ હરિગુણગાનજી. ૨

### ઢાળ.

ગુણગાન ગોવિંદ યત્ર પદ પદ પાપ રહે નહિ લેશ;
આગળ શેષાચલ શિખર નિરખ્યા રાજ શ્રીવ્યંકટેશ. ૩
પછી તળેટીમાં ત્રિપતિપુરિ શ્રીરામચંદ્રજિ ભ્રાજે;
પછી કાંચિ શિવ વિષ્ણુપુરી શ્રીવરદરાજ વિરાજે. ૪
શુચિ પક્ષીતીર્થ, કામકોષ્ટી કુંભકરણ સુક્ષેત્ર;
નદી કાવેરિ શ્રીરંગસ્વામી નિરખિ સફલિત નેત્ર. ૫
પછી દક્ષિણ મથુરા દ્વારિકા નિરખ્યા રાજગોપાલ;
શ્રીરામ પોઢ્યા નિરખિ નવગ્રહ પૂજિયા લઘુ કાલ. ૬

---

પદ ૭. ૩. ગુણગાન ગોવિંદ યજ્ઞપદ, પાપ રહે નહિ લેશ;
આગળ શેષાચળ શિખર નિરખ્યા, રાજે શ્રીવ્યંકટેશ-પ્રા૦ કા૦

૫. 'કામકોષ્ટી' પૂર્વે 'ને' પદ પ્રા૦ કા૦ તથા ક. પુસ્તકમાં છે.

શ્રીસેતુબંધજી રામેશ્વર પુજિયા અઘદુઃખભંગ;
પછી ધનુષ્તીર્થે સ્નાન કીધાં ઉભય સાગર સંગ. ૭
તુંગભદ્રા કૃતમાલા પયસ્વિની તામ્રપર્ણી નીર;
હોય સ્નાન પાને દયાપ્રીતમ કૃષ્ણભક્તિ ધીર. ૮

## પદ ૮ સું.

નિરખ્યા હરિ તોતાદ્રી ધામજી, શ્રીઆદિ કેશવ અભિરામજી;
મહેલ કોટામાં શ્રીહરિરૂપજી, કુમારિ કન્યા ક્ષેત્ર અનુપજી. ૧
પદ્મતીરથ પંચાસર ક્ષેત્રજી, અનંતપુર શ્રીપંકજનેત્રજી;
પદ્મનાભજી શ્રીસદ નામજી, જનાર્દન શ્રી પૂરણકામજી. ૨

### ઢાળ.

છે પૂર્ણકામ શ્રીરંગનાથજી, ચલપલરાયજી નામ;
શ્રીસ્વામી કાર્તિક ગોકર્ણેશ્વર પંપાસર અભિરામ. ૩
શ્રીશૈલશિખરે મલ્લિકાર્જુન રામશૈલ મહેન્દ્ર;
શ્રીરામ હદ અર્ધનારીશ્વર પછી નિરખ્યા શ્રીકૃષ્ણચંદ્ર. ૪
પછી પંઢરપુર શ્રીવિઠ્ઠલેશ્વર ચંદ્રભાગાતીર;
નદી ભીમરથિ શ્રીભીમાશંકર કૃષ્ણ નિર્મળ નીર. ૫
શ્રીમહાલક્ષ્મી કોલ્હાપુર પછી સપ્તશૃંગી દેવી;
શ્રીગૌતમી ગંગા પુનીત પય દેવ મુનિજન સેવી. ૬
શ્રીત્ર્યંબકેશ્વર નીલગિરિ કનખલ તીરથ શુભ નામ;
ન્હાઇ નિરખિયાં સ્થળ પંચવટી લક્ષ્મણ સહીતા રામ. ૭
દંડકારણ્યની યાત્રા કરી પછી સૂર્યતનયા સ્નાન;
જન દયાપ્રીતમપ્રિયાભગિની તીર્થ પરમ મહાન. ૮

---

પદ ૮: (૨) પ્રા૦ કા૦ માઅમાં 'પંચાસરને' બદલે પંચાપ્સર શબ્દ છે.
૭. 'નિરખિયાં' ને બદલે પ્રા૦ કા૦માં 'નિર્ખ્યું' છે.

## પદ ૯ મું.

નદી પયોષ્ણી મજ્જન કીધુંજી. રેવાસાગર નાદિ પય પીધુંજી;
પર્શુરામ સોટેશ્વર તીર્થજી, ભૃગુક્ષેત્ર ન્હાયો શુભ અર્થજી. ૧
યજ્ઞ કર્યા જ્યાં બડભાગીજી, શ્રીવામનજી ભીક્ષા માગીજી;
શુક્લતીર્થ ઇશ્વર ૐકારજી, રેવોરિસંગ માહાત્મ્ય અપારજી. ૨

ઢાળ

છે અપાર મહિમા ચંડિપુરિ શ્રીશેષશાયિભગવાન;
શ્રીવ્યાસક્ષેત્ર શુકાશ્રમ શૂલપાદક્ષેત્ર મહાન. ૩
ૐકારનાથજી નિરખિયા નર્મદા નિર્મળ સ્નાન;
માહિષ્મતીપુરિ પરમ પાવન શાસ્ત્રમાં એમ જ્ઞાન. ૪
પુરિ અવંતી મહાકાલેશ્વર ક્ષિપ્રા તીર્થ પાવન;
શ્રીદ્વારિકાપુરિ પછી ગયો જ્યહાં સદા જગજીવન. ૫
ગોમતીસાગર ચક્રતીર્થે કર્યું સ્નેહે સ્નાન;
પછી શંખોદ્ધાર બેટે નિરખિયા કૃષ્ણ શ્રીભગવાન ૬
શ્રીત્રિકમ માધવ પુરુષોત્તમ નિરખિયા કુંવર કલ્યાણ;
રુક્મણી રાધા જામ્બુવતી સત્યભામાદિ પ્રભુ પ્રાણ. ૭
વિધિવત્ કરી સહુ નારાયણસર તીર્થ અતિ ઉત્કર્ષ;
પછી પિંડતારક પ્રવાસ ન્હાયો સુદામાપુરિ દર્શ. ૮
કુંડ દામોદર ગિરિનાર યાત્રા જુર્ણગઢ જ્યહાં ગામ;
જન દયાધીનમ ભક્ત સ્થળ નરસિંહ મેહેતા નામ. ૯

---

પદ ૯ : ૨. 'યજ્ઞ કર્યાં જ્યાં બલિ બડભાગીજી' क પુસ્તક તથા પ્રા. કા. મા૦ માં.
૮. 'પછી પિંડતારક પ્રભાસ ન્હાયો' क પુસ્તક તથા પ્રા૦ કા૦ મા૦
૯. 'કુંડ દામોદર' ને બદલે 'કૂપ દામોદર' ,, ,,

## પદ ૧૦ મું.

સોરઠ સોમેશ્વર સુરસેવાજી, નાગેશ્વર કુમ્ભેશ્વર દેવાજી;
અર્બુદાચલ અતિજ પ્રસંગ્ગાજી, આરાસુરમાં દેવી અંબાજી.
સિદ્ધપુરે હૂં વળતો ધાયોજી, સરસ્વતીપ્રાચી જલપૂત ન્હાયોજી;
બિન્દુસરોવર મજ્જન કીધુંજી, ગોવિંદ માધવ દર્શન લીધુંજી.

ઢાળ.

લીધું પરમ સુખ ડાકોર, ગોમતિ સ્નાન પૂરણ કોડ,
સાક્ષાત્ શ્રીદ્વારિકાપતિ નિરખિયા શ્રીરણછોડ. ૩
મહિસાગર નહાઇ, પાવાગઢ કાલિકા દેવી સેવ;
પછી મેવાડે જઇ પુજિયા, શ્રીએકલિંગજી મહાદેવ. ૪
પછી શ્રીજીદ્વારે હૂં ગયો, જે પરમ પાવન ધામ;
મેં નિરખિયા શ્રીનાથજી, પરબ્રહ્મ પૂરણ કામ. ૫
સહુ તીર્થગુરુપુષ્કર તીરથ, ત્યાં સ્નાન કરી હરિ દર્શ;
ચર્મન્વતી વેદિકા સુર નદી, નહાઇ પામ્યો હર્ષ. ૬
પછી વ્રજમંડળ ફરી આવિયો, એ મુખ્ય નામોચ્ચાર;
જો વિધિવત્ વર્ણન કરૂં, તો ગ્રંથ થાય વિસ્તાર. ૭
એમ કહી પુનિત તીર્થાવળી. શ્રદ્ધા સુણે વા ગાય,
તો દયાપ્રીતમ કૃષ્ણ રીઝે સહુ તીરથ ફળ થાય. ૮

## પદ ૧૧ મું.

આત્યંતિક કલ્યાણ વિષે શિષ્યનો પ્રશ્ન

સુણી એમ બોલ્યા શ્રીગુરુરાયજી,
હરિ કરુણા હોય તો એ થાયજી;
પૂછ્ય હવાં તું ધારયાં પ્રશ્નજી,
સંશય દૂરે પૂરણ તૃષ્ણજી. ૧

શિષ્ય વદ્યો એમ સુણિ શિર નામીજી,
પ્રથમ જ એ પૂછું છું સ્વામીજી,
✓ | કહો કયમ આત્યંતિક કલ્યાણજી,
| નિગમાગમમાં જે પ્રમાણજી. ૨

ઢાળ.

પ્રમાણ નિગમાગમ વિષે, જે પામી પડતું નહિ કદા;
પદ પ્રાપ્ત તે કયમ થાય, છૂટી જન્મમરણની આપદા. ૩

### ઈશ્વરના પૂજનમાં આત્યન્તિક કલ્યાણનો ઉપાય.

સુણી એહવું બોલ્યા શ્રીગુરુ, તેં સુંદર પૂછ્યું પ્રશ્ન;
તે સકલ સિદ્ધિ થાય પૂજ્યે, પરમેશ્વર તજી તૃષ્ણ. ૪

### પરમેશ્વર એક કે અનેક તે વિષે શિષ્યની શંકા

એહવું સુણી બોલ્યો શિષ્ય કે પ્રભુ ! પરમેશ્વર કોણ?
નિજમત્યે કહે સહુ જૂજુવા કયમ લહિયે આજ પ્રમાણ. ૫
કોઈ વિષ્ણુ કહે શિવ શક્તિ કો ગણપતિ કોઈ દિનેશ;
ઈત્યાદિ બહુ ઋષિ મત સુણ્યા કહો કેટલા પરમેશ? ૬

### અનેક પરમેશ્વર વિષેની શંકાની ગુરુએ કરેલી નિવૃત્તિ

હે બાળ તું મોહજાળ ભ્રમ્ય મા પરમેશ્વર તો એક;
પણ સમજ વણ સંશય રહે તુંને નથી પકવવિવેક. ૭
એક યુક્તિથી સમજાવું બહુ પરમેશ કહે જડ એમ;
પણ દયાપ્રીતમ કૃષ્ણ છે સર્વેશ તજય મન વહેમ. ૮

---

પદ ૧૧ : ૭ ' હે બાળ ! ' તું ગોજાળભ્રમમા, પરમેશ્વર તો એક : '.
( પ્રા૦ કા૦ મા૦ તથા क પુસ્તક )

## પદ ૧૨ મું.

### એકેશ્વરતા વિષે ગુરુએ આપેલું દૃષ્ટાંત

એક સદનમાં જન દશ બારજી, જેહના કક્ષામાં તે સિંઘરજી;
સદનાધિપ એહવા ગ્રામ અત્યજી ગ્રામાધિપ તેહનો અધિપત્યજી. ૧
ગ્રામાધિપ એહવાનું જૂથજી, તેનો પરમેશ્વર પૂર ભૂપજી;
ભૂપ ઘણા એહવા પરમાણોજી, દેશપતિ તેહનો પ્રભુ જાણોજી. ૨

ઢાળ.

જેમ જાણો પ્રભુ તેહનો વળી તેહવાનું વૃંદ;
તેહનો સ્વામી મુલકતણો અધિપ, પહેલી પડી પ્રભુતા મંદ. ૩
બહુ મુલક પતિ ધણી ખંડપતિ, નવખંડ પતિ પતિદ્વીપ;
શત દ્વીપના પતિ તદ્દશિરે નૃપ ચક્રવર્તી અધિપ. ૪
તેહવાનો ઇશ્વર ઇન્દ્ર એમ ઐશ્વર્ય ક્રમ ક્રમ જોયેથી;
સુરનાથ અનલાનીલ યમ વરુણાદિ પ્રભુ પરમેષ્ઠી. ૫
વિધિ શિવશિવા વિઘ્નેશ રવિ પ્રતિપતિ પરિચ્છેદ ગેય;
શ્રીશેષ અનિરુદ્ધ પ્રદ્યુમ્ન વાસુદેવ દેવ રમેશ. ૬
શ્રીમન્નારાયણ વિશ્વરૂપ સમાન અક્ષરબ્રહ્મ;
તેહેમના પણ પ્રભુ પરમ કારણ પૂર્ણ પુરુષોત્તમ. ૭
જેહની ન કોઇ બરાબરી, તો અધિક ક્યહાં થકી હોય!
✓જન દયાપ્રીતમ તેજ પરમેશ્વર ન બીજો કોય. ૮

---

પદ ૧૨ : ૩. 'જેમ જાણો પ્રભુ તે તેનો; વળી તેવાનું જે વૃંદ'
(પ્રા૦ કા૦ તથા ફ૦ પુસ્તક)
૪. 'શતદ્વીપના પતિ તદ્દશિરે' પ્રા૦ કા૦ મા૦

## પદ ૧૩ મું.

### પરબ્રહ્મનું સ્વરૂપ

આદ્ય સ્વયંભૂ આત્મારામજી, મુગ્ધ પુરૂષ જે પૂરણકામજી;
પ્રધાનપુરુષેશ્વર પરબ્રહ્મજી. નેતિ નેતિ કહે નિગમજી. ૧
પર અક્ષરથી ત્રિગુણાતીતજી; ગમ્ય ન મન ગો અકળ અજીતજી;.
જે થકી કુપે માયા કાળજી, એહવું અખિલનું રૂપ રસાળજી. ૩

ઢાળ.

### બ્રહ્મની રસાત્મકતા

જે રસાળ નિત્ય નવીન મોહન આનંદમય બહુ સંગ;
નટવર લલિતત્રિભંગ છબી, પર વારુ અનંત અનગ. ૩ ૬ દિ

### અક્ષરબ્રહ્મથી પરબ્રહ્મની અધિકતા

પ્રતિરોમ જે મહાપુરુષ બ્રહ્મ બ્રહ્માંડ કોટિ અનંત;
તે વામ પદમાં બિન્દુરૂપે વસે રાધાકાંત ૪

### બ્રહ્મનું અન્તર્યામિત્વ

પરમાત્મ ધર્મેં કરી જે સર્વના અંતર્યામી;
શ્રીનારાયણ ભગવાન ધર્મેં સકળ કેરા સ્વામી. ૫
આકૃતિ શિશુ ને કુમાર વ્રજ, પૌગંડ નંદકુમાર;
છે ધર્મી નિત્ય કિશોર કેશવ, રાધિકા ઉર હાર. ૬
નિત્ય નવલ યશ એ સહસ્ર રસના, શેષ જેના ગાય છે;
શિવશિશ પાવન અચલ પદ પય, વહનકરી સુખી થાય છે ૭

---

૩. ' જે રસાળ નિત્યનવીન મોહન, આનંદમય સહુ અંગ '
( પ્રા૦ કા૦ અને क )

૪. ' પ્રતિરોમ જે મહાપુરુષ બ્રહ્મ, બ્રહ્માંડકોટિ અનંત '

જે મુળ પ્રકૃતિ મહામાયા, જે પુરુષની કોંકરી;
તે દયાપ્રીતમ અખિલ ઇશ્વર ગોપીજનવલ્લભ હરિ. ૮

## પદ ૧૪ મું.

### બ્રહ્મની સર્વશક્તિમત્તા

જેહને નામે શુચિ ગણુ શયજી, જેહના જપથી આદ્ય પૂજાયજી;
જેહના બળથી સૂર્ય બમે છે જી, હરિ મુકારે રાહુ દમે છે જી. ૧
શશિ અર્કાગ્નિ તેજ જેહનુંજી, તે કયમ પામે સમપણું તેહનુંજી;
જેહની મરજીપ્રમ સહુ ચાલેજી, અધિકું ઓછું પત્ર ન હાલેજી. ૨

### ઢાળ.

હાલે ન દલ ઓછું અધિક, તો બીજું કાંઇ કયમ થાય ?
છે વાયુ બળિયો અતિ ઘણો, પણ રુચિ પ્રમાણે વાય. ૩
જઠરાગ્નિ બાળે આહાર માત્ર ન દહે કયમ પણ ચર્મ;
પણ થરથરે તે થકી આણી, સહુ દયાનો ધર્મ ૪
જળ અડકે અગ્નિ ના બચે, છે સદા અગ્નિ રીત્ય;
દધિ દુઃખદ વડવાનલ ન બુજવી, શકે જે પ્રભુ મિત્ય. ૫
મરનાર બે એક થઇ તુરત છૂટે એક પછી પલ પાંચ;
સરે જવાય ના લેશ ઉભય તે મહાપુરુષની આંચ ૬
જે સમય ઘનવૃષ્ટિ જ્યહાં, જેટલી હરિરુચિ હોય;
તે પ્રમાણે સુરપતિ કરે ન કરે કદી તો રોય. ૭
સહુ જગતને ભય કાળનો, કાળને ભય ભગવંત;
જન દયાપ્રીતમ તે જ નિર્ભય, એક બીજા સંત. ૮

---

૮. 'પરમપુરુષની કોંકરી'

: ૧૪ : ૧. જેને નમે શુચિગણશયજી' પ્રા૦ કા૦ મા૦ તથા ફ

## ✓પદ ૧૫ મું

### ઈશ્વરનું રક્ષકત્વ

### અન્ય દેવોની સભયતા અને ઈશ્વરની નિર્ભયતા

સુરે તેં પરમેશ્વર જે ભાખ્યાજી,
તે સહુને ભયથી હરિયે રાખ્યાજી;
વૃકને વર આપી શિવ કંપ્યાજી,
હરિ અરિ ભાળ્યો ત્યારે જંપ્યાજી. ૧
ત્રિપુર જાલંધર નવ જીતાયાજી,
હરિ પત્ય રાખી રચીને માયાજી;
વળી બળિસુતપક્ષે હર આવ્યાજી,
હારી સુતા હરિથી ન ફાવ્યાજી. ૨

ઢાળ.

ફાવ્યા ન સ્તુતિ કરી કૃષ્ણની કહ્યું નાથ હું તવ દાસ;
પતિ રતિ સમય સતી શ્યામ સમરયા હરિ હાર્યો મહાત્રાસ. ૩
ખલ મધુકૈટભ શંખાસુર હણી, હરિ હર્યો વિધિતાપ;
સનકાદિક પ્રશ્નોત્તર કરયો, થશ બ્રહ્મા વાહન આપ. ૪
ગજવદન અગણિત બ્રહ્મહત્યા, કરી થયા ભયભીત;
હરિ દયા કરી નિજ નામ આપી હરિ પીડય અભીત. ૫
રાવણ સદન ખર ચારતા વર્યું હતું પદ વિધિશ;
પંચાંગ ધાતા વાંચતા દીપિકા ચન્દ્ર દિનેશ. ૬
શક્રાદિ સહુ સુર આજ્ઞાઆધીન, રહેતા સાધી ટહેલ;
નવ ગ્રહ પનોતી બંધિખાને, દશાનનને મહેલ. ૭
તે સર્વનો ભય હરિ હર્યો, હતી દુષ્ટ નિજ બહુ જોધ;
તે દયાપ્રીતમ કૃષ્ણ સમ, જડ કયમ આવે કોઈ! ૮

---

પદ ૧૫. : ૧. 'સુર તેં પરમેશ્વર' ને બદલે 'સુત તે પરમેશ્વર' પ્રા. કા. તથા क

## પદ ૧૬ મું.

### હરિની માયાની અજેયતા

અકળ અજિત શ્રીહરિની માયાજી,
એક હરિ પાખે સર્વ વહનાયાજી;
શ્રીમહાલક્ષ્મી નિજ અર્ધાંગજી,
ભય ધરી નાઠાં લખી નરસિંગજી. ૧

હલધર ભૂલ્યા તાળી ગણતાંજી,
દાખી લીલા ન બને ભણતાંજી;
એકદા ઉપન્યો ગર્વ અનંતજી,
મુજવણ ચાલે નહિ ભગવંતજી. ૨

ઢાળ.

ભગવંત મુજવણ પેટે ફરતાં ઉર વસ્યું સહુ પ્રભુ જાણિયું;
ઉડ્યા મહદાકાશરૂપ અગણિત ભ્રમણ વખાણિયું. ૩
પછી જાણ્યું આ ફળ ગર્વનું ભૂમિ પડયા શેષાચળ થઈ;
અદ્યાપિ જે પર્વત વિરાજે, શ્રીવ્યંકટેશ કૃપામયી. ૪
શિવ છળાયા મોહિનીરૂપે ન રહ્યું જ્ઞાન વિવેક;
દ્વારિકા વૈભવ લખી રૂખિ ચડ્યા વળી એમ વાર અનેક. ૫
શ્રીરામદન વિશેષી અંબા મોદ પામ્યા સત્ય;
ધર્યું રૂપ મીના ઓળખ્યાં, હરિ લજ્યા લાગી અત્ય. ૬

---

પદ ૧૬. : ૧ 'એક હરિ પાખે સર્વ વશાયાજી' (પ્રા. કા. મા. તથા क)
„ „ છેલ્લી લીટી 'ભય ધરી લખી નૃસિંહજી, „
૧૬. : ૨ 'બને'ને સ્થાને 'બત્રે' પાઠ છે. „
૪ 'કૃપામયી'ને બદલે પ્રા. કા. મા. તથા क. માં 'કૃપા મહી' એવો પાઠ છે.
૫ 'દ્વારિકા વૈભવ લખી ચડ્યા, વળી એમ વાર અનેક' (પ્રા. કા. તથા क)

સુર અસુર મળી સાગર મથ્યો વિઘ્નેશ મંદર બોળ્યો;
મદ હરિ હર્યો શીશ પડયા ધરી કૂર્મ તનુ તટ નોળ્યો. ૭
મળ માસમાં સહુ સૂર્યે કહ્યું અમો નહીશું નહિ કોઇ;
રવિ થઇ તપ્યા હરિ દયાપ્રીતમ સહુ રહ્યા તવ જોઇ. ૮

## પદ ૧૭ મું.

પ્રકટાવ્યા પ્રાર્થના કરીનેજી,
તે જ ગયા ધાતા વત્સ હરિનેજી;
વ્રજવાસવ દુઃખ દીધું અપારજી,
તદપિ ન કુમ આપ્યું વણ પ્રહારજી. ૧

પત્યાદિક સંસાર સમસ્તજી,
હરિ માયા આગળ બળ અસ્તજી;
હરિ સંબંધ લહે સહુ સેવાજી,
દૂર થયે ઘંઉ કંકર જેવાજી. ૨

ઢાળ.

કંકર ગોધૂમ ન્યાયથી જીવોને ભગવાનના સંબંધની જરૂર

એ કંકર ગોધૂમ ન્યાય સહુ પૂજાય મહાજન દેવ;
હરિ સંબંધ ટળતાં કંકરસમ, ઇશ્વર રહ્યા સ્વયમેવ. ૩
પાંડવ સભા અગ્રેશ હરિ, પૂજ્યા રહ્યા સહુ જોઇ;
ગજ અનિરવચને સ્તુતિ કરી; હરિવણ ન ધાયા કોઇ. ૪
અવતારી અંશા સર્વાત્મા, ઇશ્વર હરિ ભગવાન;
પરમાત્મ બ્રહ્મ અપાર તે, શ્રીકૃષ્ણ શ્રુતિકર ગાન. ૫
મહાદેવ આદે મોટા સહુ, કહેવાય છે જગમાંહિ;
પણ આટલા ગુણ હરિ વિષે, ન મળે કદાપિ ત્યાંહે. ૬

---

'ઇત્યાદિક સંસાર સમસ્તજી' (પ્રા૦ કા૦ તથા क)

સર્વેશ સ્વામી સકળના, સર્વના અંતરયામી;
સમતા ન જેહની કોઇ નહિ કો શિશ જેહને સ્વામી. ૭
આત્મારામ ને આત્મયોનિ સર્વાત્મા સહુ રૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણમાં ઇત્યાદી સુગુણ અનુપ. ૮

## પદ ૧૮ મું.

### ભગવાનનું સર્વગુણસંપન્નત્વ

સર્વ કરે ને નહિ અહંકારજી, ગંભીરતાનો ન મળે પારજી;
નિત્ય પરિપૂર્ણ અતિ તોષજી, ગુણ કર માને જનના દોષજી. ૧
અણુ સેવા માને અતુલિતજી, એક રસ નિભવે નિત્યે પ્રીતજી;
શરણાગત થઇ થાય વિમુખજી, ફરિ ચિત્તવેનો પ્રફુલ્લિત મુખજી. ૨

ઢાળ.

### કોઈ પણ ભાવથી ભગવાનને ભજવા.

પ્રફુલ્લિત મુખ શ્રીનાથજી, સમરે ન પહેલા દોષ;
ઇચ્છે ન પ્રત્યુપકાર સહજ, ઉદાર સદગુણ કોષ. ૩
ભયદ્વેષ હિત વા કામના, કોઇ ભાવકો સ્મરણ કરે;
હરિ તેને પણ ફળ મોક્ષ દે, મોટાઇ નિજ અંતર ધરે. ૪

### પ્રભુની દયાલુતા

મહાદુષ્ટ ઉપર પણ દયા, . હરિ કરે નિજપણું જોઇ;
જે જે હણ્યા પણ મુક્તિ તેહને કરત એહવું કોઈ ૫
સહુ શક્તિપતિ ને શાન્ત અતિ, ભૃગુ પરીક્ષા જોઇને કર્યું;
એવા તો એક કૃષ્ણ બીજાનું કથન માત્રજ રહ્યું. ૬
કોપી કદાપિ ન શાપદે, વરતુલ્ય જેહનો ક્રોધ;
સ્વાધીન મન ધાર્યું કરે કોઇનો ના ચાલે રોધ. ૭
અવગુણ ન અર્ચનમાં પરે, નિષ્કંટક જેહનો પંથ;
જન દયાપ્રીતમ કૃષ્ણ એહવા, ગાયા મહામુનિ ગ્રંથ. ૮

## અન્ય દેવો સાથે ભગવાનની સરખામણી

### પદ ૧૯ મું.

જેહનું આપ્યું ન જાય કદાપિજી, અચલિતપદ ધ્રુવ અચાપિજી;
શરણ પડ્યો છું સાચું ભાખેજી, તેહને હરિનિજસમ કરી રાખેજી; ૧
અભય અચળ દાતા હરિ એકજી, એ બળ ન મળે દેવ અનેકજી;
કૃષ્ણ મારો કહે એક વારજી, સહજ હરિ દે સુખ ભંડારજી. ૨

ઢાળ.

ભંડાર સુખ એટલાજમાં, ઉગ્રસેન વિભીષણ પામિયા;
કહે કોટય સાધન શાં કર્યાં, દુઃખ સર્વ સઘળાં વામિયાં. ૩
શિવ બ્રહ્માદિક સુર આરાધે, મહાકષ્ટ કરિ કદી કોય;
કે તુચ્છય ફળ તે પણ અનિત્ય વિચારી જો મન સોય. ૪
વર હિરણ્યકશ્યપ હિરણ્યગર્ભથી, પામ્યો નરહરિએ મારિયો;
જન જાણિ પોતાનો વિધાતા ક્યમ ન આવી ઉગારિયો? ૫
શિવ સેવક રાવણ બાણાસુર હરિ હણ્યો છેદ્યા હસ્ત;
શંકર થકી શું નિપજ્યું? વર વૈભવ પામ્યા અસ્ત. ૬
જડભર્ત હરિજન તેજ સહન, થયું ન શક્તિ કાલી;
નિજ કરે નિજ કિંકર હણ્યા, થઇ ગયો શ્રમ સહુ માલી. ૭
ઇત્યાદિ અમર નશ્વર ફળ અવગુણ પડે ક્ષણમાંય;
જન દયાપ્રીતમ કૃષ્ણશરણ સુખરૂપ સઘળું ક્યાંય. ૮

### પદ ૨૦ મું.

ઇશ્વરભક્તિની ઉજ્જવલતા

હરિ શરણ ઉજ્જવળ પંથ ન એકજી વામી માર્ગ અનેકજી;
મદ્ય માંસ માગે બલિ ચંડીજી, શિવવ્રતધારી સહુ પાખંડીજી. ૧

---

પદ ૧૯. ૪. 'કે તુચ્છ ફળ તે પણ અનિત્ય, વિચારી જો મન સોઇ.'
(પ્રા. કા. તથા ક)
૫. 'વરહિરણ્યકશિપુ હિરણ્યગર્ભથી, પામ્યો નરહરિ મારિયો.'

ધરે મુંડમાળા અરિય ચર્મજી, ભૃગુને આપે અનુચિત ધર્મજી;
કયહું વિપય કયહીં બ્રહ્મચારજી, વર્ણાશ્રમ નહિ ધર્મ લગારજી. ૨

ઢાળ.

ના ધર્મ એકાચાર સહુ. નહિ વેદશાસ્ત્ર પ્રમાણ;
તે માટય કહ્યું શુક શિવાદિક તજ્ય, વિષ્ણુથી કલ્યાણ. ૩
ક્ષીરદ્ધ ભુલ્યે ભક્ષ બન્યું, જય દેહિ સંકટ દઇ કર્યું;
તે પ્રમાણે શકિતએ કર્યું, અંતરતાપણું કહે કયાં રહ્યું ? ૪
તે માટય સર્વેશ્વર હરિ સમ, ઇતિરમાં મતિ જે ધરે;
તે નારકીશ સદા મહામુનિ, પદ્મપુરાણે ઉચ્ચરે. ૫
મતિ શિલા હરિ અર્ચ્યા ગુરુ, નરજાતિ મતિ છે સંતમાં;
પદ તીર્થપાવન વિષ્ણુવૈષ્ણવ, અધમ ઉદકમતિ ચંતમાં. ૬
હરિ નામ મંત્ર મહાકલુપહર ત્યહાં ધી શબ્દ સમાનની;
✓તે પતિત પશુ મતિ ગાય દ્રુમ, તુલસી પ્રિયે ભગવાનની. ૭
મુખદ્વાર ઇન્દ્રિ તૃપ્તિ સહુ, તરુ તૃપ્તિ જ્યમ જડિપોષ;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણ પૂજે, પામે સહુ સંતોષ. ૮

## પદ ૨૧ સું.

✓કૃષ્ણોપાસનામાંજ સર્વ ઉપાસનાની સફળતા

તજિ સુંદર શ્રીહરિની સેવાજી, કરે ઉપાસન દેવી દેવાજી;
તે જ્યમ તરસ્યો ગંગ અનુપજી, તજિને તીરે ખોદે કૂપજી. ૧
સુર પૂજે મૂકી જગદીશજી, તજિ કામદુધા દુહે મહિષજી;
કહે નિગમાગમ એ ફરિ ફરિનેજી, ભજો સદા સહૌ એક હરિનેજી. ૨

---

૬. પ્રા. કા. તથા ક પુસ્તકમાં 'અર્ચ્યા'ને સ્થાને 'અર્ચા' પદ છે. અને 'ઉદકમતિ' ને બદલે 'ઉદમતિ' છે.

૭. 'હરિ નામ મંત્ર મહાકલુપહર' પ્રા૦ કા૦ તથા ક

ઢાળ.

## ભગવત્સેવાનીજ સર્વોત્કૃષ્ટતા

શ્રીહરિ તજી કલ્યાણ ઇચ્છે, બાગ અવરાધાર;
જેમ શ્વાન પુચ્છ ગ્રહી ધરે, મન જવા સાગરપાર. ૩
એ સર્વે વાતો વેવલાં, છે મનભ્રમરા વ્યર્થ;
એક કેવળ શ્રીહરિશરણ વણ, નથી સર્વે કોઇના અર્થ. ૪
શ્રીકૃષ્ણ શ્રીમુખ કહ્યું બહુ, પ્રિય મુને દાસ અનન્ય;
અતિ દુરાચારી તદપિ સાધુ, એજ માહરે મન્ય. ૫
વળિ કહ્યું હારીતસ્મૃતિમાં પાંડવી ગીતામાંહિ;
તે વચન કેરા અર્થ માત્રજ, લખું છું હું આંહિ. ૬
નમવું નહિ અન્ય દેવને, નિરખવા નહિ ન પ્રસાદ;
મંદિર જવું નહિ યદપિ, કોઇની પડતી હોય મરજાદ. ૭
વદવું સ્મરવું સેવવું, ચિંતનાશ્રય શ્રવણાદિ;
અન્યનું ન કરવું હવા પ્રીતમ, કૃષ્ણ રસ જે સ્વાદી. ૮

### પદ ૨૨ મું.

## ભગવાનની વ્યાપકતા

વિશ્વ સકળ છે હરિનું રૂપજી, એકાંશે વ્યાપક વ્રજભૂપજી;
કરતા હરતા પોષક સ્વામીજી, સહુ ઘટવાસી અંતરયામીજી. ૧
માટે કોઇનો દ્રોહ ન કરવોજી, હરિ દુખાશે એ ભય ધરવોજી;
જે તે રીતે કોઇ તનુધારીજી, સુખી કરતાં ખુશી કુંજવિહારીજી. ૨

---

૪. 'એ સર્વવાતો લેવલા, ભામા ભમાવ્યા વ્યર્થ'

ઢાળ.

### દયા એજ પ્રભુ પ્રસન્નતામાં મુખ્ય કારણ

કુંજ વિહારી રાજી રહે, જો દયા સહુપર હોય;
આત્મા ન કોઇનો દુઃખવે, નવ હોય કેહનો દ્રોહ. ૩

સહુ દેવ હરિ અંગેથી ઉપન્યા, દાસ હરિના જાણિ;
નિંદા અરિશપા ના કરે પણ, ભજે સારંગપાણિ. ૪

શ્રીકૃષ્ણચન્દ્રવિના ન કોઇની, બીજી કદિ કોઇ તૃષ્ણ;
સહજે શિવાલય માર્ગે દીઠું, કરવા જયશ્રીકૃષ્ણ. ૫

### હરિમાં સર્વનો સમાવેશ

હરિને વિષે સહુ વિશ્વ તે, હરિ પૂજતાં પૂજાય;
કોઇ કહે હું હરિમાં નથી, તેને પુજે અમારી બલાય. ૬

પ્રતિ પશુ પશુમેં ચિત્રાટો પ્રતિ પોથીએ શું મોહ્ય!
સમજુ ન દેવા વિસરે, ઘડિ ઘડિ પ્રણે સોય. ૭

શિવ રદ્રુ નમ્યા નહિ દાસને, દેખી દેવાભિમાન;
જન દયા પ્રીતમ કૃષ્ણ અંતરયામિ નમિવા ધ્યાન. ૮

### પદ ૨૩ મું

### અન્યાશ્રયની નિન્દા

સપને મરખા પ્રીત ન સારીજ, રેકની ભક્તિ પ્રભુઅતિપ્યારીજ;
આગમ અન્યાશ્રિત અગરંતજ, વ્યભિચારિણીની પ્રેમ ન કાંતજ ૧

---

૪. 'હરિના' ને બદલે 'દાસિના' (ક. તથા પ્રા૦ કા૦)

૫. 'શ્રી કૃષ્ણચંદ્ર વિના ન કોઇની, બીજી નહિ કોઇ તૃષ્ણ;
સહજે શિવાલય માર્ગ દીઠું, કરવા જયશ્રીકૃષ્ણ'
ક. તથા પ્રા૦ કા૦

૭ પ્રતિ પશુ પશુમેં ચીત્રાટો પ્રતિ પોથીએ શું મોહ્ય;
સમજુ ન દેવા વીસરે, ઘડીઘડી પ્રણે સોય. (પ્રા૦ કા૦ તથા ક.)

પતિવ્રતા જે ઉત્તમ હોયજી, પતિ પુરુષોત્તમ ત્યાં ચિત્તપ્રોયજી;
વણ સમજે અન્યાશ્રય જનમાંજી, તે પણ ખટકે હરિના મનમાંજી, ૨

ઢાળ.

મન ખટકે જ્યમ રજ નેત્રમાં વણ નીકળે નહિ ચેન;
ત્યમ અન્યાશ્રય વણ છોડવે, નહિ જંપ પંકજનેન ૩
પશુપતાકા અસ્ત્રઆદિક અન્યાશ્રય હતો અર્જુન;
બ્રહ્માસ્ત્રદ્વારા મુકાવ્યો હરિ જાણિને નિજ જન. ૪
વળી આશરો અર્કનો, અક્ષયપાત્ર દ્રૌપદ્યાદિ;
તે દુર્વાસા પ્રેરી મૂકાવ્યો, કૃષ્ણ શુચિ રતિ સ્વાદિ. ૫
અંબરીષને અજયાતણો આશ્રય લાગ્યો અખિલેશ;
તે પણ ટળાવ્યો મોકલી, મુનિ દ્વાદશી વ્યપદેશ. ૬
વળી એકજ વ્રતનો આશરો, નંદને દીઠો નાથ;
પ્રેરી વરુણ ચરણ બંધાવ્યા, વળિ લાવ્યા ગૃહિ હરિ હાથ. ૭
વળી અંબિકા યાત્રા ગયા, ત્યહાં ગળ્યા અજગર નંદ;
ફરી દયા પ્રીતમ છોડવ્યા તવ સમજ્યા સહુ સુર મંદ. ૮

## પદ ૨૪ મું.

### અન્યાશ્રય નિન્દા

અન્યાશ્રયનું ફળ છે એહવુંજી, નંદાદિકને દીઠું જેહવુંજી;
હરિને હિત ના આવે ત્યાંયજી, જેનું ચિત્ત હોય બહુ સુરમાંયજી. ૧
પ્રાધૃષ્ણિક બહુ ઘરનો હોયજી, મરે ક્ષુધાએ ન પૂછે કોયજી;
પુત્ર પુંશ્ચલી પિતુ કહે.કહેનેજી, લાડ ઓસંબા કોઇના માનેજી. ૨

૭. 'પ્રેરીવરુણચર બંધાવ્યા'

ઢાળ.

### ખરો સંત કોણ?

માને ન મન માધવ વિના કયારું તેજ સાચો સંત;
નિજ પ્રાણ અધિકો લહે તેને ભક્તાધીન ભગવંત. ૩

### અન્યાશ્રય વિષે શિષ્યની શંકા

એમ સુણી બોલ્યો શિષ્ય, પ્રભુ સંશય રહે છે એક;
આપે કહ્યું તે ખરૂં, ભજવા, એક હરિ ધરિ ટેક. ૪
શ્રુતિ સ્મૃતિ દઢ થયું સંશય ન નિશ્ચે એવ;
છે એમ તદપિ ઘણા જન કયમ ભજે ઇતર દેવ. ૫
કેટલાક સુર દઢ એક, કેટલા નામે સઘળે શીશ;
તે કયમ હશે ગુરુજી કહો ઝળકે પ્રબળ જશ જગદીશ. ૬

### ગુરુએ આપેલો ઉત્તર

એમ સુણી શ્રીગુરુએ કહ્યું સાંભળ કહું કારણ તાત;
જે અંશ જેહના હોય તે, તેને ભજે શ્રુતિ ખ્યાત. ૭
જે જેહનું તેહને તે ભજે તવ થાય ચિત્તનિરોધ;
જ્યમ દયાપ્રીતમ કૃષ્ણ સેવે ભગવદી વણ બોધ. ૮

## પદ ૨૫ મું.

### અધિકારાનુસાર ભક્તિ

વત્સ કદા મહિષી નવ ધાવેજી, ધેનુ ધાવવા મહિષ ન આવેજી;
ગુણ અવગુણનું કશું ન કામજી, ચિત્ત જેહનું જ્યાંહ ત્યાંહજ વિશ્રામજી, ૧

---

૩. 'માને ન મન માધવ વિના, કહું તેજ સાચો સંત'
પ્રા. કા. તથા ફ

૬. 'કેટલા દઢ સુર એક, કેટલા નામે સઘળે શીશ'
તે કયમ હશે ગુરુ કહો ઝળકે, પ્રવર જશ જગદીશ'
(પ્રા૦ કા૦ મા૦ તથા ફ.)

'જેનું તેને તે ભજે, તવ થાય ચિત્તનિરોધ;' પ્રા૦કા૦ તથા ફ

ભૂલું પડિયું બાળક રોયજી, મુખ અપ્રમોત્તમ સહુનાં જોયજી;
તદપિ ન ભટકણુ ભાગે મનનીજી, સદ્ય શાન્તતા મળતાં જનનીજી. ૨

ઢાળ.

જ્યમ જનનિ મળતાં જંપ તત્ક્ષણુ, અવર રહે નહિ આશ;
પછી શોધ તેહને ન કરવો, પામ્યા પૂરણુ અભિલાશ. ૩

### સર્વત્ર નમનારની અવગણુના

સઘળે નમે પંચપિરિયા, જીવ આસુર કહેવાય;
ઉપજતાં માયામાં મળ્યા, કેમ એક ઠોર ઠરાય. ૪

### ઇશ્વરની સૃષ્ટિનો હેતુ

એકદા શ્રીમદ્ પુરુષોત્તમને ઇચ્છા ઉપનિ એહવી;
વિસ્તાર જગમાં થાય જશનો, કૃતિ કરવી તેહવી. ૫

### ભ્રૂકુટિભંગથી સૃષ્ટિ

Conception of the creation.

એમ ધારી ભ્રૂકુટિ ભંગથી, ઉપજાવી સૃષ્ટિ સાર;
બ્રહ્માંડ ભવ્ય વિચિત્ર નાના, લોક દશ ને ચાર. ૬

મહી મંડળ નવ ખંડાદિ રચના રમત માત્રમાં કીધી;
જુગ પ્રકારે રચિ સૃષ્ટિ, કરવા નિજપર પ્રસિદ્ધિ. ૭

### જીવોની દ્વિવિધતા-દૈવી અને આસુરી જીવો

એક દૈવી બીજી આસુરી ઉપજાવિ આપોઆપ;
જન દયા પ્રીતમ, સકળ શક્તિ પતિ અતુલ પ્રતાપ. ૮

---

પદ ૨૫. ૧. 'ચિત્ત તેનું ત્યાંજ વિરામજી.' પ્રા૦ કા૦ તથા क

૪. 'સઘળે નમે પચપરિયા' (પ્રા૦ કા૦) क પુસ્તકમાં 'પંચપીરિયા' પાઠ છે

૭. 'મહી મંડળ નવ ખંડાદિ રચના લીલા માત્રે કીધી.
જુગ પ્રકારે રચી સૃષ્ટિ, કરવા પર પોતાની પ્રસિદ્ધિ. પ્રા૦ કા૦

## પદ ૨૬ મું.

ભક્તિ સુંદરી માયા દાસીજી બંધે પ્રકટ કરી કુંજવિલાસીજી;
નખશિખ સુભગા ભક્તિ જેહજી, અતિ પ્યારી લાગી પ્રભુ તેહજી. ૧

### દૈવી જીવોનાં લક્ષણ

પડી અક્ષરપર કૃપા-કટાક્ષજી, સત્ત્વ ઉપન્યા લક્ષો લક્ષજી;
થયા ભક્તિમાં લીન સુભાગીજી, વૈષ્ણવ ગુણવંતા હરિરાગીજી. ૨

ઢાળ

### આસુરી જીવનાં લક્ષણ

અનુરાગી કેવળ કૃષ્ણમાં સર્વદા કૃષ્ણાધીન;
જે બીજિ કટાક્ષે ઉપના, તે માયામાં થયા લીન. ૩

તે આસુરી સહુ કર્મજડ હરિભજન ધર્મવિમુખ;
તે કરે ઉપાસન અવરનાં, જેમાં સદા ભય દુઃખ. ૪

એહવા જ મૂળે જીવ તે, કો કાળ નહિ કલ્યાણ;
કહ્યું 'મૂઢ જન્મનિ જન્મનિ' શ્રીગીતામાંહે પ્રમાણ. ૫

તેહવાને અતિ બહિર્મુખ શિવ કર્યાં હરિરુચિ જોઈ;
મૂળ મર્કટને મદ્ય પાયો, કહે શાણા કોઈ. ૬

એ કથા પદ્મપુરાણમાં, વિસ્તાર છે અથ ઇતિ;
તે અંશ માત્ર લખ્યો, વધે બહુ ગ્રંથ તે મન બીતિ. ૭

તે માટે હરિના હોય તે જ, સદા ભજે હરિરૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણવણ, તે ચિત્ત ક્યહૂં નવ જાય. ૮

---

૬. 'મૂળ મર્કટને વળી મદ્ય પાયો, તે શાણા કહે કોઇ.'
પ્રા૰ કા૰ તથા ફ.

૮. 'તે ચિત્ત ક્યહું નવ જાય' ને બદલે પ્રા. કા. મા
'તેનું ચિત્ત ક્યહું નવ જાય' એમ છે.

## પદ ૨૭ મું.

### હરિરસના પાનમાં ભગવદીયોનો અધિકાર

શ્રીગિરિધરના ભકત સુહાગીજી, પ્રેમ રસ ભક્તિતણા વિભાગીજી;
એ સરજ્યા છે હરિરસ પીવાજી અણઅધિકારિ ન ઉતરે ગ્રીવાજી. ૧
મરાલ મન મત્સ્યે નવ જાયેજી, બક મુકતાફળ નવ ખવાયજી;
દીપક જીવે પાને સ્નેહજી, મક્ષિ તજે તે અડતાં દેહજી. ૨

ઢાળ.

એમ દેહ છૂટે ખરતણો, જો કદિ સાકર ખવાય;
તે આહાર સક્કરખોર ખગ, મિસરી વિના ન જિવાય. ૩
સિંહેણુ પય જ્યમ જેરવે, સિંહેણુનાં જે બાળ;
વણુ કંચનપાત્ર ટકે ના કયહું, ફોડી નિસરે તત્કાળ. ૪
ઉદરે ટકે રસ સોમવલ્લી, શુદ્ધ કુળ જો વિપ્ર;
હોય વિકારી તો વમન કરી, કાઢે જે તે રસ ક્ષિપ્ર ૫
જ્યમ ક્ષાર જલનું મત્સ્ય, મીઠે જળે પામે મીચ;
જ્યમ કીટ વિષનો મરે ખાંડ, એ જ રીતિ નીચ. ૬
મહામિષ્ટ ભોજન કટુ લાગે, જેહને તન જ્વર હોય;
ઊંટ ભક્ષક કંટકતણો કુંપળ, આમ્ર ખાય ન કોય. ૭
ભગવદી જન ભગવંત ભજવા નિત્ય નવલા કોડ;
જન દયાપ્રીતમ પ્રભાકર, દેખે ન આસુરી ઘોડ ૮

---

પદ ૨૭. ૨. 'મરાલમીન મત્સ્યે નવ જાયજી, બગથે મુક્તાફળ ન ખવાયજી' પ્રા૦ કા૦ તથા क

૩ 'જો કદા સાકર ખાય' ( પ્રા૦કા તથા क )
૭ 'ઉંટભક્ષિ કંટકય કર્મ કુંપળ, આમ્ર ખાય ન કોય.' (પ્રા૦ કા તથા क )

## પદ ૨૮ મું.

### બ્રહ્મના જગત્કર્તૃત્વ વિષે શિષ્યનો પ્રશ્ન

ઢાળ.

સુણી એમ બોલ્યો શિષ્ય વચનજી, સુણી પ્રતિઉત્તર ઉકળ્યું મનજી;
સત્ય કહો છો સકળ પ્રપંચજી, સહુ હરિકારજ બંધ નરંચજી.૧
બ્રહ્મ સગુણ કહો છો સાકારજી, જીવ બ્રહ્મના અંશ અપારજી;
જીવ અજાના ઇશ્વર સ્વામીજી, જીવ અણુ પ્રભુ સહુ ગુણ ધામીજી. ૨

ઢાળ.

છે ધામી અક્ષર ધામના, સેવવા સતત તેહ;
અચલિત સેવક સ્વામી નાતું, સંભવે કયમ એહ ? ૩
જળતરંગ ભેદ નહિજ, કંચન કુંડળ ભેદ ન હોય;
મૃત્તિકા ઘટમાં ભેદ રહ્યો, જડ તે જ જૂદાં જોય ૪
નિર્લેપ બ્રહ્મ અખંડ સતત, ત્યહાં ન ભેદ ત્રિકાળ;
કહે ભેદ વેદ વૃથા જ, કહે કો સત્ય સમજે બાળ. ૫

### ગુરૂએ આપેલો ઉત્તર

એમ સુણી બોલ્યા શ્રીગુરુ, તું સુણી કહે છે વાત;
પણ અંતરમાં સમજણ નથી, આ મલિન આ અવદાન ૬
એક દ્રવ્ય કેરી અવસ્થા ગુણ, વિવિધ ભાત્યની થાય;
તે માટ્ય નિશ્ચેય કાર્ય કારણ વસ્તુ બે કહેવાય. ૭
છે ભેદ નામાકારથી, વળી ક્રિયાથી પણ હોય.
જે મૃદાથી આવે નહિ. તે ઘટે આવે તોય. ૮

## પદ ૨૯ મું.

### કારણ અને કાર્યનો સમ્બન્ધ તથા કારણની ત્રિપ્રકારતા.

લહેરી કુંડળ ને વળી કલશજી, જળ કંચન ભોમીથી દરશજી;
સમીર સોની કુલાલ પાખેજી, ભેદ ન ઉપજે નિરખ્યો આંખેજી. ૧

વણ ત્રય હેતુ કારજ ન હોયજી, શ્રુતિતિ સ્મૃતિ બોલે સહુકોયજી;
ઉપાદાન ઘટ મૃત્તિકા લહિયેજી, નિમિત્ત કારણ કુલાલ કહિયેજી. ૨

ઢાળ.

કહિયે વળી <u>સમવાયિ કારણ</u>, વિચર ચક્ર ને દંડ;
એ ત્રણ કારણ થકી, સમજી લે રચ્યું બ્રહ્માંડ ૩

જો નિર્ગુણ નિરાકાર વણ, બિજું ન હોય જર કોય;
તો તૂંજ કહે આ સૃષ્ટિ જર શી રીતે અભેદ હોય. ૪

### શિષ્યે રજુ કરેલો પ્રતિબિંબવાદ

સુણી શિષ્ય બોલ્યો સાંભળો, મહારાજ કહો છો જેમ:
હું કદાપિ હા કહું પણ, એમ વાદી માને કયમ? ૫

તે એમ કહે છે સાંભળો, કોઈ કાચમંદિર માંહે:
જન ગયો એક અનેક રૂપે, થયો પોતે ત્યાંહે. ૬

નિજ છાયા દર્પણે દેખી, માને અવર હામેશામ;
ભૂલો પડે પ્રતિબિંબ નિરખી, આપણુંજ અભિરામ. ૭

ત્યાં દ્દશ્યદ્રષ્ટ નથી અવર સત્તા ન સૃષ્ટિ કોય;
છે દયાપ્રીતમ બ્રહ્મ તે એક, વાદી કહે સહુ હોય ૮

---

૪. પ્રા૦ કા૦ તથા ક. મા 'સૃષ્ટિ' પછી 'જર' છે.

૮. 'ત્યાં દૃશ્ય દૃષ્ટ નથી' પ્રા૦ કા૦ તથા ક.

## પદ ૩૦ મું.

જળભરિ ધરિયે કોટિક કલશજી, તેટલા રવિ તેહેમાં હોય દરશજી;
ત્યમ સંયોગે કરીને માયજી, રૂપ બ્રહ્મનાં ઘણાં જણાયજી. ૧
એમ સુણી વચા શ્રીગુરૂ વાણીજી. મેં મનિ અતિ ૩ જાણીજી;
સુણી તારી વાતો હાંસી આવેછે, વદતો અસંભવ લાજ ન આવેછે. ૨

ઢાળ.

### પ્રતિબિંબવાદનુ ખંડન

તું લાવતો નથી લાજ મન જે, ખોટું સંભવશે કહીં;
(જો) તારા મનમાં બ્રહ્મ તો, રૂપ મૂળગું છે નહિ. ૩
વળી દર્પણ સ્થાને માયા કહી તે, માયા કપટનું નામ;
તે કપટમાં કયહાં અમલતા ગણો, આદર્શ કેરે ઠામ. ૪
પ્રતિબિંબ ન પડે રૂપવણ, નિર્મલી વસ્તુ પામ્ય;
પવનનું પ્રતિબિંબ કાચમાં, કયદું પડ્યું દીઠું ભામ્ય. ૫
વળી તું અભેદ કહે, જ્યહાં ત્યહાં ભેદ ભાસે સત્ય;
તે તુંજ તારા કહ્યાથી બંધાય છે વણ મત્ય. ૬
એક કાય બીજો નર ગણે વળી છાયા તેની ત્રીજી;
કોઇ અત્ર ચોથો મળ્યો સગે ભ્રમણમાં મતિ બીજી. ૭
અવયવ વિના છાયા ન સંભવ દયાપ્રીતમ રંચ;
સમજે ન જડ તું પણ બને નહિ યુગલ વણ પ્રપંચ. ૮

---

૩૦. ૧. 'ત્યમ સંયોગે કરીને માંયછ' ક પુસ્તકમાં 'માયજી' છે અને તે પાઠ બરાબર જણાય છે.
૩. પ્રા૦ કા૦ માં 'જો' કૌંસમાં નથી
૪. '(વળી) દર્પણસ્થાની માયા કહી' પ્રા૦ કા૦ ક પુસ્તકમાં કૌંસ નથી.
૫. 'કયદું'ને બદલે 'કહીં' પ્રા૦ કા૦ તથા ક
૭. 'નહિ'ને બદલે 'નહિં' પ્રા૦ કા૦ તથા ક

## પદ ૩૧ મું.

### માયાથી અદ્વૈતતાનો થતો વિરોધ

અખંડ વ્યાપક અરૂપ જણાયાજી, ત્યાં પ્રતિબિંબેજ શી છાયાજી,
અગુણ એક સદા ભિન્ન શી માયાજી, માયા છે તો એક શીદ ગાયાજી. ૧
રૂપવિના કર તત્ત્વ ન હોયજી સગુણવિના સૃષ્ટિ નહિ કોયજી;
જો કર્તા ના હોય સાકારજી, તો અવયવ હોય કેમ સંસારજી. ૨

ઢાળ

### કારણ અને કાર્યનું સારૂપ્ય

સંસાર રૂપ ન હોય જો, કર્તા પુરૂષ ના હોય;
કારણ સરીખું કાર્ય સઘળી, સૃષ્ટિ શેં નવ જોય? ૩
હરિ રૂપાદિક સહુ જોઇ નિજ, જગતનુ કીધું જાણ;
ના કહે તે અજ્ઞાન છે, તુ સત્ય કરી પરમાણ, ૪

### શ્રુતિવાક્યથી જગન્મિથ્યાત્વનો નિષેધ

કહે કરપદાદિક બ્રહ્મશ્રુતિ છે ગ્રહણ ગતિ આદિક;
નિર્વાહ કયમ તે વચ્ચાનો જો કેહેશ છેક અલીક. ૫

### બ્રહ્મની અપ્રાકૃતતા

સિદ્ધાંત તેનો એ જ છે પ્રાકૃત ન ઇન્દ્રિય ધર્મ;
છે અપ્રાકૃત આનંદમય, સહુ રૂપાદિક શ્રુનિ મમ. ૬

---

પદ ૩૧ ૧ 'શી છાયાજી' પહેલા 'શુ'પદ પ્રા૦કા તથા कમા છે.
૨ 'રૂપવિના કરતત્વ ન હોયજી' એવી મૂળની લીટીને બદલે 'રૂપવિના કર્તુંત્વ ન હોયજી क એવો પાઠ પ્રા૦કા મા છે. ગ પુસ્તકમા પણ 'કરતત્વ શબ્દ છે' અને તે પાઠ બરાબર છે.
૫. 'કહે કરપદાવિન બ્રહ્મ શ્રુતિ' પ્રા૦ કા૦ પ્રથમ લીટીમાં અને 'નિર્વાહ કયમ તે વચ્ચાનો' એ બીજી લીટીના પાઠ પ્રા. કા. માં સ્વીકાર્યા છે. क પુસ્તકમા પણ તે પાઠ છે.

તું કહેશ તેજોમય કહે: સહુ બ્રહ્મ ગોળાકાર;
તે રૂપ અક્ષર ધામ હરિ, તે માંહે છબી સાકાર. ૭
તેહની સમીપ જે વસનાર મહા પ્રભુ સદંશ નિત્યજ સિદ્ધ;
જન દયાપ્રીતમ કૃષ્ણસું, તે રમે અચળ પ્રસિદ્ધ. ૮

### પદ ૩૨ મું.

### ✓ કાચબાનું આપેલું દૃષ્ટાંત

વળી સમજાવું દેઇ દષ્ટાંતજી તારા મનની ટળવા ભ્રાંતજી;
જ્યમ કુર્મરૂપ છે કર પદ મુખજી. રમે સજાતિમાં લહે સુખજી. ૧
કોઈ વિજાતિ આવે જ્યારેજી, વર્તુંલરૂપ થઇ જાય ત્યારેજી;
અંગ સકળ છે પણ સંતાડેજી, શૂન્ય સરીખી પિંડ દેખાડેજી. ૨

ઢાળ.

દેખાય શૂન્ય સરીખડું, વપુ વિજાતીથી જ્યંમ;
ત્યમ શૂન્યવાદી શૂન્ય સરખા, માને દેખે બ્રહ્મ. ૩
જે જેહવા જાણીને ભજે, હરિ તેહને તેવા થાય;
✓ શ્રીમુખે શ્રીગીતાજીમાં એમ કહ્યું વૈકુંઠરાય. ૪
જ્યમ સૂર્યમંડળ જોઇ, જગ સહુ કહે ગોળાકાર,
છે દૂરના જોનાર દેખે, નહી રૂપ સમાર ૫
પણ અરૂણાદિક અવિલોકે અંતર, રૂપ રહે રવિપાસ;
એમ મંડળ અક્ષર તેજોમય માંહે, સૂર્ય ત્યમ અવિનાશ ૬
છે ધામી નટવર પુરૂષોત્તમ દૂરસ્થ અક્ષર ધામ;
તેની પ્રતીતિ થવા પ્રતિનિધિ પ્રકટ શાલિગ્રામ ૭
તે મધ્યથી રાધારમણ નિકસ્યા વૃંદાવન;
જન દયા પ્રીતમ અદ્યાપિ સદ્ શિલા દે દરશન. ૮

---

"૮: જનદયા પ્રીતમ અદ્યાપિ સદ્ શિલા દે દર્શન' પ્રાપ્ત નથી ૬ક
પદ ૩૩ મનવાળીથી પર અતિ 'સુરજી' પ્રાપ્ત નથી ૬ક

## પદ ૩૩ મું.

### બ્રહ્મને પ્રાકૃત કહેનારની નિન્દા

અરૂપ અગુણ તું કહે છે બ્રહ્મજી, તેથી પર છે પુરુષોત્તમજી;
દિવ્ય જન્મ ને કર્મ જેહનાંજી, પ્રાકૃત કહે ફુટયાં કર્મ તેહનાંજી. ૧
મન વાણીથી પર અતિ ગૂઢજી, તેહને શું જાણે જન મૂઢજી;
રૂપવિના કાંઇ નહિ સુખકારીજી, શાણા સમજે હ્રદે વિચારીજી. ૨

ઢાળ.

વિચારી જોયું શ્રીગુરુ મેં, શિષ્ય બોલ્યો વાણી;
ગુણ રૂપ વણ પ્રતિબિંબ શું મેં જુગતી જૂઠી જાણી. ૩

### શિષ્યે અધ્યાત્મવાદથી ગુરૂને વાળેલો જવાબ.

પણ જગત કહો છો સત્ય કયમ શ્રીમુખે ફરી ફરી આપ;
જે દેખતાં મટી જાય છે, જ્યમ દોરડીનો સાપ. ૪
જ્યમ રૂપું માને છીપ દેખી, પણ ન રૂપું થાય;
જો સત્ય રૂપું હોય તો કયમ ઘરેણું ન ઘડાય. ૫
જ્યમ મરીચિકા જળ જોઇ મૃગગણ મતિવના અથડાય;
ત્યહાં ન કિંચિત્ તોય, ધાઈ ધાઇ શ્રમિત થઈ પરતાય. ૬
એમ બ્રહ્મમાં અજ્ઞાનથીઃ જગતની ભ્રાંતિ હોય;
છે બ્રહ્મ સત્ય સદા જ તેથી, જગત સત્ય ન કોય. ૭
ગુરુ એમ બહુધા સુણી મેં, વિવર્તવાદની રીતિ;
જન દયા પ્રીતમ દૃઢ અભેદની તે થઈજ પ્રતીતિ. ૮

## પદ ૩૪ મું

### ગુરુએ વિવર્તવાદ-અધ્યાત્મવાદનું કરેલું ખંડન.

રે જડ તુજને નથી કાંઈ જ્ઞાનજી, મિથ્યા પંડિતનું અભિમાનજી;— નિરોદ
જૂઠી જુગતી ચઢી ઇતિહાસજી, જીવને નાખે ભ્રમની ફાંસજી. ૧ પડિવ

વાંકી ચૂંકી સર્પની ભાતેજી, જોઈ જે પડી કોઇ એક રાતેજી;
સાચા કેરી વિના સજાતિજી, ભ્રમ નવ હોવજ ચોયુગ ખ્યાતિજી, ૨

ઢાળ.

છે ખ્યાતિ ચોયુગ સર્પ સાચો, માટય ભ્રાન્તિ હોય;
જો જૂઠું પુષ્પ ગગનનું, દીઠું કહે ન કોય. ૩
જો શીપ સાચી હોય નહિ તે, રૂપું હોય ન સત્ય;
ના સત્ય નર તો, જોઇ તેહને, ભ્રમી કહેતી મત્ય. ૪
જો કિરણ સત્ય ન સૂર્યનાં તો ચમક શા થકી થાય;
રવિ કિર્ણમાં જળ છે જ માટે, ક્ષારક્ષિતિ દર્શાય. ૫
એ ચ્યારે સત્યના ભેદ વણ ભ્રાંતિ કયહું નવ થાય,
જડ દુરાગ્રહ અળગો કરે તો, સાચું તે સમજાય. ૬
સાવયવને વિવર્ત હોય, નહિં નિરવયવને કોય;
સાચીજ વસ્તુ માંહે સાચો, હોય તેહને હોય. ૭
નિરરૂપ બ્રહ્મ દ્યાપ્રીતમ વણ, અવર હોય ન વરત;
તો તેહને મન દષ્ટાંત કેરું, કથન પામે અરત. ૮

પદ ૩૫ મું.

જગતની સત્યતા

જો ભવ જૂઠો નિર્સંદેહજી, તો આ જૂઠો ધરીયો દેહજી;
તદા દેહની કૃતિ પણ જૂઠીજી, સાધન જૂઠે ગયું ફળ ઉઠીજી. ૧
વિના શરીર ન હોય જ્ઞાનજી, તે જૂઠે શો મોક્ષ મહાનજી;
પ્રાપ્તિ સ્વપ્નમાં થઇ હોય ગર્થજી, જાગે ના સરે તેથી અર્થજી. ૨

પદ ૩૪ ૨. 'વાંકીચુંકી સર્પની ભાતજી, જોઈ જેવડી કોઈ એક રાતજી'
પ્રા૦ કા૦ તથા ફ

### ઢાળ.

નિજ અર્થ સાચો સરે જે થકી, મળે પદ મહા મોહોટું.
તે તણું હેતુ શરીર સુંદર, કેમ કહીયે ખોટું? ૩
હરિ વસ્તુમાં મમતાપણું, તેટલું મિથ્યા જાણ;
વસ્તુનો નાશ નથી કદા તું સત્ય કરી પરમાણ, ૪
જે વસ્તુ પોતાથી લહી, તે નાશ પાંમે રોય,
માહારાપણું મિથ્યા ઠર્યું, વસ્તુ તો જ્યહાં ત્યહાં હોય. ૫

### જગતનું ભગવાનમાં સૂક્ષ્મબીજરૂપે અસ્તિત્વ.

તું કહેશ પરિણામ મૃષા, તે મંદ તાહરી મત્ય;
સંસાર સૂક્ષ્મબીજ રૂપે, સદા હરિમાં સત્ય. ૬
જેમ વૃષા વીતે અભ્ર અંતરધ્યાન હોય સહુ જોય;
ક્યહું હતો નહિ તો સમય આવી કોણ વરસ્યું તોય, ૭
ભવલીલા છે ભગવંતની, સંશય ન ભગવદ્રૂપ;
છે કારણ સાચું દયા પ્રીતમ કાર્ય પણ તદ્રૂપ. ૮

### પદ ૩૬ મું.

### નામ, રૂપ અને ગુણે કરીને ભેદની ઉત્પત્તિ

નામ રૂપ ને ગુણ કરી ભેદજી, સકળ રૂપ શ્રીહરિ કહે વેદજી;
વિચિત્ર લીલા રચી સમર્થેજી, રમણ પોતાને કરવા અર્થેજી. ૧
સકળ સદૃશ તું લે હરિ જોઇજી, હરિ સદૃશતા ન મળે કોઇજી;
આદ્ય તે એક રહે હરિ જેહજી, મધ્યે બહુ રૂપે ગણ તેહજી. ૨

---

૪, હરિવસ્તુમાં સમતાપણું તે, ઠર્યું મિથ્યા જાણ.' પ્રા૦ કા૦
પદ ૩૬ ૨. 'આદ્યંતે એક રહે હરિ જેહજી' પ્રા૦ કા૦

ઢાળ.

તેહ જ સકલ સર્વત્ર કારણ, કાર્ય ભેદ અભેદ;
તું નામ રૂપ વિનાશ કહે છે, તે વૃથા કહેછે વેદ, ૩
પોતે જ રચના રૂપ હરિ, પોતે જ જાય અનૂપ;
ચિત્ત શુદ્ધથી નિરખતાં, ભાસે વિલાસ છે તદ્રૂપ. ૪

શિષ્યની શંકા

સુણી એમ બોલ્યા શિષ્ય, ગુરુ મુજ સંદેહ ઉપનો એહ;
સર્વત્ર હરિ તો શ્રેય કયમ નહિ, જ્યહાં ત્યહાં કરતા સ્નેહ. ૫

ગુરુએ આપેલો ઉત્તર

કરી શ્રવણ શ્રીગુરુ બોલિયા, તુને સંશય ઉપનો સત્ય;
પણ શ્રવણ કર્યે શંકા ટળે, નિશ્ચલિત રાખી મત્ય ૬

ગંગાના દષ્ટાન્તે બ્રહ્મનાં ત્રણ રૂપો

ભૌતિક આધ્યાત્મિક ને, આધિદૈવિક હરિ ત્રિરૂપ;
જ્યમ ગંગાવારી તીર્થ દેવી, ક્રમ વિવેક અનૂપ. ૭
એ રૂપ ત્રણે સુરસરિ, વ્યવહાર જુદો જ્યંમ;
જળ જક્ત તીર્થ અંતર્યામી, દેવી પુરૂષોત્તમ. ૮

પદ ૩૭ મું.

નિરાવર્ણ અગ્નિ જ્યમ બાળેજી, સાવર્ણ સ્પર્શે ત્યમ ન પ્રજાળેજી;
એમ વિત હરિનું સંસૃતિ ટાળેજી, પ્રીત પ્રપંચે બંધ ન બાળેજી. ૧
ઘટ કાચાં અગ્નિમાં નહિ ગાયજી, પણ સિંચન તે ઘડને હોયજી;
બ્રહ્મ સત્ય ને જગત અસત્યજી, એમ કહે કાંગા વાજ મત્યજી. ૨

૪. 'પોતેજ રચનારૂપ હરિ, પોતેજ જોય અનુપ'

ઢાળ.

મતિ હીન લોચન એક દેખે, બહુ અવરનાં કોય;
તે તણે મત દષ્ટાંત કેરૂં, કથન કયમ કરી હોય ? ૩
તવ શિષ્ય કહે ગુરુ સાંભળો, પરમાર્થમાં હરિ એક;
વ્યવહારમાં સહુ સત્ય છે વર્ણવી વસ્તુ અનેક. ૪

### અજ્ઞાન દશામાં મિથ્યા જ્ઞાન વિષેનો શિષ્યનો ઉત્તર

જ્યહાં લગી જેહને નિજ સ્વરૂપનું, નથી ઉપજ્યું જ્ઞાન;
ત્યહાં લગી તેહને ભેદ વસ્તુ તણુ રહે છે ભાન. ૫
પ્રકૃતિવિકાર મટી ગયે, વ્યવહાર ભેદ અસત્ય,
ભ્રાંતિજનિત વ્યહવાર છે, ગુરુ શિષ્ય ત્યહાં લગી સત્ય. ૬
જ્યહાંસગી કાંઇએક રહે છે, અજ્ઞાન કેરો લેશ;
ત્યહાંલગી ગુરુજી કરે છે, ધ્રુવ શિષ્યને ઉપદેશ. ૭
ગુરુ દયા પ્રીતમ બ્રહ્મ અખંડિત, સ્વરૂપ નિજ કરી જાણે;
તદપિ પૂર્વ અભ્યાસ દ્વૈતની, ભ્રાંતિ મનમાં આણે. ૮

### પદ ૩૮ મું.

### ગુરુએ તેનું કરેલું ખંડન

એમ સુણી આચારજ બોલ્યાજી, જુકી જુગતી દેખી રોસ્યાજી;
અતિ અજ્ઞાની શિષ્ય વખાણ્યોજી, ગુરૂ આપું અજ્ઞાની પ્રમાણ્યોજી. ૧
ગુરૂને ન દર્યું પૂર્ણ જ્ઞાનજી, ભેદ દૃષ્ટિમાં ઉભય સમાનજી;
એકજ બ્રહ્મ હું છું સહુ ઠામેજી, સુજાવણ વસ્તુ અવર નહિ નામેજી. ૨

ઢાળ.

નામે ન વસ્તુ અવર એહવું, જ્ઞાન હોય જ જેહને;
હે શિષ્ય પૂર્ણ જ્ઞાની, તાહરે મતે કહે છે તેહને, ૩

---

૬. 'ભ્રાંતિજ નિત્ય વ્યવહાર છે' પ્રા૦ કા૦

જ્યહાં લગી અંતરમાં રહ્યો અજ્ઞાન કેરો લેશ;
ત્યહાં લગી તું જ વિચાર છે, શું ગુરૂ માંહે વિશેષ. ૪
ગુરૂ શિષ્ય બન્ને બરાબર, જ્યહાં લગણ દૃષ્ટિભેદ;
પણ જ્ઞાન તુજને ઉપજે છે, સત્ય વચને ખેદ. ૫

## શિષ્યની પુનઃ શંકા

સુણી શિષ્ય બોલ્યો પ્રભો, કેમ સમતા ઉભયને આપી ?
ગુરુ બ્રહ્મ જીવનો ભેદ તો, જાણતાં છે નહિ ક્યાપિ. ૬
અજ્ઞાન ધારૂં શિષ્યને, આપથી બીજો દેખે;
નિરરૂપ નિર્ગુણ બ્રહ્મ તે છું, દૂંજ એહવું લેખે; ૭
સ્વપ્ને ન દૃષ્ટિ અવર ગુરુ શિષ્યને મહા અજ્ઞાન;
ગુરુ દયાપ્રીતમરૂપ તે, કયમ હોય શિષ્ય સમાન ? ૮

## પદ ૩૯ મું.

## ગુરુએ કરેલો ખુલાસો

સુણી એમ વદિયા ગુરુવચનજી, તું સમ નથી કો મૂર્ખ જનજી;
ભેદ શૂન્ય જે ગુરુ નિજ પેખેજી, શિષ્ય ગુરુને ભિન્ન નાં દેખેજી. ૧
અવર વસ્તુ જો છે નહિ લેશજી, ગુરુ કહે કહોને ઉપદેશજી;
ભેદ દૃષ્ટિ તુજ મત નહિ જ્ઞાનજી, સુણ્યો ન ઉપદેશ્યા અજ્ઞાનજી. ૨

ઢાળ.

## જગતની અસત્યતા માટે શિષ્યે આપેલું ચંદ્રનું દૃષ્ટાંત.

અજ્ઞાનીને અધિકાર નહિ, જ્ઞાની ન ભેદ લગાર;
તો તાહરે મત ઉપદેશનો, સંભવે નહિ જ વિચાર. ૩
એમ સુણી બોલ્યો શિષ્ય, વિનતિ કરૂં સુણીયે સ્વામી;
એ વાત જુઠી નથી સાચી છે જ, કહું શિરનામી. ૪

એક ચન્દ્ર, દૃષ્ટિદોષવાળો દેખે ઉભયાકાર;
દેખનારો પણ સત્ય ન કહે, સમજી નેત્ર વિકાર. ૫
નિત્ય પ્રત્યે એક વિલોકીયો તે, સત્ય માને મંન;
પરિણામ મિથ્યા મિથુન ચાતાં નિર્મળાં લોચન. ૬

## શિષ્યના દૃષ્ટાન્તથી પણ જગતની સત્યતાનો ગુરુએ જણાવેલો સિદ્ધાન્ત

સુણ શિષ્ય શશિ સાચો ન છતો શું દૃષ્ટિ એ આવે;
જો જોનારો નથી સત્ય તો, બે ચન્દ્ર કોણ બતાવે. ૭
શ્રોતા ન સાચો હોય તો કહે કોણ આગળ વાત;
સાકાર સાચા દયાપ્રીતમ સત્ય ભવ સાક્ષાત્. ૮

### પદ ૪૦ મું.

સત્ય ગુરુ સાચો ઉપદેશજી, સત્ય શિષ્યના હરે ક્લેશજી;
પુષ્પ ગગનનું જૂઠું કહીયેજી, શીંગ સસાનું તદ્વત લહિયેજી. ૧
જૂઠો વંધ્યા સુત ત્યમ કહાવેજી, રૂપ કહ્યું કો દૃષ્ટ ન આવેજી;
તે સહુ સાચું ભાસે સ્પષ્ટજી, જૂઠું હોય તે નાવે દૃષ્ટજી ૨ ૨

ઢાળ.

### શિષ્યના મનનું થએલું સમાધાન

દૃષ્ટિયે જૂઠું ના પડે, સુણી શિષ્ય બોલ્યો વાણી;
મહારાજ સમજ્યો હવાં હું, તેની જુગતી જૂઠી જાણી. ૩
એહવી અનેક અભેદ જુગતી, સુણી વધ્યું મન અજ્ઞાન;
નિજકૃપાથી કાંઇ થયું હવાં, મુજ સત્યાસત્યનું જ્ઞાન. ૪

---

૭. 'સુણ શિષ્ય શશિ સાચો ન છ તો, શું દૃષ્ટિ એ આવે' પ્રા૦ કા
પદ ૪૦ ૪ 'સુણી થયું અજ્ઞાન' પ્રા૦કા તથા ક

હું રહ્યો કાશી ત્યહાં થયો, સંન્યાસી કેરો સંગ;
તે માયાવાદી હતો તેથી, ચઢ્યો એવો રંગ. ૫

મુને કહ્યું તૂં એક બ્રહ્મ નિત્યે પોતાનો કરી જોની;
નથી ભેદ તુજ મુજ આણું ન્યૂનાધિકપણું સહુ ખોની. ૬

છે સત્ય જ્ઞાન અભેદ સહુ, ભેદનું મિથ્યા જાણ;
નિજ રૂપગત સમજી સકળ તું, અભયતા ઉર આણ. ૭

બહુ કાળ તેહવો બોધ સુણી, નવ રહ્યો સત્ય વિવેક;
તે માટ્ય કહ્યું ગુરુ દયાપ્રીતમ, બ્રહ્મ જીવ તો એક. ૮

## પદ ૪૧ મું.

### શિષ્યે માયાવાદીને વર્ણવેલી ત્રણ સત્તાઓ

વળી તેણે એક જુગતી બતાવીજી, મુજને હવડાં સાંભરી આવીજી;
ત્રણ સત્તા કહે છે સહુ ઠામજી, શ્રી.ગુરુ સુણીએ તેહ નામજી. ૧

વ્યવહારિક તો પહેલી કહીયેજી, પ્રતિભાસ બીજીને લહિયેજી;
ત્રીજી પરમાર્થ ઇક બ્રહ્મજી, કહું વિસ્તારી તેહનો મર્મજી. ૨

ઢાળ.

### વ્યાવહારિકી, પ્રાતિભાસિકી અને પારમાર્થિક સત્તાઓ

મર્મભેદ શ્રુતિ વ્યવહાર તેમાં, સત્ય સહુ સંસાર;
છે પ્રાતિભાસની સ્વપ્ન, જાગ્યા પછી રહે ન લગાર. ૩

પરમાર્થ બ્રહ્મ સ્વરૂપ નિજ, તેહનું ન જ્યહાં લગી જ્ઞાન;
ત્યહાં લગી સાચું છે સકળ, ગુરુ શિષ્યનું અભિમાન. ૪

એ વિષે કહિ કહિ જુગતી બહુ, મોહિત કરે સંસાર;
તેહના મુખની વાતજાનો, કો ન પામે પાર. ૫

---

પદ ૪૧ ૨ 'પ્રતિભાસ બીજાને લહિયેજી' પ્રા. કા.

ત્રણ સત્તાના પક્ષનો ગુરૂએ વાળેલો ઉ

સુણી એમ ગુરુ કહે ત્રણ સત્તા, ખંડી છે મેં પહેલી;
વિવર્તપ્રતિબિંબવાદમાં, વળી પૂછે છે મતિ ઘેહેલી. ૬

નિજ મત નિજ ખંડન કરે, સમજે નહિ અણુ બાળ;
જ્યમ મૂર્ખ જે ડાળે ચડે, છેદન કરે તે ડાળ. ૭

પરમાર્થમાં વસ્તુ અવર નહિ, એ જ પાઠ પ્રમાણ;
છે દયાપ્રીતમ બ્રહ્મ એક જ છે કહેનારૂં કોણ ? ૮

પદ ૪૨ મું.

કહેશો અવરનું વધું ન સાચુંજી, વેદ કહે છે તે કયમ કાચુંજી;
તો તું બંધાયો મુખ તારેજી, કશું પણ કહેવું ન પડયું મહારેજી. ૧
એક બ્રહ્મ ને બીજો વેદજી, સિદ્ધ કર્યો પરમેશ્વર ભેદજી;
જ્યહાં ત્યહાં સત્તા ત્રણ બતાવેજી, તેહેમાં મ્હોરો દોષ એ આવેજી ૨

ઢાળ.

ગુરુએ બતલાવેલું વ્યવહારનું લક્ષણ

ત્યહાં આવે મ્હોરો દોષ એ, મન વચન તન જે થાય;
પંડિત પુરુષ એમ કહે છે, વ્યવહાર તે કહેવાય. ૩

એ ત્રિસત્તામાં આવિયું નથી પરસ્પર કાંઇ ભેદ;
એ તરેહ ઘોખો ઘેર છે, સમજતાં થાશે ખેદ. ૪

પ્રાતિભાસિક સત્તાની ખામી

સ્વપ્નમાં જે જે વસ્તુ કાંઈ, નિદ્રસ્થ દેખે જન;
તે સમય ભાસે તેહને, વ્યવહાર સાચો મન ૫

---

૮ 'પરમાર્થમાં વસ્તુ અવર નહીં, અને એ જ પાઠય પ્રમાણ;
છ દયાપ્રીતમ બ્રહ્મ એકજ, તે કહેનાકે કોણ'
પ્રા. કા. તથા क

તે સમે સાક્ષી બ્રહ્મ રહે છે, શ્રુતિ કહે સહુ કોઈ;
વૈખરીનો વ્યવહાર આવો, ઇહાં પણ લે જોઈ. ૬

જાગ્રત સમય સહુ કરે છે, જે વિધિયકી વ્યવહાર;
તે રીત પાછો સ્વપ્નમાં, દેખે સકળ સંસાર. ૭

એ વિધે સત્તા ત્રણમાં, ઉપજે છે વ્યવહાર;
એ દયાપ્રીતમ બ્રહ્મ લગી, સંભવ ન સમજ ગમાર ! ૮

પદ ૪૩ મું.

જળના દૃષ્ટાંતથી જીવ-બ્રહ્મની એકતાનો શિષ્યે રજુ કરેલો પક્ષ

શિષ્ય કહે સુણો ગુરુ હું ભાખુંજી, જુક્તિ અવર તેહની કહી દાખુંજી;
જીવ ને બ્રહ્મ બે એક ઠરાવેજી, ત્યહાં દૃષ્ટાંત તે જળનું બતાવેજી. ૧

જ્યમ જળ મધ્યે જળ મળી જાયજી, એમજ બ્રહ્મમાં જીવ સમાયજી.
વળી જુગતી એક કહે છે અભેદજી, મત તેને રહે નહિ ભેદજી. ૨

ઢાળ.

દીપજ્યોતિનું દૃષ્ટાંત

કાંઈ ભેદ ન રહે દીપજ્યોતિ, જુગમ જ્યહાં મળી જાય;
ટળતાં અવિદ્યા જીવ ત્યમ જ, બ્રહ્મમય થઈ જાય, ૨

એ બ્રહ્મ ને હું બે નથી, સમજ્યો શબ્દ જ્યાં દ્વંદ;
ત્યહાં નિશ્ચે તે ભોગી થયો, જાણવો બ્રહ્માનંદ. ૪

ગુરુએ એકતા પક્ષનું કરેલું ખંડન

સુણ્ય શિષ્ય એ ત્રય યુક્તિ કેરા, ખંડનની કહું રીત;
એ વિચારેથી વ્યર્થ છે, તું રમે પરતો પ્રીત, ૫

---

૮. 'સંભવ ન સમજ્યા ગમાર' પ્રા૦ કા૦

પદ ૪૩ ૨. 'મન તેને ત્યાં રહે નહિ ભેદજી' પ્રા૦ કા૦ તથા ક

ઘટ પૂર્ણ જળ હોય તેહમાં, જો અવર નીર સમાય;
તો જાણીયે જે જીવ જડને, બ્રહ્મમાં ભળી જાય. ૬
દૃષ્ટાંત બીજું જ્યોતિ મધ્યે, જ્યોતિ મળતી હોય;
તો એ મળ્યેથી પ્રકાશ અધિકો કયમ લેખે સહુ કોય? ૭
દીપ પ્રભા બે જાણીએ, ઘટવધ ધર્મને હોય;
જન દયાપ્રીતમ કૃષ્ણ ધર્મી, દોષ ન અડે કોય. ૭

## પદ ૪૪ મું

### દીપકના દૃષ્ટાંતમાં ગુરુએ દેખાડેલા દોષ

દીપની કાંતિ રહિ હોય ફેલીજી, લઈએ તેહને ઘટ સંકેલીજી;
દીપકને કશી હાનિ ન આવેજી, ન્યૂનાધિકતા કાંતિને કહાવેજી. ૧
ઉપમા ને ઉપમેય કયંનજી, ન ઘટે એક બ્રહ્મ અનંતજી;
વળી કહ્યો ત્રીજો દૃ'દ વિયોગીજી, તે કયમ હોય બ્રહ્માનંદ ભોગીજી ૨

ઢાળ.

એક ભોગી ને વળી ભોગ વસ્તુ, બે વિમાશી જોય;
જો એક તો આનંદ અનુભવે, તેહને ન મળે કોય. ૩

✓ જીવ-બ્રહ્મની એકતાનું ખંડન.

અદ્વૈત બ્રહ્મ અરૂપથી, પૃથક્ ના હોય પ્રકાશ,
જો ધર્મિને માયા અડે તો, સ્વરૂપનો હોય નાશ, ૪
કહે જીવ બ્રહ્મની એકતા, જાણવો અજ્ઞથી અજ્ઞ;
છે જીવ તો અલ્પજ્ઞ નિશ્ચે બ્રહ્મ છે સર્વજ્ઞ, ૫
વળી જીવ તો છે અનીશ્વર ને, ઈશ્વર છે પરબ્રહ્મ;
તે ઉભયની એકતા, વિદ્વજ્જન કે કહો કયમ. ૬
આણુ જીવ કર્માદિક વશ ભોગવે વિવિધ કલેશ;
છે મહદ્‌બ્રહ્મ સ્વતંત્ર આનંદ કર્માદિક નહિ લેશ. ૭

પડે સ્વર્ગ નરકમાં જીવ એ, સંસૃતિ વારંવાર.
જન દયાપ્રીતમ કૃષ્ણભક્તિ કરે પામે પાર. ૮

## પદ ૪૫ મું.

### ઈશ્વરની જીવથી અધિકતા અને ભિન્નતા

જીવ મનોરથ કરે અનેકજી, પૂરો ન પડે તેમાં એકજી;
બ્રહ્મ ચાહે તે તત્ક્ષણ હોયજી, તેને મેટી ન શકે કોયજી. ૧
હું જ બ્રહ્મ છું જગમય કહે છે જી, જનનરકના ભોગને સહે છે જી;
મિથ્યા ગુરૂ ને મિથ્યા જ્ઞાનજી, શિષ્ય મૃષા કયમ તે ગુરુધ્યાનજી. ૨

ઢાળ.

કયમ ધ્યાન જૂઠા ગુરુનું આવે? ન સમજે બાળ;
રે શિષ્ય તું મા પડીશ, માયાવાદિ માયા જાળ. ૩

### મુક્તિ માટે દ્વૈત જ્ઞાનની આવશ્યકતા

નહિ દ્વૈત જ્ઞાન વિના જ મુક્તિ, કહે વેદપુરાણ;
છે વ્યાસાદિકનો એ જ આશય સુજ્ઞ, ન લહે કોણ? ૪
હું વિપ્ર છું, હું ક્ષત્રી છું, વૈશ્યાદિ છે સૌ ભાન;
નથી દેહ જીવની ભિન્નતા સમજતાં જન જ્ઞાન ૫

### અભેદજ્ઞાનથી મુક્તિના પક્ષમાં ગુરુએ જણાવેલી ત્રુટિ

જો સાધન મુક્તિ કેરૂં એહ, અભેદજ્ઞાન જ હોય;
તો સહજ મોક્ષ લહે સહુ. ગુરુ શરણ ચાહે ન કોય ૬

---

પદ ૪૫: ૩. રે શિષ્ય! તું મા પડીશ,' પ્રા૰ કા૰ તથા क

૪. છે વ્યાસાદિકનો એજ આશય, સુજ્ઞ લહે કોણ'
પ્રા૰ કા૰ क પુસ્તકમાં 'સુજ્ઞ ન લહે કોણ' એમ છે.

અશ્વત્થ વૃક્ષ તનું કહ્યો શ્રુતિ, ત્યહાં ખગ જોડ;
એક બ્રહ્મ બીજો જીવ, મિથ્યા કહે મોટી ખોડ. ૭

### ભેદપક્ષમાં શ્રુતિનું વચન

છે જીવ બ્રહ્મનો દાસ નિત્ય જ, બ્રહ્મ સહુ જગસ્વામી;
છે જીવ બ્રહ્મની દેહ તેમાં, બ્રહ્મ અંતર્યામી. ૮
જડ અણુ વ્યાપક હેતુ હરિ, કરે વર્ણન વેદ;
જન દયાપ્રીતમ કૃષ્ણને, ત્રય તત્ત્વભેદ અભેદ. ૯

## પદ ૪૬ મું.

### નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થ

નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થજી, એમ કર્યો મહાભત્ય સમર્થજી;
પ્રાકૃત ગુણ નહિ જેમાં લેશજી, અપ્રાકૃત ગુણ ભર્યા અશેષજી. ૧
સત્ ચિત્ આનંદ આદિ અનંતજી, ઐશ્વર્યાદિસહ ભગવંતજી;
અગુણસગુણ એ બ્રહ્મ વિચારજી. કેવળ નિર્ગુણ કહે ગમારજી. ૨

ઢાળ.

કહે છે ગમાર ગતિ વિના, જીવ બ્રહ્મ થાયે એક;
ભળે બ્રહ્મમાં એ કથન છે, જીવ ભિન્ન ભાખું વિવેક. ૩
✓નદી નીર ચઢી સાગર ભળે, ભિન્નતા ન ભાસે લેશ;
નિજ ઉદક લેઈ પાછો ફરે, સરિ સલિલ રહે અવશેષ. ૪
બહુ વૃક્ષના રસ ભળેથી, નિપજે મધુઅપૂપ;
નવ સ્વાદ જૂદો અન્ય, મક્ષી જ્ઞાન પૃથક સ્વરૂપ. ૫
નથી ભિન્ન તો કયમ જનક બોલ્યો, ભળી બ્રહ્મસ્વરૂપ ?
વળી બ્રહ્મ ભળિયાં નિકળ્યા, વ્રજવાસી કયથ અનુપ ? ૬

૭. 'ત્યાં કહ્યા ખગ જોડ' પ્રા૦ કા૦
૩. 'ભળ્યો બ્રહ્મમાં એ કથન છે' પ્રા૦ કા૦

### ભજનાનંદની બ્રહ્માનંદથી અધિકતા

કદી બ્રહ્મ ભજ્યા તોયે સુખ કશું, જળસ્વાદ શો જળરૂપ,
જ્યમ કમળ ગંધ ન કમળને, ભોક્તા સુગંધ મધુપ. ૭
છતે સ્વામીએ વિધવાપણું, મહુ માને માયાવાદી,
જન દયાપ્રીતમ કૃષ્ણાનંદના રસિકજન છે સ્વાદી. ૮

### પદ ૪૭ મું

### ભજનાનંદનાં ભોગી વ્રજાંગનાની જ્ઞાનીઓ કરતાં અધિકતા

સર્વોપરિ છે ભજનાનંદજી, પણ અનુભવ નહિ જે રતિમંદજી;
તે સુખ લુંટ્યું સહુ વ્રજભક્તેજી, હરિ વશ કીધા જાણ્યું જક્તેજી. ૧
શુક મુનિ વ્યાસે પ્રશંસા કીધીજી, પદરજ માગી ઉદ્ધવ લીધીજી,
શેષરમાશિવવિધિ નિજ નિંદેજી, ફરી ફરી ગોપીજન પદ વંદેજી. ૨

ઢાળ.

વંદે સર્વ શ્રીકૃષ્ણને, તે કૃષ્ણ પણ આધીન;
ત્યહાં મોટ્યમની અવધિ થઇ, ગજ પદે સહુ પદ લીન ૩
શ્રીગોપીજન વલ્લભ અતિ, પ્રિય નંદ સુતને નામ;
હરિ વિશ્વ વલ્લભ વલ્લભ તેહને પ્રાણાધિક વ્રજવામ. ૪
કાંઇ કહું તેહનું હેતુ જેહમાં, હેતુ વણ દૃઢ ભંક્ત,
અલવ્યસન મૂર્તિમાન્ શાશ્વત, પ્રેમ સહ આસક્તિ. ૫
એ રીત રતિ નહિ અવરમાં, સર્વની સાભિપ્રાય;
ભવ બ્રહ્માદિક ન સમાન, મોટા જ્ઞાની યોગી રાય. ૬
પ્રીતિ સહજની અતિ ઘણી, શ્રીનાથજીને ભાવે;
તે કોટિ સાધન કર્યે હરિ, કરુણા વિના કયહું નાવે. ૭

તે સંપૂર્ણ વ્રજ ભક્તમાં, અનપાયની નવ જાય;
જન દયાપ્રીતમ કૃષ્ણ છતાં અછત શ્રુતિ ગાય. ૮

## પદ ૪૮ મું.

કહેશો ક્યમ નહિ સમતા કોયજી, કહું સમજાવી સમજ ન હોયજી;
નિજ આજ્ઞા બ્રહ્મા તપ કીધોજી, રાસમંડળમાં ક્યારે લીધોજી ? ૧
જોગ જુગતિમાં શંકર પૂરાજી, પરમ તત્ત્વમાં મન ચકચુરાજી;
ભુજ ધરી શ્રીવાનંદ કુમારેજી, ગાન કર્યું કહો લગીમળી ક્યારેજી ? ૨

ઢાળ.

જો ક્યારે ભગદાલભ્યઋષિ ભિંજતા વૃષ્ટિ માંહે;
જો વ્રજપતિયે ધરી ગિરિ, કર શિશ કીધી છાંહે. ૩
તપપુંજ દુર્વાસા ઋષિ, તૃણ દૂર્વા નિત્યાહાર;
દુઃખી ચક્રાનલ દેખીને ક્યમ પીધો ન નંદકુમાર ? ૪
મુનિ માર્કંડેય જ્ઞાની યોગી, તેને નિજ ભરમાવ્યા;
શત કલ્પ વિસા જળ વિષે, તોહે વરુણથી ન મુકાવ્યા. ૫
નિજ ભક્ત વિરહે કૃષ્ણ કાતર, કૃપામય શ્રુતિગાય;
હરિ છતાંનો શુદ્ધ ભક્તિ, સમ ન એકે ઉપાય. ૬
કોટિ કલ્પ લગી તપ સમાધિ, ધ્યાનાદિક કરી કોય;
અઘરહિત જન થાયે તદા, ઉર ઉદય ભક્તિ હોય. ૭
તે પણ સહેતુ અહેતુકી હરિકૃપા વણ નવ થાય;
થઇ તદા દુર્લભ કશું નહિ, વશ દયાપ્રીતમ રાય ૮

## પદ ૪૯ મું.

### કર્મ અને જ્ઞાન કરતાં ભક્તિની અધિકતા

કર્મજ્ઞાનનું ફળ ભક્તિજી, શ્રીગીતા શ્રીમુખ કરી વ્યક્તિજી;
કર્મ પૂર્વે ભાખ્યું પછી જ્ઞાનજી, છેલ્લી ભક્તિ કથી ભગવાનજી. ૧

પદ ૪૯ ૧. 'કર્મજ્ઞાનનું ફળ તે ભક્તિજી' પ્રા૦ કા૦

કર્મે કરવી સત્વની શુદ્ધિજી, જ્યાંલગી હરિમાં લુબ્ધ ન બુદ્ધિજી;
શ્રવણાદિકમાં શ્રદ્ધા જાગીજી. થવું કર્મથી પછી વીતરાગીજી. ૨

ઢાળ.

વીતરાગી થાવું કર્મજડથી, ભક્તિમાં વિક્ષેપ;
વિશ્વાસ દૃઢ હરિ સેવતાં. કર્મનો ન અડે ચેપ. ૩
તું કહેશ કર્મ કદા ન તજવાં, વેદ વાણી ખ્યાત;
સર્વાત્મભાવે હરિ શરણ, નથી ગયા તેહની વાત. ૪

### ભક્તિથી તમામ ધર્મો હેઠ

સહુ કર્મ તજી હરિને ભજે તેથી ધર્મ સહુ હેઠ;
ત્રય કોટિ ઋષિ તે ભક્તકર્મની, ભોગવે છે વેઠ. ૫
હરિભજન અર્થે સ્વધર્મ મૂકે, કદિ પડે જો કાચો:
તોપણ નથી જ અભદ્ર તો, શો લાભ સ્વધર્મ સાચો. ૬
શત જન્મ સ્વધર્મનિષ્ઠ નર, લોકે વિરંચિ જાય;
ભગવદી તેજ તનું તજે, પદ પરમ પ્રાપ્તિ થાય. ૭
સેવા સદા શ્રીકૃષ્ણ કરવી, તે જ વર એક કર્મ;
જન દયાપ્રીતમ જગન્નાથજી, વદા મોટો ધર્મ. ૮

### પદ ૫૦ મું.

### અભક્ત બ્રાહ્મણ કરતાં ભક્ત ચાણ્ડાલની ઉત્તમતા

શ્રેષ્ઠ સર્વથી તે ચાંડાલજી, મન વચ ઉચ્ચરે જપ ગોપાલજી;
તેણે કીધાં તપ સહુ તીર્થજી, સ્વધર્મ સાધ્યા યજ્ઞ સમર્થજી. ૧
વેદ ભણ્યા તેણે સહુ જાણો જી, અથવા પુર્વે કર્યાં પ્રમાણો જી;
કીર્તક આનંદ એ વિખ્યાત જી; કહ્યું કપિલજી પ્રત્યે માત જી. ૨

૨. 'કર્મે કરવી સત્વની શુદ્ધિજી' પ્રા० કા०

## ઢાળ.

## સંધ્યા એટલે શું ?

માતાનું ભાખ્યું કહ્યું, વળી કહ્યું ઉપનિષદનું વચન;
સંધ્યા ન કુશળ મંત્રથી, થાય કૃષ્ણ સાધ્યે મન, ૩
મન કૃષ્ણરૂપે જોડવું, સંધિનું સંધ્યા નામ;
એમ વાસુદેવોપનિષદમાં, કહ્યું છે અભિરામ. ૪
મન વચન કર્મે ચાલવું, જ્યાંલગી ઉજ્વળ હોય;
પછી રંગ કૃષ્ણ ચઢાવવો, વળતી ધૂએ તો રોય. ૫

## કર્મજડનું લક્ષણ

તજી ઉચિત રીતિ હઠ કરે, તે કર્મજડ કહેવાય;
જ્યમ શ્વાનકે કહિ, તે કાદવા દે ન કદાય. ૬
હોય અનીશ્વરવાદી મીમાંસક, કર્મ અત્યાસક્તિ;
હરિ બહિર્મુખ તે જાણવા, કદી પ્રાપ્ત થાય ન ભક્તિ. ૭
પ્રભુ વિમુખ દ્વિજ ગુણ બાર સહ, સ્વયં તરે નહિ ગરવાલ;
હરિ દયાપ્રીતમ દાસ વર, કુળ સહ તરે ચાંડાલ. ૮

## પદ ૫૧ મું.

## બ્રાહ્મણ કોને કહેવો ?

કદિ વિમુખ હોય ગુણ ભંડારજી, તે સહુ ગુણને છે ધિક્કારજી;
કદિ હરિજન મહાદેવની ખાણજી, તદપિ વર સાધુ તે જાણજી. ૧
બ્રાહ્મણ થઇ સાધે હરિ ભક્તિજી, તેહને તુલના નહિ જન જક્તજી;
સાચા બ્રાહ્મણ કહાવે તેહજી, કૃષ્ણ બ્રહ્મને જાણે જેહજી. ૨

---

૧. 'કદિ વિમુખ ગુણભંડારજી' પ્રા. કા.

ઢાળ.

જે બ્રહ્મ જાણે તે જ બ્રાહ્મણ, જન્મ સાચો શુદ્ર;
સંસ્કારથી દ્વિજ વેદાભ્યાસે, વિપ્ર માને બુદ્ધ. ૩
હરિ લહે તે શ્રુતિ ઉચિત બ્રાહ્મણ, બીજા કહેવા માત્ર;
જેમ પયપીયૂષ કહેવાય પણ, હવે મૃતક નવ ગાત્ર. ૪
એમ સુણી બોલ્યો શિષ્ય, બ્રાહ્મણ સર્વ સરખાં પાત્ર;
એ ઈશ્વર કેરાં રૂપ તે ક્યમ, કથન કરવા માત્ર! ૫
એમ સુણી શ્રીગુરુ ઉચ્ચર્યા, તું સમજતો નથી બાળ;
મુખ્ય શંકર સ્વામી વજ્રસુચિ, અર્થે કર્યું તત્કાળ. ૬
જો કહેશ બ્રાહ્મણ દેહ તો, સંભવ ન સંકટ જાગે;
સુત પ્રજાળે પિતુ દેહ ક્યમ, નવ બ્રહ્મહત્યા લાગે? ૭
જો કહેશ આત્મા બ્રાહ્મણ છે, નહિ સંભવે નિરાધાર;
આત્મા દયા પ્રભુ અંશ વ્યાપક, બ્રાહ્મણ સહુ સંસાર. ૮

પદ પરજું

પૃથક્ પૃથક્ જીવાત્મા કહેશજી, તોપણ દૂષણ તેમાં લેહેશજી;
બહુ બદલે છે આત્મા દેહજી, ક્યમ કહાવે નહિ બ્રાહ્મણ તેહજી. ૧
શુક્લ વર્ણું જો બ્રાહ્મણ કહિયેજી, તેનો પણ નિશ્ચે નવ લહિયેજી;
બ્રહ્મબીજ બ્રાહ્મણ સન્માનજી, તેનું નિ[illegible] ક્યહાં છે જ્ઞાનજી. ૨

ઢાળ.

હરિના ભજનાર એજ બ્રાહ્મણ; તે વિષે આપેલાં ઋષિ-મુનિઓનાં દૃષ્ટાંત

હોય જ્ઞાન સમ્યક્ ઓળખે, હરિ જાતિનું નહિ કામ;
જો ભજતું તુજને પશુ, હરિ ભજે બ્રાહ્મણ નામ. ૩

ઋષિશૃંગ મૃગથી ઉપન્યા, કુશાસ્તરણ કૌશિક;
શશપૃષ્ઠથી ગૌતમ ઉદે, વાલ્મીક થયા વલ્મીક. ૪
મુનિ પરાશર ચંડાલિગર્ભે, અગસ્ત્ય ઘટથી જાત;
માતંગ મુનિ માતંગી સુત માંડવ્ય માંડુકી માત. ૫
હરિણી કુંવર અનુચર ઋષિ, ભરદ્વાજ મા શૂદ્રાણી;
કૈવર્તકન્યા જનની વેદવ્યાસ મુનિની જાણી. ૬
વેસ્યાથકી જ વસિષ્ઠ, ક્ષત્રાણીથી વિશ્વામિત્ર;
ડિંકરી જનની નારદ મુનિ, જગપૂજ્ય પરમ પવિત્ર. ૭
ઇત્યાદિ બ્રાહ્મણ કહાવિયા. શ્રીકૃષ્ણભજન પ્રતાપ;
નથી દયાપ્રીતમ કૃષ્ણ પ્રિય તે, પ્રકટ મૂર્તિ પાપ. ૮

## પદ પ૩ મું

## જીવબ્રહ્મની એકતા વિષે વધુ દલીલ

જાતી તે પણ મહા અજ્ઞાનીજી, પ્રભુપણું પોતે એહ માનીજી;
ધર્મદાસનો સઘળો તાગેજી, તે કયમ પરમેશ્વર પ્રિય લાગેજી. ૧
હું સાગર છું બોલે લવણજી, સત્ય કહે તે વાણી કવણજી;
જીવ કદાપિ બ્રહ્મ ન થાયજી, નદી ઉલટી વહી મૂળ ન સમાયજી. ૨

ઢાળ.

જ્યમ મૂળમાં ન સમાય નદી ત્યમ જીવ સમાય ન બ્રહ્મ;
એમ કાર્ય કારણ નિરંતર છે, મુગ્ધ ન લહે મર્મ. ૩
હરિ વર્ણું જીવ ૨કાર ક્રમ, એક કર્મ રૂપે હોય;
બાળી ગયાનો આકાર, અધ શિર છત્ર સેવક જોય. ૪
સનકાદિ વિષ્ણુ વિલોકી કહ્યું, અધિક સ્વરૂપાનંદ;
અમો બ્રહ્માનંદ પણ અનુભવ્યો છે, આ થકી અતિ મંદ, પ

શુકદેવજી પણ બ્રહ્માનંદ નિમગ્ન હતા સત્ય;
ઉદ્ધાર કીધો ત્યાં થકી સ્વરૂપાનંદ અધિકો અત્ય. ૬
જો ભિન્ન નહોતા બ્રહ્મથી તો, નીકળ્યા કહો કયમ ?
તે માટય માથાકૂટ મુકી, પૂજ્ય પુરૂષોત્તમ. ૭
ભાખિયું ભક્ત્યાચાર્ય માર્ગ, જ્ઞાન ભ્રાંતિ મૂળ;
જન દયાપ્રીતમ સેવવા, તેને નહિ અનુકૂળ. ૮

પદ ૫૪ મું.

ભક્તિ સિવાયનાં સાધનોની શૂન્યતા

પુરુષોત્તમને પ્રિય જે ભક્તિજી, તે સાથે નહિ અણુ આસક્તિજી;
નિશદિન રહે છે કષ્ટ મહાનજી, લભ્ય થવાને કેવળ જ્ઞાનજી. ૧
પોચ્ય ફૂટતાં લાભ ન લેશજી, એ જ ઉગરે કેવળ કલેશજી;
કહેણુ સમજવું તેહવું કહેતુંજી, વિવેક સાધન કહેણુજ લેહેતુંજી. ૨

ઢાળ.

લેહેતું કઠિન સહુ રીતથી, જ્ઞાનમાં વિઘ્ન અપાર;
એ ઘુણાક્ષર ન્યાયે સફલ, કોઈને કોઈ એકવાર. ૩

ભક્તિરસ આગળ મુક્તિની તુચ્છતા

તે લાભ પણ વળી તુચ્છ જોતાં. મુક્તિ મૃત્યુ સમાન;
જે અસુર અરિભાવે મળ્યા. સમ કર્યું વૈર ને જ્ઞાન. ૪

તત્ત્વનું હુંપણું.

એ તત્ત્વ હુંપણું તુચ્છ લાગે, પ્રેમરસ પીનાર;
હરિ દે ન લે જલલવણ સરખી, મુક્તિ માને ચાર. ૫

ભક્તિ અને મુક્તિની સરખામણી

ઢોકળા સરખી મુક્તિથી, જન પ્રેત થાય પ્રસન્ન
જે ભક્તિ ઘેબર ભોગિયા, તેનું ન માને મંન. ૬

નિત્ય સેવક સ્વામિભાવ વણ, અન્યથા નથી આનંદ;
પણ પય પચે માર્જાર, પાયસાન્ન ન પચે રતિમંદ. ૭
પોતા સરિખો પ્રભુ કરે પણ, ન આપે નિજ ભક્તિ;
તે દયાપ્રીતમ પ્રાણ પ્રિય, જેહને દૃઢ સ્વરૂપાસક્તિ. ૮

પદ ૫૫ મું.

ભક્તિમહિમા

ડી રસાળી શ્રી હરિભક્તિજી, સકળ શિરોમણિ નિગમે વ્યક્તિજી;
ભક્તિ યુક્તથી ભુવન પવિત્રજી, માધવ માને મનથી મિત્રજી. ૧
ભક્તિ વિના સહુ સાધન શૂન્યજી, શ્રીભાગવતે ભાખ્યું શુક મુન્યજી;
ભક્તિરહિત અસુર તપ અસજી, ભવ ભય હેતુ ન લહે ગત્યજી. ૨

ઢાળ.

ગતિ થાય નહિ ભક્તિ વિના, કોઈ કરો કોટિ પ્રયત્ન;
ભક્તિ સ્વરૂપ શ્રમ પરમ પદ, જ્યમ કોડી સાટે રત્ન. ૩
પ્રાચીનબર્હિષ નૃપે અગણિત, યજ્ઞ ચિતરી જક્તિ;
તે થકી ઉલટો ભય થયો, હર્યો નારદ દેઈ હરિભક્તિ ૪
ગૌદાની નૃગનૃપ ભક્તિવણ, થાવું પડ્યું કૃકલાશ;
ભક્તિ સહિત નંદે કર્યાં, ગૌદાન પૂર્ણાભિલાષ. ૫
વાસના ન ટળે યોગથી, જો હોય ભક્તિ વિયોગી;
બહુ દિન સમાધિ ઉતરે, ક્ડી થઇ પૂછ્યું યોગી. ૬
શું થાય અગણિત સાધને, વણ ભક્તિ સુંદર સ્યામ;
જો ભક્તિ છે તો કોઇ સાધન, તણું છે નહિ કામ. ૭

---

૭. 'પણ પય પચે માંજાર, પાયસ ના પચે રતિમંદ, પ્રા૦ કા૦ તથા क
૬. 'બહુ દિન સમાધિ ઉતરયે, કડી થઇ પૂછ્યું યોગી ' પ્રા. કા. તથા ख
કડી-કળી ( કણયુક્ત )

અજપા જપો અનહદ સુણો, પાંપળાં સઘળાં વ્યર્થ;
જન દયાપ્રીતમ કૃષ્ણભક્તિ, વિના ન સરે અર્થ. ૮

પદ ૫૬ મું.

વ્યર્થ ભણ્યા બ્રાહ્મણ વેદજી, રાવણ દીધો રઘુપતિ ખેદજી;
ભક્તિ વિના વંદ્યો વૈરાગજી, જો નવ ઉપન્યો હરિ અનુરાગજી. ૧
ભક્તિ મણિ ને દીપક જ્ઞાનજી, અભય સભયાદિ કર માનજી;
જેહને જેહની ઉપર સ્નેહજી, તેહને ગણિયે તેહનો દેહજી. ૨

ઢાળ.

વળી દેહ તેહનો તેહ જેહને. હરે જેહનું રૂપ;
ઉર જેહને શ્રીભક્તિ છે, તે જાણવા તદ્રૂપ. ૩

ભક્તને માયા બાધા કરી શકતી નથી.

નહિ મોહ સ્ત્રીને સ્ત્રીથકી, છે માયાપણ સ્ત્રી દેહ;
ભક્તને ન દમે અજા તે, સમજવું કારણ એહ. ૪
પુલિંગ જ્ઞાન વૈરાગ્ય, યોગાશ્રિત તત્સમ સોહે;
તે માટય પીંડ પ્રધાન કે છે, નારી નરને મોહે. ૫

ભક્તિ અને જ્ઞાનની સરખામણી

ભવતારણ નૌકા ભક્તિ દાર, તુમ્બિ જ્ઞાનાદિક;
નાવે સકળ સહજે અભય, ત્યાં સ્વલ્પમપિ શ્રમ સહભીતિક. ૬
જ્ઞાનાદિ તજી તન ઇન્દ્રિયો, કદી તરે એકલા આપ;
દુઃખ દેઇને દૂર કરે, તેને ઇન્દ્રિયો દે શાપ. ૭
યોગિનું પણ મન માત્ર શુચિ, જો હોય દયાપ્રભુ ધ્યાન;
નખ શિખ લગી દુર્ગંધ તનુ, હરિ સેવાવણ શબ માન. ૮

---

પદ ૫૬—૨. 'અભય સભયઆદિ કાર્ય માનજી' પ્રા. કા. તથા ફ
૩. 'દેહ તેનો તેહ જેને' પ્રા. કા.

## પદ ૫૭ મું.

તારે સગી સહુ હરિભગતજી, જે કો આશ્રિત હોય જનજગતજી;
દેહરસિક જે જીવને વળગાજી, હરિરસ વેળા ન કરે અળગાજી. ૧
સહુ સહ ભક્તે ભજનાનંદજી, આશિશ દે તનને ગોવૃંદજી;
ત્યાં પણ સેવા અવર ન તૃષ્ણજી, પરલોકે પણ ભજવા કૃષ્ણજી. ૨

ઢાળ.

### ઇન્દ્રિયોનો પ્રભુસેવામાં થવો જોઇતો વિનિયોગ

શ્રીકૃષ્ણની સેવા કરે કર, ચરણ દર્શન ધાય;
નેત્ર તો નટવર છબિ નિહાળે, શ્રવણ કૃષ્ણ કથાય. ૩
વર્ણન કરે વાણી હરિ, ગુણ પદ કમળ મન ધ્યાન;
ઘ્રાણને પુષ્પ પ્રસાદિ તુલસી, ચરણોદક મુખપાન. ૪
શિર નમે હરિ ગુરુ સંત, દંડવત, સર્વાંગે પ્રણામ;
સહુ સમરપી દાસ થઇ માગે, ભક્તિ સુંદર શ્યામ. ૫
ભક્તિનું ફળ ભગવંત નિજ, જ્ઞાનાદિનું ફળમોક્ષ;
રસિક ને રૂપ રસાળ પ્રિય, નિર્વાણ ન રુચે રૂક્ષ. ૬

### ભક્તિનો જ્ઞાન તથા વૈરાગ્ય સાથે સંબંધ

એ ભક્તિના બે પુત્ર છે, જ્ઞાન, વૈરાગ્ય કહાવે;
જ્યાં ગાય ઘરમાં આવી સહેજે, વત્સ ચાલ્યાં આવે. ૭
કર્તવ્ય કશું તેહને નથી, મળી પ્રેમભક્તિ અનૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણમન, મોહિની રાધારૂપ. ૮

---

૨. 'આશિષ દે તનને ગોવિંદજી' પ્રા. કા. તથા क
,, 'આપણ સેવા અવર ન તૃષ્ણજી' ,,
૮. જન દયાપ્રીતમ કૃષ્ણમન, મોહના રાધારૂપ' પ્રા૦ કા૦ તથા क

## ૫૭-૫૮ મું.

### ભક્તિના દશ પ્રકાર-નવધાભક્તિ અને પ્રેમભક્તિ

શિષ્ય બોલીયો સુણી શુચિવાણીજી, ગુરુ ભક્તિ સહુથી વખાણીજી;
તે ભક્તિનું કહો મુને રૂપજી, અંગ અધિકારી ભૂષણ અનૂપજી. ૧
શ્રીગુરુ બોલ્યા સાંભળ તાતજી, કહું વિસ્તારી પૂછી વાતજી;
પ્રેમસહિત છે દશધા ભક્તિજી, વ્યસન પછી પહેલી આસક્તિજી. ૨

ઢાળ.

#### નવધાભક્તિના નવ ભેદો.

આસક્તિ રાખી શ્રવણ કર, છે શ્રવણ પહેલી ભક્તિ
કીર્તન સ્મરણ પછી પાદસેવન, અર્ચન વંદન વ્યક્તિ. ૩

#### પ્રેમભક્તિ

દાસત્વ ભક્તિ સખ્યતા, આત્મનિવેદન નામ,
તે ઉપર દશમી પ્રેમભક્તિ, અતિપ્રિય ઘનસ્યામ. ૪

#### ઉપરની દશ પ્રકારની ભક્તિ કરનારનાં નામો.

પરીક્ષિત શુક પ્રહ્લાદ શ્રી પૃથુ, અક્રૂર ને હનૂમાન,
અર્જુન વળી શ્રીગોપીજન, અનુક્રમે ભક્તિદાન. ૫

#### પ્રેમભક્તિની ચાર અવસ્થાઓ.

તે ઉપર આવે આસક્તિ, પછી વ્યસનાવસ્થા થાય;
તે ઉપર તન્મયતા ખરી વળતી ન કાંઇ કહેવાય. ૬
પ્રેમની અવસ્થા ચાર છે, આસક્તિ ત્રણ વિવેક;
છે વ્યસનની બે અવસ્થા, પછી તન્મયતાની એક. ૭
એ દશ અવસ્થા થાય તેનાં, પ્રકટ ભાખું નામ;
જન દયાપ્રીતમ કૃષ્ણહેતુ ભોગવી છે વ્રજવામ. ૮

---

૮. 'જન દયાપ્રીતમ કૃષ્ણ હિત, ભોગવી છે વ્રજવામ'
- પ્રા૦ કા૦ તથા ક

## પદ ૫૯ મું.

### પ્રેમભક્તિની ચાર અવસ્થાના દશ ભેદ.

દ્રગરચિ સ્મૃતિ અભિલાષોદ્વેગજી, પ્રેમાવસ્થા એ ચો નેગજી;
આસક્તિ ત્રિવ્યાધિ પ્રલાપજી, ઉન્માદસહ ત્રીજી અલાપજી ૧

વ્યસનાવસ્થા જડતા એકજી, અપર મૂરછનારહિત વિવેકજી;
તન્મયતાની અવસ્થા એહજી, મૃત્યુસદૃસ પણ છૂટે ન દેહજી ૨

ઢાળ.

### પ્રેમની ચાર અવસ્થાનાં દષ્ટાન્તો.

દેહ છૂટે નહિ એ દશ, અવસ્થા કેહેવાય;
જો વિસ્તારી વર્ણન કરૂં તો, ગ્રંથ વાધી જાય. ૩
જળ સ્વાતિ ચાતક પ્રેમ છે, આસક્તિ ચન્દ્ર ચકોર;
છે વ્યસન વારિ મત્સ્ય ગણ, ઉદાહરણના ઠોર. ૪
હવાં કહું અતિસક્ષેપ શ્રવણાદિક ક્રમ કરી માહાત્મ્ય;
અણુ માત્ર અંતર ઉતરે, તો પ્રસન્ન થાય પરમાત્મ. ૫

### શ્રવણ ભક્તિનું ફળ.

એક વાર નામ કરણવિષે, શ્રીકૃષ્ણ પડતાં માત્ર;
જ્યમ શર્દ સંગે જળ અમલ, ત્યમ સદા શુચિજન ગાત્ર. ૬
હોય શ્વાદ તદપિ દીક્ષિતનો, અધિકાર તેને થાય;
શ્રી ભાગવતમાં કહ્યું છે, જો કહી શંક ભરાય. ૭
વળી વદાં શ્રીમહાલક્ષ્મીજી, શ્રવણ મહાત્મ્ય અપાર;
જન દયાપ્રીતમ કૃષ્ણ એરહ્યું, સાંભળ્યું એકવાર. ૮

## પદ ૬૦ મું

જપ ગાયત્રી કોટિ એકજી, દાન સોલ સહિત વિવેકજી;
ક્રતુ શત કોટિ કર્યા અવેધજી, સહસ્ત્ર કર્યા તેણે હયમેધજી. ૧
પરિક્રમ ભૂ પંચ લાખ હજારજી, કરી તેણે જાણે શતવારજી;
સુણ્યું એક જેણે હરિનું નામજી, વચન રમાનું રુદ્ર શ્રુતિધામજી. ૨

ઢાળ.

### કીર્તન ભક્તિનું ફળ.

શ્રુતિ શિખરનું સિદ્ધાંત કહિ, શ્રીકૃષ્ણ કીર્તન સાર;
જેયકી વર્ણાશ્રમ અગમ ભવ તરી, સર્વ પામે પાર. ૩
કલિકાલ મહાશુચ, નહિ કો કર્મનો અધિકાર;
શ્રીકૃષ્ણ નામ અડે નહિ, આનંદમય ઉચ્ચાર. ૪
સાધન સકલ શિર મુકુટમણિ શ્રીકૃષ્ણ અપર સ્વરૂપ;
હરિથકી પણ બળ અધિક, કરુણાવંત અભય અનૂપ. ૫
મહાપાપ અકથિત તાપ, અખિલ સમુળ ભસ્મીભૂત;
કરી કરે પરમાનંદ પ્રિય, હરિ નામ પાવન પૂત. ૬
મન કામના પરિપૂર્ણ, ચિન્તામણિ અધિકું એહ;
મુખ રટણ નિશદિન કરે, હરિ મળશે નથી સંદેહ. ૭
મહા અધમથી પણ અધમ, જેની નહિ ગતિ કો કાલ;
ગતિ તેની કરતા દયાપ્રભુ, નામ શ્રીગોપાલ. ૮

---

પદ. ૬૦ : ૧. 'દાન સોળશેં સહિત વિવેકજી' પ્રા૦ કા. તથા फ
૨. 'કરી તેણે જાણ્યા શતવારજી' પ્રા૦ કા૦ તથા फ
૫. 'સાધન સકલ શ્રીમુકુટમણિ' પા૦ કા૦ फ પુસ્તકમાં 'શિર મુકુટમણિ' શબ્દ છે

## પદ ૬૧ મું.

કૃષ્ણ કહે કહો એક જ વારજી, તેના મહિમાનો નહિ પારજી;
ગંગાદિ સૌ તીર્થ મહાનજી, કલ્પ ત્રિશત લખી કરતાં સ્નાનજી. ૧
શુચિ જેવું તે થકી હોય ભ્રાતજી, તેવું શુચિ એક હરિયશ માત્રજી;
હરિયશ હેતે ગાય જ્યાં દાસજી, સકળ તીર્થનો ત્યાંજ નિવાસજી. ૨

ઢાળ.

### સ્મરણભક્તિનું રૂપ.

છે નિવાસ તીર્થ અખીલનો, હરિચરણપંકજ માંય;
તે આપોપે ઉભા રહે, જન ગાય ગુણ નિજ જ્યાંય. ૩
હરિ સ્મરણ કરતાં માગમાં, બંધન ટળે સંસાર;
આનંદમંગળ નિત્ય નિર્ભય, પુણ્યનો નહિ પાર. ૪
શ્રી લાભજપ જશ શુભ સકલ હોય, અમગળ ટળી જાય;
તે સમય સહુ સવળું વિમુખ થઇ હરિ સમરાય. ૫
ભય કંસ દ્વેષે ચૈદ્ય કુબ્જા સ્મરણ હરિ સ્મરભાવ;
તદપિ થયું શિવ તો કહે, કો સ્નેહસ્મરણ પ્રભાવ. ૬
જો નિમિષ વા નિમિષાર્ધ ચિંતન, ચતુર્ભુજનું થાય;
તો યજ્ઞ કોટિ હજારનું, ફળ શાસ્ત્ર તેને ગાય. ૭
સહુ શાસ્ત્ર ફરી ફરી વિચારે, મુનિ નિકળ્યો એ સાર;
જન દયાપ્રીતમ ધ્યાન ધરવું, નિત્ય નંદકુમાર. ૮

## પદ ૬૨ મું.

છેલ છબીલા નટવરલાલજી, સુંદર નવઘનશ્યામ તમાલજી;
લલિત ત્રિભંગી મદનગોપાલજી, ત્રિભુવન મંગળ રૂપરસાળજી. ૧

મદન મનોહર નખશિખ શોભાજી, નરનારી સહુ જગમન લોભાજી;
અમિતમાધુરી છે પ્રતિ અંગજી, જે પર વારૂં અનંત અનંગજી ૨

### ઢાળ.

વારૂં અનંત અનંગ, મરતક, મયૂર મુકુટમણિ જડયો;
અવતંસ મુક્તાદિક મનોહર, કુટિલ ભ્રકુટિ જઇ અડગો. ૩
કેસરી તિલક સુભાલ મુક્ત, સુઘળ નાકે લટકતું;
અતિ અધર અનિયું બિંબસું, જે પર રસિક મન ભટકતું. ૪
રત્નાળી રસ ભરી આંખડી, અણિયાળી મન્મથબાણ;
ભ્રકુટિકમાન સમાન, કુટિલ કટાક્ષ પ્રોય જ પ્રાણ. ૫
શ્રુતિકુંડળ ઝળક કપોળમાં, વેલિયૂ વારુ સોહે;
મુખપર અલક લટ વાંકડી, મન્મથનું મન મોહે. ૬
ચારુ ચિબુક ચોરે ચિત્ત, અમૃત વચન લટક નિહાળીએ;
શશી શરદ પૂરણ કોટિ કંદર્પ, મોહન મુખ પરવારીએ. ૭
તાંબૂલ લાલી કુંદકલિદ્વિજ, અધર ઓપ અનૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણ અલબેલોજી આનંદરૂપ. ૮

### પદ ૬૩ મું.

દુલરીકંઠે નિર્મળ મોતીજી, કૌસ્તુભમણિની જગમગ જ્યોતિજી;
વિશાળ વક્ષઃસ્થલ હરિભવ્યજી, ભૃગુપદ શ્રીવત્સલક્ષ્મ અસભ્યજી. ૧
કટિ કૃશ પીતાંબર પટ ભ્રાજેજી, રસના તે ઉપર અતિ રાજેજી;
મણિ મુક્તા કંચન સ્રક શ્યામજી, વૃંદાવન માલા રતિ ઘામજી ૨

---

૫. 'કુટિલ કટાક્ષ પ્રિયજ પ્રાણ' પ્રા૦ કા૦
૭. 'મોહન મુખપર વારીએ' પ્રા૦ કા૦

ઢાળ.

રતિધામ વિઠ્ઠલ વૈજયંતી અંગદ ભુજ અતિરૂપ;
કર કંકણ કંચન મુદ્રિકા, ગ્રહિ મુરલી અતિ અનૂપ. ૩
વર વાધો અદ્‌ભુત ઉપરણો, નૂપુર ઝમક જુગ પાય;
ચારુ ચિહ્ન પદ દશ તે તજે, ધરે ધ્યાન યોગીરાય. ૪
સ્વસ્તિકોણ ને જંબુ જવ પવિ ધ્વજ સુઉર્ધ્વરેખ;
અંકુશ અંબુજ દક્ષિણાંઘ્રિ, નવ ન ન્યૂન વિશેષ. ૫
મત્સ્ય ત્રિકોણ ધનુષ મઘવા, કલશ મંડલ નામ;
ગોચરણ ને અર્ધ ચંદ્રમા, છે લક્ષ્મ સપ્ત પદ વામ. ૬
લીલા કમલ કર ફેરવે, ભવ રમણ હેતુ જેહ;
ઇત્યાદિ સાભિપ્રાય સહુ ધરિ વસ્તુ હરિજન સ્નેહ ૭
એ રૂપનું ચિંતન કર્યે ઉર વસે એજ સ્વરૂપ;
જન દયા પ્રીતમ શ્રીપુરુષોત્તમ અખિલ વ્રજના ભૂપ. ૮

## પદ ૬૪ મું.

કૃષ્ણચરણમાં મન એક વારજી, જો દીધું મધ્યે અવતારજી;
તો સ્વપ્ને યમ દૂત ન જોયજી, પ્રકટ પેખવા ક્યાંથી હોયજી. ૧
સદા કરે ચિંતન પ્રભુ કેરુંજી, તે જન દામોદરનું ઉરેહેરુંજી;
સહજ સદા શ્રીજીમાં મનજી, સકલ સફલ પુરાણ સાધનજી ૨

ઢાળ.

સાધન પૂરણ સ્નેહ સહિત, જો બને શ્રીહરિ સેવા;
તે અગ્ર સર્વે મંદ, દિનકર ઉદે દીપક જેવા. ૩

૮ 'એ રૂપનું ચિંતન કરે, (તો) ઉર વસે એજ સ્વરૂપ' પ્રા૦ કા૦

૨. 'સહજ સદા શ્રીજીમાં મનજી' પ્રા૦ કા૦

### અર્ચન ભક્તિ.

સાધન અવર શિવ આપણું, પણ શ્રીજીને શું સુખ;
શુશ્રૂષામાં ઉભય આનંદ, માટે ભજન મુખ્ય. ૪

### સેવા અને તેનું ફળ.

સર્વાત્મભાવે પ્રભુ સુખી, કયમ થાય એ અભિલાષ;
સેવાનું ફલ સેવાજ મન્છે, સુખ અવર નહિ આશ. ૫

### સેવામાં સ્નેહનું પ્રાધાન્ય.

મન લોક વેદની લાજ નહિ એક કૃષ્ણ પ્રિયમું પ્રેમ;
પતિની પ્રસન્નતા સાધવી અચલિત ઉર એ નેમ. ૬

### માનસી સેવાની મુખ્યતા.

માનસી સેવા મુખ્ય પણ મન વ્યસન ઉપજે થાય;
ત્યાં સાધન બલ પહોંચે નહિ ફલ કૃપા જો ગુરુ રાય. ૭

### સેવા અને પૂજાનું મહાત્મ્ય.

સેવા ન કહાવે સ્નેહ વણ, પૂજન વેદ પ્રમાણ;
લહિ દયા પ્રભુમય જગત્ સહુ સંતોષ અર્ચન જાણ ૮

### પદ ૬૫ મું.

હરિનું પૂજન સહુ સંતોષજી, તે મહાસેવા વૈષ્ણવ તોષજી;
શ્રીહરિ શ્રીગુરુ સંત સમાનજી, જયમ ત્રયગંગા ત્યમ અનુમાનજી. ૧
જન્મ ધરી એકોજ પ્રણામજી, જેણે કીધો સુંદર સ્યામજી;
તેથી ઓછા દશ હયમેધજી, સંસૃતિ છૂટે નહિ એ વેધજી. ૨

---

૫. 'કયમ થાય એ [જ] અભિલાષ'

ઢાળ.

વંદન ભક્તિ.

વેધ તો સર્વ નિષેધ નમને, માયા કાલ ન ત્રાસ;
જે પ્રણામી શ્રીકૃષ્ણનો નહિ, જનનિ જઠર નિવાસ. ૩
કર્મ વચન મન હરિ નમન કરતાં, સકલ સાધન પૂર્ણ;
હરષે નમઃ મુખ ઉચ્ચરે, એવિધિ પાતક ચૂર્ણ. ૪

દાસ્ય ભક્તિ.

શુભ કીર્તિ કેરી અવધિ, જગ શ્રીકૃષ્ણ કહાવ્યો દાસ;
સૌભાગ્ય સઘળું દાસ્ય પદમાં રહ્યું પૂરી વાસ. ૫
સૌભાગ્યનું લેખુ નહિ, વ્રજભક્ત પરમ પવિત્ર;
જે તણા પૂરણ બ્રહ્મ, પરમાનંદ અચ્યુત મિત્ર. ૬

સખ્ય ભક્તિ.

અર્જુન ઉદ્ધવ ગુહ નૃપ સુગ્રીવ સખા જગખ્યાત;
પણ સખ્યતા વ્રજવાસિજન. હરિ વિલક્ષણ બહુ વાત. ૭

આત્મનિવેદન ભક્તિ.

આત્મસહિત સહુ અર્પીને સેવે સતત થઈ દાસ;
જન દયા પ્રીતમ કૃષ્ણ વણ આશ ન કહિં વિશ્વાસ. ૮

પદ ૬૬ મું.

આત્મનિવેદન જેણે કીધુંજી, પદ પરમાનંદ જીતી લીધુંજી;
ચિંતા સઘળી પ્રલય પામીજી, પતિ પૂર્ણાનન્દ શિર પર સ્વામીજી. ૧
સર્વાત્મભાવે પિયુ રહેલજી. વિધિ નિષેધની છૂટી ગેલજી;
સહજ પ્રતિસું પ્રકટ્યો પ્રેમજી, શાંતિ પામે સર્વે નેમજી. ૨

ઢાળ.

## પ્રેમમાં વિધિનિષેધનો ત્યાગ

સૌ નેમ નાશે પ્રેમ પ્રકટ્યે, અનાદિ એ રીત્ય;
તે અનુભવ્યો રસ ગોપીજન પળ પળે નૂતન પ્રીત. ૩

## પ્રેમભક્તિ

આહીર અબળા અધમ જાતિ, સકલ સાધન હીન;
અહો પ્રેમ બલ જે અજીત ઈશ્વર તે તણે આધીન ૪

## પ્રેમની ચાર અવસ્થા.

એક પ્રેમ આસક્તિ વ્યસન, તન્મયપણું મળી ચાર;
ચો સ્નેહ કેરી અવસ્થા, કાંઈ કહું બીજી વાર. ૫

### સ્નેહાવસ્થા

તન તપે બહુજ વિયોગથી, રતિ તેની તે અતિ દીન;
એ પ્રેમ લક્ષણ કહ્યું કિંચિત, ત્યાંનું ત્યાં રહે મન. ૬

### આસક્તિ.

એક વાર આખા દિવસમાં, વણ મળે નવ રહેવાય;
કદિ ના મળે તો વિકલ થાય, આસક્તિ એ કહેવાય, ૭

### વ્યસનાવસ્થા.

ઉર પરસ્પર વિંધાય નવ ખસી શકે કો અણુમાત્ર;
જન દયા પ્રીતમ કૃષ્ણ કરણા તે વ્યસન રસપાત્ર ૮

---

૭. 'એક વાર આખા દિવસમાં, પણ મળે નહિ રહેવાય'

પ્રા૦ કા૦

## પદ ૬૭ મું.

### પ્રેમભક્તિમાં આચરણ, વય, વિદ્યા વગેરેની અનપેક્ષા.

અતિ દુર્લભ છે એવી ભક્તિજી, જેની દાસી ચારે મુક્તિજી;
આચરણ વય વિદ્યારૂપ કોયજી, ધન જાતિ બલ હરિ નવ જોયજી. ૧
રાધાવર ભક્તિ દસ ભીંજેજી, નિર્મળ પતિ પામ્યે નવ રીઝેજી;
પારધિ ક્યાં આચરણ પ્રતિપાલજી, વય ક્યાં હતું ધ્રુવજી બાળજી. ૨

ઢાળ.

ધ્રુવ બાલ, ગજ વિદ્યા કશી, કુબ્જા હતું ક્યાં રૂપ;
ધન સુદામાને ક્યાં હતું, વિદુર શી જાતિ અનુપ. ૩
પુરુષાર્થ શું ઉગ્રસેનમાં, નિરખિયો નંદકિશોર;
રિઝિયા કેવલ ભક્તિથી, એક એજ હરિ ચિત્તચોર. ૪
હરિ ભજનમાં પ્રતિકૂલ હોય, તેને તજ્યે દોષ ન કોય;
જનનિ જનક સુત ભ્રાત ભર્તા, ગુરુ આદિક કદિ હોય. ૫
માતા ભરત, પ્રહ્લાદ પિતુ તજ્યો, ઉગ્રસુત મતિવક્ર;
બંધુ વિભીષણ કાંત ઋષિપત્નિઓ, બલિ ગુરુ શુક્ર. ૬
તે પરમ પ્રિય પ્રમાણવા જે ભજાવે ભગવંત;
શત્રુ સમ તે સમજવા પ્રભુથી ચળાવે ચંત ૭
ચુલમાં પડી ચતુરાઇ સૌ, અવગુણ સમજ ગુણ જેહ;
જન દયાપ્રીતમ કૃષ્ણ શું જો નથી સાચો સ્નેહ.

## પદ ૬૮ મું,

### ભક્તિના અભાવે અન્ય ગુણોની નિષ્પ્રયોજનતા

તેજસ્વી હોય સૂર્ય સમાનજી, ગણપતિ સરખો મહામતિ માનજી;
આનંદ શીતલ સમ ચંદ્રજી, વૈભોગી તો બીજો ઇંદ્રજી. ૧

દ્રવ્યવંત તો તુલ્ય કુબેરજી, અચળપણામાં તુલના મેરુજી
રૂપવંત તો જેવો કામજી, અર્જુન સરખો ધીર સંગ્રામજી. ૨

ઢાળ

સંગ્રામવાદે સુરગુરુસમ, જનક જ્ઞાને પૂર;
દેવી ક્ષમા સરખો ક્ષમી, મુનિ રોમ હરવાતુર. ૩

નૃગ કર્ણ સમ દાનેશ્વરી, ગંભીર સિંધુસમાન,
વિક્રમ સરખો યશસ્વી, સત્યવાદી શિબિ નલ માન ૪

કવિ શુક્ર સમ, ધર્મી યુધિષ્ઠિર, વાયુસમ બલવંત;
સમ સિદ્ધ સહસ્રાર્જુન, ઇત્યાદિક સુગુણ અનંત. ૫

## ગુણો તથા વિદ્યાની પ્રકાશક ભક્તિ

સત્કુલ જન્મ સત્કર્મ લક્ષણ, ન્યૂન નહીં કશી વસ્ત;
એક શ્રદ્ધાભક્તિ પ્રેમ વ્રજપતિ, વિના સહુ શ્રીઅસ્ત. ૬

ચો ચૌદ પટ નવ અષ્ટાદશ, ભણી કર્યું સઘળું ટોલ;
શ્રીકૃષ્ણ ભક્તિ નથી તો સમજવો દ્વિજ ચંડોલ. ૭

## ભક્તિ વગર કલ્યાણની અસિદ્ધિ

નહીં વેણુ પીલે તેલ કદિ જલ મથે નવનીત ન્હોય;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણભક્તિ વિના ભદ્ર ન જોય. ૮

---

૭ 'શ્રીકૃષ્ણભક્તિ નથી તો સમજવો દ્વિજ ચંડોલ' પ્રા૦ કા૦

## પદ ૬૯ મું.

### વૈભવ પણ ભક્તિથી શોભે

સ્પર્શમણિનું પૂર અભિરામજી, ચિંતામણિમય રચિયું ધામજી,
કામધેનુ ઘેર અક્ષયપાત્રજી, વાડ વાટિકા સુરદ્રુમ માત્રજી ૧
નવગ્રહ સિદ્ધિ સહુ આધીનજી, સહુ જગ જેની આગળ દીનજી;
જો નથી ભક્તિ નંદકુમારજી, તો એ પામ્યું સહુ ધિક્કારજી. ૨

ઢાળ.

ધિક્કાર ઇત્યાદિ કલિમલ તુલ્ય વહે હરિભક્ત;
જે ભૂલ્યા સકલ પ્રપંચ દઢ, શ્રીકૃષ્ણઉપાસક્ત, ૩

### અનન્ય પ્રીતિનું લક્ષણ

જ્યમ જીવે ફણી મણી જોઇને, જલ મગ્ન જીવે મચ્છ,
તે વિના પ્રાણ ટકે ન ક્ષણ, એવી અનન્ય પ્રીતિ સ્વચ્છ. ૪

### નવધા કરતાં પ્રેમભક્તિની અધિકતા

નવધા ખરી પણ પ્રેમભક્તિ, તણું બલ છે અત્ય:
તે વિના રસિકચૂડામણિ હરિ, વશ ન થાય એ સત્ય. ૫
જ્યમ પુષ્પ નાના જાતિપર, ટકી મધુપ લે ક્ષણું ગંધ;
પણ કમલવણ બંધન ન કહું, એમ સમજ ઉભય સબંધ. ૬
જીતો અજિત બાંધે અબધ બલપાશ અતિશયપ્રેમ;
હરિ કીધાગ્રગ પ્રેમી કર્યા, ભુલવ્યાં વચન શ્રુતિ નેમ. ૭

---

૩ ' ધિક્કાર ઇત્યાદિક સકળ, મળતુલ્ય લહે હરિભક્ત ' પ્રા૦ કા૦
૭ ' જીતે અજીત બાંધે અબધ ' પ્રા. કા.

## પદ ૭૨ મું.

ગજસગ્રાહ ને ગીધ ખગજાતિજી, વ્યાધ વળી કુબ્જા જગખ્યાતિજી;
યજ્ઞ પત્નિયો સહુ વ્રજગોપીજી, ભક્તમણિ સત્સંગે ઓપીજી. ૧
પ્રકટનો ઇત્યાદિક હરિ રંગજી, પ્રભુ પામ્યા કેવળ સત્સંગજી;
સંગ સંતનો વ્યર્થ ન જાયજી, અલ્પમાત્ર પણ અતિ ફળદાયજી. ૨

### ઢાળ.

ફળ અતિ સહજ સત્સંગથી, તરીયો અજામિલ પાપી;
સુત નામ નારાયણ ધરાવી, ભુક્તિ મુક્તિ આપી. ૩
પતન વીધિ ઉદક અતિ અશુચિ, જહાં મળ્યું જઇ જળગંગ;
ગંગા થયું તે સહજ સઘળ, જો બલ મહદ્ પ્રસંગ. ૪

### સત્સંગના ફળ આગળ સ્વર્ગસુખ તથા મોક્ષની તુચ્છતા.

હરિ સંગી સગ સમાન લવ, સુખ નાક નહિ નિર્વાણ;
તો મૃત્યુલોકનું મૃષા સુખ તે, કરે કથન કોણ. ૫
સુરદ્રુમ દરે દરિદ્રતા, શશિ તાપ, ગંગા પાપ;
ત ત્રણે સાધુસંગ સઘ, હરેજ અતુલ પ્રતાપ. ૬

### વૈષ્ણવની વૃક્ષ સાથે સરખામણી.

હોય વૈષ્ણવ વૃક્ષ સમાન ગુણ. પરસુખ કરે નહિ ક્લેશ,
નખશિખ લગી પરમાર્થ સહુ, સ્વાર્થ નહિ લવલેશ. ૭
વણું વાંક દે દુઃખ દુષ્ટ મારે દુર્વચન ઉર બાણ;
સ્તવી દયાપ્રીતમ કૃષ્ણ માગે, તેનું પણ કલ્યાણ. ૮

---

૩. 'સુત નામ નારાયણ ધરાવી, ભુક્તિ મુક્તિ આપી'
પ્રા૰ કા૰ તથા ફ

## પદ ૭૩ મું.

### સાધુપુરુષનાં લક્ષણ.

સુણ સાધુના હોયજ એવાજી, પરોપકારી ચાહે ન સેવાજી;
દોષ કરે બહુ પરના પાનજી, પ્રકટ કરે ગુણ-અલ્પ મહાનજી. ૧
ગરલ દોષ સાગર પીધોજી, ચંદ્ર ચતુર્થી ભાલે દીધોજી;
દુર્લભ સાધુ મળવા એવાજી, મળે પ્રસન્ન જો હોય હરિદેવાજી. ૨

ઢાળ.

### સાધુ પુરૂષોની દુર્લભતા અને ભગવત્કૃપાથી તેની પ્રાપ્તિ

હરિદેવની કરૂણાબલે ભગવદીય એવા ભેટે;
ભક્તિ ઉદયે અનપાયિની, દુષ્કૃત દુઃખ સહુ મેટે. ૩
એમ સુણી બોલ્યો શિષ્ય, શ્રીગુરૂ મહાપ્રબલ સત્સંગ;
સત્સંગ કેટલા કરે જે પણ નથી ચઢતો રંગ ૪
તેનું કશું કારણ હશે, મહારાજ મુજને ભાખો;
શી પેર લાગે સંગ સજ્જન, તે વિધિ કહિ દાખો. ૫

### સત્સંગ થવાનો ઉપાય.

સુણ શિષ્ય પ્રતિઉત્તર કરે, બોલિયા શ્રીગુરૂરાય;
છે ઓછપ અકેકી ઉભયમાં, ટળે કારજ થાય. ૬
આતુર પરીક્ષિત શુદ્ધ શ્રોતા વક્તા શુક શુચિ આમ;
ફલીભૂત સંગતિ શીઘ્ર થઈ, નૃપ મળ્યું અચ્યુત ધામ. ૭
શ્રોતા તથા વક્તા બરોબર, મળે ત્યાં શી વાર;
જન દયાપ્રીતમ કૃષ્ણપદપંકજ, ઉભય ચિત્ત તાર. ૮

---

પદ ૭૩
૨. 'મળે પ્રસન્ન જો હોય દેવાજી' પ્રા. કા.

### પ્રણયપાશની બલવત્તા

કદિ ત્રૂટે વજ્રની શૃંખલા; પણ પ્રણયપાશ ન ત્રૂટે;
જ્યાં દયાપ્રીતમ કૃષ્ણને મન, એહનું બલ ખૂટે. ૮

## પદ ૭૦ મું.

### શિષ્યે ભક્તિની પ્રાપ્તિ માટે પુછેલો પ્રશ્ન

શિષ્ય વદ્યો શ્રીગુરુ મને કહીએજી, એવી ભક્તિ તે કયમ લહીએજી;
તેનો છે કંઇ સરલ ઉપાયજી, દુર્લભ વસ્તુ પ્રાપ્તિ થાયજી ૧
શ્રીગુરુ બોલ્યા વચન અભંગજી, ઉપાય એનો એક સત્સંગજી;
કૃષ્ણ કૃપાએ તે પણ લાધેજી, પછી પદ તેહના નિત્ય આરાધેજી. ૨

ઢાળ.

### પ્રેમભક્તિના ઉદય માટે ગુરુએ જણાવેલો ઉપાય

આરાધન શ્રદ્ધા સહિત દીનતા મનમાં લાવે;
જોઇ કૃપા ઉપજે ભક્તને તવ પ્રેમ ભક્તિ આવે. ૩
તે વેશધારી ઘણા પણ, અનુભવી વિરલ જ હોય;
જે તાદૃશી કહેવાય દર્શન, થતાં અઘ દુઃખ ખોય ૪

### તાદૃશી ભક્તનાં લક્ષણો

તે તણાં લક્ષણ સુણ કહું, જે કહ્યાં શાસ્ત્રપુરાણ;
પ્રભુ પ્રાણાધિક જેને પ્રિય પ્રભુને અધિક તે પ્રાણ. ૫
શ્રીમદાચાર્યનો દૃઢાશ્રય ઉર, અન્યાશ્રય નહિ નામ;
નિરપેક્ષ વર્જિત કામ લોભે, સેવે સુંદર શ્યામ. ૬

---

૩ : આરાધના શ્રદ્ધા સહિત, દીન મનમાં લાવે' પ્રા. કા.

માત્સર્યરહિત વિરક્ત, તત્પર સદા પર ઉપકાર;
હોય વ્યસન સેવા કથા કીર્તન, સતત નંદકુમાર. ૭
શુભ સત્ય મિષ્ટ સુહિતકરણ, વાકય વદે હરિયુક્ત;
જન દયાપ્રીતમ કૃષ્ણ વલ્લભ, સંત જીવનમુક્ત. ૮

## પદ ૭૧ મું.

તે ભગવદીય દાસાનુદાસજી, થાતાં ઉર હોય ભક્તિ નિવાસજી
સત્સંગનું માહાત્મ્ય અપારજી, હરિ મળવાનો સત્ય ઉપચારજી. ૧

### સત્સંગ મહિમા.

ઉદ્ધવ પ્રત્યે શ્રીહરિ વાણીજી, તે કહું કિંચિત્ ઇંહાં વખાણીજી;
ઉદ્ધવ મુજને ન રોધે યોગજી, સાંખ્ય ધર્મના કર્મ પ્રયોગજી. ૨

### ઢાળ.

ન પ્રયોગ ન સ્વાધ્યાય તપ, દક્ષિણા દાન ન ત્યાગ;
વ્રત નેમ યમ તીર્થાટને, ન રોધાઉં નાના યાગ. ૩
રોધાઉં નહિ વેદાધ્યયન, આદિ વિના સત્સંગ;
વણ ધર્મસાધન થાઉં વશ, હું જો સુસંગે રંગ. ૪
બહુ દૈત્ય રાક્ષસ ખગ મૃગ ગાંધર્વ અપ્સરા નાગ;
જન સિદ્ધ ચારણ વિદ્યાધર, ગુહ્યક રૂપિ સદરાગ. ૫
સ્ત્રી વૈશ્ય શૂદ્ર ને અંત્યજ જાતિ, રજ તમ પ્રકૃતિ સપાપ;
તે તે સર્વ મુજ પામિયાં કેવલ સુસંગ પ્રતાપ. ૬
તે કોણ કોણ કહું સુણો, પ્રહલાદાદિક બલિ ભૂપ;
વૃષપર્વા વૃત્રાસુર, બાણાસુર તર્યા ભવકૂપ. ૭
હનુમાન સુગ્રીવ અંગદાદિક, તથા જાંબુવાન;
તે સહુ દયાપ્રભુ પદ લહ્યાં, સત્સંગ શક્તિ મહાન. ૮

૫ બહુ દૈત્ય રાક્ષસ ખગ સમગ્ર, ગંધર્વ અપ્સરા નાગ પ્રા૦ કા૦

## પદ ૭૪ મું.

તેં કથા સાંભળી બહુ જનજી, પણ પરીક્ષિત સરખું નહિ મનજી;
માટે ન થતું ફલ તતખેવજી, વકતા તેના તેં શુકદેવજી. ૧
તરે તુંબિકા આશ્રિત તારેજી, અનુભવ સહુને શાસ્ત્ર પોકારેજી;
પણ જો ઉર હોયેં રહિત વિકારજી, તરે ન તારે લીલી લગારજી. ૨

ઢાળ.

### સત્સંગના ફળની સિદ્ધિ માટે હૃદયની નિર્મળતાની અપેક્ષા.

લીલી ન તારે તુંબી ત્યમ, ન ફલે સમલ જન સંગ;
ફરી તેનું તેજ કરે સુકાર્ય, વિકાર થતાં ભંગ. ૩
આર્દ્ર વસ્ત્ર અડે અવર, ભીંજવે તે પણ વાસ;
અડયું વસન રૂડું શુષ્કને, ત્યાં નહિ શીતાભાસ. ૪
મલયાદ્રિદ્રુમ ચંદન સહુ, પણ નહિ એરંડ ન વંશ;
ઉર ગ્રથિયો તે માટે ત્યમ, સત્સગ ફલે ન નિસ્સંશ. ૫
શતકલ્પનીરનિમગ્ન, ઉર પાષાણ આગ ન જાય;
કદિ અષ્ટ યામ ઉકાળિયે, કાંગણું ન કોમળ થાય. ૬
જ્યમ ચિત્ર કેરા ચદ્રથી નવ શમે તન પરિતાપ;
ત્યમ ગગનશશિથી પણ ન ઉભગે ચિત્ર ઉદધિ આપ. ૭

---

પદ ૭૪ : ૧ 'તેજ કથા સાંભળી બહુ જનજી' પ્રા. કા. તથા क
'માટે ન થયું ફળ તતખેવજી' ,,
૫. 'સત્સંગ ફળે ન નૃશરસ' પ્રા૦ કા૦ તથા क
૬ 'કદિ અષ્ટયામ ઉકાળિયે, કાગડુ ન કોમળ થાય'
પ્રા૦ કા૦ क પુસ્તકમાં 'કાનડુ શબ્દ છે'
૭ ત્યમ ગગનશશિથી પણ ન ઉભરે, ચિત્ર ઉદધિ આપ.
પ્રા૦ કા. તથા क

જીજ્ઞાસુ ઉપદેષ્ટા ઉભય હોય, ઉચિત ટળે ભવ રોગ;
જન દયાપ્રીતમ કૃષ્ણકરુણા, તવ મળે એ યોગ. ૮

## પદ ૭૫ મું

### દુઃસંગનાં પરિણામ.

હિત હરિ જગવે સાચા સંતજી, તે જ દુષ્ટ ભુલાવે ભગવંતજી;
હરિજન પાસે નિત્યે વસવુંજી, દુષ્ટ સંગથી દૂરે ખસવુંજી. ૧
દુષ્ટ સંગ પહેલો પરનારીજી નિજની પણ બહુ પ્રિય નહિ સારીજી;
કામ દામ બે માયા ધામજી, સદા અવિદ્યા ત્યાં વિશ્રામજી. ૨

ઢાળ.

વિશ્રામ જ્યાં નિત્ય અવિદ્યા, ત્યાં સહુ અમંગલ હોય;
સ્મશાન સ્થળ ત્યાં પ્રેત હોય, કૌતુક ન માને કોય. ૩
તરુણી જ માયા મોહિની, તરવા ન દે જ્યાં સંગ;
અણુ મળ્યા કો કદિ ઉગરે, મળતાં સકલ બલ ભંગ. ૪
તે માટે એવું નાસવું, જેમ છાયા સ્પર્શ ન થાય;
જ્યમ છાયા મગરી છાયા અડતાં, કાયા કરડી ખાય ૫
તરવાર સરખી તરુણી, શણગારી દિસે સારી;
ઉપર અનુપમ રૂપ મનોહર, અંતરમાં હત્યારી. ૬
પચરંગી પ્રફુલ્લિત પુષ્પ સરખી, મોહન નિરખે નાર;
મસળ્યા પછી મન ગ્લાનિ ઉપજે, ચતુર ચિત્ત વિચાર. ૭
દુઃખ દુષ્કૃત નરકની ખાણ સ્ત્રી, ડરી પરિ ચિત્તથી કાઢ;
જન દયાપ્રીતમ કૃષ્ણ મળતાં, મધ્ય મોટી આડ. ૮

---

૮ 'નવ મળે એવો યોગ' પ્રા. કા.
પદ ૭૫ : ૨ 'નિજની પણ વહુ પ્રિય નહી સારીજી' પ્રા૦ કા૦ તથા ક

## પદ ૭૬ મું.

ધન પણ તેવું મન બગાડેજી, પ્રભુમાં પહોંચ્યું ખેંચી કાઢેજી;
અનર્થ જેમાં દશ ને પાંચજી, શ્રીમુખ ગાયા જાણીયાં આંચજી; ૧

સુહૃદય સર્વથી ક્લેશ કરાવેજી, પ્રાણ ખોય કે પ્રેત બનાવેજી;
હરિ સેવામાં વા પરમાર્થજી, વિત્ત વવરાય સફલિત અર્થજી. ૨

### દોહા.

સફલિત કરવું અર્થ એમજ, હોય જો કદિ પાસ;
નૂતન ઉપાર્જન કેરી હરિજને, ન ધરવી આશ. ૩

મેળતાં દુઃખ દુઃખ રક્ષણે, હાનિ થાતાં મહાદુઃખ;
પરવાર પ્રભુ ભજવા ન પણ રહે ચિત્ત કૃષ્ણ વિમુખ. ૪

### ચિન્તાત્યાગ

ભોજન વસન ચિંતા કરી, વૈષ્ણવે ન થાવું ઉદાસ;
સહુ વિશ્વ પોષે વિશ્વંભર, કયમ ભૂલશે નિજ દાસ ૫

ગિરિ શિખર દ્રુમ સિંચે હરિ, અનાયાસ અજગર પોષે;
દધિ મધ્ય શક્કરખોર ખગ, સાકર વડે સંતોષે. ૬

જન્મતાં પહેલું જનનિસ્તન પય, પ્રકટ કર્યું પ્રભુ પાસ;
સુગણી રચ્યા પછી ચંચુ રચી, જડ જીવ નથી વિશ્વાસ. ૭

છે અજબ ગુલમેરી ખગી, તજી આહાર રટે સુખ રામ;
જન દયાપ્રીતમ ચંચુ કરી, ચરણે ચતુર સુખધામ. ૮

---

૪ પરવાર પ્રભુ ભજવા ન પળ, રહે ચિત્ત કૃષ્ણ વિમુખ
પ્રા. કા. તથા फ

## પદ ૭૭ મું.

શિષ્ય વદો એમ સુણી કરજોડીજી, સંશય મોટો નાખ્યો તોડીજી;
કામ દામ મોટા અંતરાયજી, મળવા દે નહિ મોહનરાયજી. ૧
સમજે સહુ કો પંડિત પહેલાજી, તે પણ એ બેમાં કેમ ઘેલાજી;
ત્યાગી જ્ઞાની યોગ મઝેલાજી, તે પણ મનમાં માયા ચેલાજી. ૨

ઢાળ.

### માયાના ત્યાગનો ઉપાય

ચેલા પ્રકટ કોઇ શુભ, માયાથી બચ્યું નહિ કોય;
કયમ જાણીતા ભુલા પડે, આશ્ચર્ય અતિશય હોય. ૩
એમ સુણી શ્રીગુરુ બોલિયા, તુંને થઇ શંકા સત્ય;
એ કૃષ્ણ માયા અતુલ બલ, અકલિત અટપટી અત્ય. ૪
નિજ કલ બળે નિકળાય નહિ વણ શરણ વિઠ્ઠલરાય;
ગજ પંકમાં મૃગ ફંદ બસી, બલ કરે બહુ જકડાય. ૫

### ભગવાનની શરણગતિનો માયાતરણમાં ઉપાય

ગુરૂદ્વાર શ્રીકૃષ્ણની શરણાગતિ ગ્રહે દ્રઢ ટેક;
તે જીવ માયાજાળથી, છુટે ઉપાયજ એક. ૬
તે અનન્યાશ્રય નિરંતર, શ્રી નંદસુતનો ઝાલે;
તો માયા કાળાદિ પરમ બલ કોઇનું નવ ચાલે. ૭
નહિ દેવ દેવી કોઇ હરિ અવતારનો પણ દાસ;
પતિ દયાપ્રીતમ કૃષ્ણ આશા એક દ્રઢ વિશ્વાસ. ૮

---

૭ 'તો માયા કાળાદિ કરમ બળ, કોઇનું નવ ચાલે'
પ્રા૦ કા૦ તથા ક

## પદ ૭૮ મું

કરવું પછી કરવું ન રહ્યું તેનેજી, આશ્રય પુરુષોત્તમ એક જેનેજી;
વહે પ્રભુ તેનો યોગ ક્ષેમજી, નિજ જન જાણી દે નિજ પ્રેમજી. ૧
સર્વ સમર્પી થાવું દાસજી, હરિવણ આશા અવર ન ત્રાસજી;
સમર્થ સ્વામી બલ નિશ્ચયજી, સહુ કરતાં માને ભગવંતજી. ૨

ઢાળ.

### ભગવાનમાં દૃઢ વિશ્વાસની જરૂર

ભગવંત એક દૃઢ ભરોસો વણ કર્યે થયું સહુ પૂર્ણું;
ઉર આવ્યો અણ વિશ્વાસ પતિ, સહુ કર્યું સાધન ચૂર્ણું. ૩
ઇંદ્રિજીતનું બ્રહ્માસ્ત્ર પણ વિશ્વાસ વ્યર્થ મહાન;
દૃઢ પ્રતીતે ચાતક અનાવૃષ્ટિમાં સ્વાતિ પાન ૪
તે માટે એક જ વ્રજપતિ, ભજી સ્મરવા ધરી ટેક;
સૌ દેવમાં પણ કૃષ્ણ જાણી, ભજન વ્યર્થ વિવેક. ૫
પીવે શુદ્ધ સ્વાતિ જલ બપૈયો ગગન પડની ધાર;
સરિ સરાદિ ન સ્વાતિ સંબંધે, પીવે ત્યમ કો વાર. ૬
વણ સ્વાતિબિન્દુ ન શીપઞ્રહે ત્યમ સિંધુ જલ તલ્લીન;
ઉદ ઉદધિ સ્પર્શે ન ધાર યમુના, વસે યમુના મીન. ૭
જો અમર નિજ જન પૂજતાં, હોય પ્રસન્ન ગોકુલરાય;
તો દયાપ્રીતમ દેદે યત્ન હતી ન દે શિક્ષાય. ૮

---

૨ 'સહુ કરતા માને ભગવંતજી' પ્રા. કા. તથા ક
૫ 'ભજન ન વ્યર્થ વિવેક' પ્રા. કા.

## પદ ૭૯ મું.

સુણી એમ બોલ્યો શિષ્ય વચનજી, પ્રભુ ! એક સંશય મારે મનજી;
અનન્ય જનને હરિ એક ભજવાજી, ઉચિત કહ્યું સુર અવર ન ભજવાજી. ૧
પણ નહિ આશ્રય અન્ય અવતારજી, કેવલ ભજવા નંદકુમારજી;
તે કયમ કહીએ મતિ અધિપજી, તારતમ્ય શો વહ્નિદીપજી. ૨

ઢાળ.

કહો દીપક વહ્નિ ભેદ શો, સમજાવીએ મુજ સ્વામી;
સુણી આચાર્ય એમ વદ્યા સુક્ષ્મ સમજી અંતર્યામી. ૩

### ભગવાનના કળા, અંશાઆવેશ, વિભૂતિ, અને અંશથી અવતારો

સુણ શ્રીજીથી અવતાર સહુ, પણ કારજ કારણ ભેદ;
કો કળા અંશાવેશ વિભૂતિ કૃષ્ણ અક્ષમ્ કહે વેદ. ૪
જે પતંગ સરખા પ્રેમી અનલ ન જ્યોત લેહેરો હોય;
પણ રસિક ટેકી ચકોર વણ અંગાર તૃપ્તિ ન હોય. ૫

### પૂર્ણ પુરુષોત્તમના અધિકારી પૂર્ણ પુરુષોત્તમને ભજે

વળી ન્યૂનાધિક છે યજન ફળ, ક્રમે ક્રમે શાસ્ત્ર પ્રમાણ;
તે કહું કિંચિત શ્રવણ કર વિધિ, હોય જો તું અજાણ. ૬
જો જન્મ પંચ લગી ભજે, અવતાર હરિના અન્ય;
તો હયગ્રીવ સ્વરૂપમાં ભકિત, ઉપજે તે પુણ્ય. ૭
દશ જન્મ હયશિર ઉપાસનથી, પ્રીતિ નરહરિ પામે;
જે રૂપ કૌસ્તુભ હયાપ્રીતમ સ્મરતાં ભય વામે. ૮

---

૭ 'તો હયગ્રીવ સ્વરૂપ ભક્તિ' પ્રા. કા.

## પદ ૮૦ મું.

સહસ્ત્ર જન્મ સેવો નૃસિંહજી, પ્રકટે નારાયણમાં રંગજી;
ભજતાં નારાયણ ભવકોટિજી. શ્રીરઘુપતિ ઉદ્ભવ રતિ મોટીજી. ૧
રઘુવર સેવ્યે જન્મ અનંતજી, તવ હોય શ્રીકૃષ્ણ ભક્તિવંતજી;
શ્રીજી સેવ્યે પરમગતિ પામેજી, વૃંદાવન લીલા વિશ્રામેજી. ૨

### ઢાળ.

### શ્રીકૃષ્ણની પરબ્રહ્મતા.

વિશ્રામ વૃંદવિપિન જ્યહાં, નિત્યે યુગલ રતિ રાસ;
તે વૃંદાવન ચદ્રમા, અવતાર અખિલ નિવાસ. ૩
શ્રીરાધાવરના હારથી પ્રકટિયા છે શ્રીરામ;
નરહરિ કૌસ્તુભમણિ છે, ઉર સદા સુંદરશ્યામ. ૪
શ્રીવામનજી કટિમેખલા, પૃથુ પીતાંબર પ્રભુરૂપ;
શ્રીઋષભદેવજી બાજુબંધ, તણું સ્વરૂપ અનૂપ. ૫
શ્રીવત્સલાંછન કૂર્મજી છે, પાદ પલ્લવ મચ્છ;
પ્રાદેશમાત્ર વરાહજી, અવતાર શ્રીજી સ્વચ્છ. ૬
છે દત્તાત્રયજી ચતુર્ભુજ, સનકાદિ આયુધ ચાર;
છે નૂપુર કંકણ મન્વંતર, રક્ષક પ્રભુ અવતાર. ૭
મુદ્રિકા રૂપ મરાલ, કુંડલ કિરીટ હય શિર રૂપ;
વનમાલાનો અવતાર હરિ દયાપ્રીતમ શ્રીવ્રજભૂપ. ૮

---

પદ ૮૦ ૩ 'તે શ્રીવૃંદાવનચંદ્રમાં, અવતાર અખિલ નિવાસ'
પ્રા૦ કા૦ તથા फ

## પદ ૮૧ મું.

અસિત કુટિલ કચ નંદકુમારજી, પરશુરામ તેનો અવતારજી;
સહજ સ્નિગ્ધતા કાંતિ કેશજી, ધન્વંતરીજી તેનો વેશજી. ૧
નરનારાયણ પ્રસન્ન વદનજી, વરદ કમલ લોચન મુત્ર જનજી;
ચિંતાકૃતિ છે વેદવ્યાસજી, કલ્કી ઇશ્વરતાથી પ્રકાશજી. ૨

ઢાળ.

* ભૂમા ક્ષીરાબ્ધિ આદિ વળી સત્ય શ્રીમન્નરનારાયણ;
પ્રદ્યુમન અનિરુદ્ધ વાસુદેવ ચોથા વ્યૂહ શ્રીસંકર્ષણ. ૩
ગોલોક અક્ષર બ્રહ્મપુર શ્વેતદ્વીપાદિ હરિ ધામ;
જ્યહાં ગપે ના પડવાપણું, સ્વયં પૂર્ણ મહદ્ તે ધામ. ૪
ઐશ્વર્ય પટ શ્રીકૃષ્ણનાં, પટ નારાયણનાં રૂપ;
છે ચતુષ્ટય અંતઃકરણો, ચો વ્યૂહ શ્રીવ્રજભૂપ. ૫
સદ્રૂપ સમજ વિરાટ અક્ષર, બ્રહ્મ ચિદ્ કહે છંદ;
છે નારાયણ આનંદમય, શ્રીકૃષ્ણ પરમાનંદ ૬

રાધિકાવરની સચ્ચિદાનંદતા

સચ્ચિદાનંદ સ્વરૂપ તે, સમજવું એણી રીત;
છે સદાનંદ શ્રીરાધિકાવર, તે શું કરવી પ્રીત. ૭

શ્રીકૃષ્ણનુંજ પૂર્ણાનંદત્વ

પ્રાકૃત સકલ સુર બૃહદ્, ગણિતાનંદ ભાખ્યું બ્રહ્મ;
જન દયાપ્રીતમ પૂર્ણાનંદ, શ્રીકૃષ્ણ પુરુષોત્તમ ૮

* પ્રા. કા. માં '૩' અને '૪' ક્ષેપક છે. ક પુસ્તકમાં તે આપેલી છે.

## પદ ૮૨ મું.

કૂટસ્થ લગી છે ગણિતાનંદજી, તો શું લેખું સુરસુખ મંદજી;
કહેશો ગણિત શી રીતે જાણુંજી, સુણુ તે શ્રુતિનો અર્થ વખાણુંજી. ૧

### શ્રીકૃષ્ણનું અગણિતાનંદત્વ

જેટલો આનંદ દેશાધિપજી, શત ગુણ તેથી નાયક દ્વીપજી;
ચક્રવર્તિને શતગુણ કહિયેજી, શત ગુણ તેથી સુરપતિ કહિયેજી. ૨

### ઢાળ.

લહી ક્રમે શતગણું સુખ મહર્જન, તપવિધિ શિવલોક;
તે થકી છે શતગણો, મોક્ષાનંદ અક્ષર એક. ૩

ગણના થઈ તે માટ ગણિતાનંદ કૃષ્ણ સદન;
એ આધ્યાત્મિક શ્રીસ્વરૂપ છે, જ્યહાં લીન મહામુનિજન. ૪

છે તેથી પર શ્રીપુરુષોત્તમ, જ્યહાં આદિ વૃંદાવન;
લીલા અચલના વિહારી જ્યહાં ગમ્ય નહિ ગો મન. ૫

શ્રીઅંગની સૃષ્ટિ જ્યહાં સામગ્રી સહુ નિજરૂપ
આનંદમય ત્યાં અખિલ લીલા, નિત્ય અતિ અનૂપ ૬

જે થકી શ્રેષ્ઠ ન કશું ક્યાપિ, વૈકુંઠ વેષ્ટિત લોક;
જ્યાં થકી પુનરાવૃત્તિ નહિ, નહિ જ્યાં સ્વપ્નામાં શોક. ૭

હરહિરણ્યગર્ભાદિક ન ગતિ જ્યાં, મહલ સુંદરી ગ્રામ;
છે દયાપ્રીતમ પુરુષોત્તમ, પુરુષૈક પૂરણકામ. ૮

---

૭ 'જ્યાં થકી પુનરાવર્તિ નહિ, જ્યાં સ્વપ્નમાં નહિ શોક' પ્રા. કા.

## પદ ૮૩ મું.

### વૃંદાવનનું વર્ણન

રમણિક શ્રી વૃંદાવન ધામજી, નવ દ્રુમવેલી અતિ અભિરામજી;
સ્વચ્છ મનોહર મૃદુમણિમય ક્ષમાજી, અચલાનંદ-૫ પૂરણ ચંદ્રમાજી. ૧

જ્યાં શ્રીયમુના સરિતાકારજી, મણિપુરજડિત તટ છબી સારજી;
સુગમ પુલિન સુંદર સોપાનજી, કમલ કુમુદ નાનાં અલિગાનજી. ૨

ઢાળ.

કરે ગાન મધુકર મનોહર, મન મત્ત મન મકરંદ;
ત્યાં ત્રિવિધ પવન વહે સુખદ, શીતલ સુગંધિ મંદ. ૩
કંચનલતા મલ્લિકા માલતી કેતકી રહી ફુલી;
ચંપક બકુલ કહ્લાર પ્રફુલિત, વલ્લરી રહી ઝૂલી. ૪
મણિ રત્નમય ગિરિરાજથી, શ્રીનાથ મન લોભાય;
અવ્યક્ત મધુર સુશબ્દ દ્વિજગણ, શોભા કહી નવ જાય. ૫
શત પત્ર લોચન સુંદરી, સ્યામા તણાં બહુ વૃંદ;
તે મધ્ય વિલસે લાલ નટવર, રસિકમણિ ગોવિંદ ૬
નિત્ય નવલ રાસ વિલાસ રચના કથનમાં કયમ આવે?
છે નિત્યલીલા અપ્રાકૃત, આનંદમય શ્રુતિ ગાવે. ૭

### સૃષ્ટિના ત્રણ પ્રકાર—પુષ્ટિ, પ્રવાહ, અને મર્યાદા.

એ પુષ્ટિ સૃષ્ટિ સર્વની, શ્રીઅંગથી ઉત્પત્ય;
જન દયાપીતમ કૃષ્ણરૂપ, વના હરે નહીં મત્ય. ૮

૩ 'મન મત્ત મદ મકરંદ' પ્રા૦ કા૦

## પદ ૮૪ મું.

મર્યાદા સૃષ્ટિ જે વખાણીજી, તેની હેતુ હરિની વાણીજી.
મનથકી ઉપની સૃષ્ટિ પ્રવાહજી, સહુનું કારણ રાધાનાહજી ૧

### પુષ્ટિસૃષ્ટિનું પ્રયોજન

પુષ્ટિ સૃષ્ટિ સહુથી શ્રેષ્ઠજી, શ્રીપુરુષોત્તમ જેના ઇષ્ટજી;
તે શ્રીપુરુષોત્તમ સ્વયમેવજી, દ્વિજકુલ પ્રકટયા વલ્લભદેવજી. ૨

ઢાળ.

શ્રીવલ્લભદેવાત્મજ સકલ, શ્રીવિઠ્ઠલેશાચાર્ય;
પરબ્રહ્મ પૂરણ આપ પ્રકટયા દૈવી કરવા કાર્ય. ૩

પથ પુષ્ટિ પ્રકટ કર્યો પુનિત, પૃથ્વીતલે પરમેશ;
કેવલ પ્રમેયબલે કરી, તારવા દૈવી અશેષ. ૪

### પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત

સર્વાત્મભાવે શરણ ગ્રહી, સેવવા સુંદર શ્યામ;
વિશ્વાસ દૃઢ હરિ સંતગુરુ, નહિ અવર સાધન કામ. ૫

અસમર્પિ વસ્તુ લે નહિ, આશ્રય અનન્ય અખંડ;
તદર્થ સાધન સકલ શ્રીગુરુ કરે હતી સહૂ દંડ. ૬

શુભ કૃતિ સહુ સહજે બને, બાલકૃષ્ણ કરુણાદૃષ્ટિ;
નિજ બલે લીલા નિત્ય આપે, નંદસુત સુરસૃષ્ટિ. ૭

એ શ્રીવલ્લભકૃત પુષ્ટિપથ, શિવ બ્રહ્માનો ન પ્રવેશ;
વણ શ્રમ મળે જન દયાપ્રીતમ, શ્રીકૃષ્ણ રાધેશ. ૮

---

૭ 'શુભકૃતિ સહુ સહજે બને, બાળકૃષ્ણ કરુણાદૃષ્ટિ' પ્રા. કા. તથા ક

## પદ ૮૫ સું.

### નામનિવેદન અગર બ્રહ્મસંબંધ દીક્ષા

નામનિવેદન એ કુલદ્વારાજી, કરી હરિ ભજવા ભાવે દારાજી;
પુષ્ટ ભક્તનો કરવો સંગજી, પ્રતિપલ વાધે પિયુસું રંગજી. ૧
સ્નેહ રાખવો પ્રભુપતિ જારજી વાત્સલ્યતા તો બાલ પ્રકારજી;
ભય પણ ધરવો ભૂપસમાનજી, નિશદિન કરવું હરિ ગુણગાનજી. ૨

ઢાળ

ગુણ ગાન ગુરુ ગોવિંદનું, ધરવો વૈષ્ણવ વેશ;
હરિચંદન ભાલ સુભાગ્ય, ઉર્ધ્વપુંડ્ર વક્ર ન લેશ ૩
તે મધ્ય મુદ્રા ગોપીચંદન, ઉચિત દ્વાદશ અંગ;
શુભ કંઠ માલા તુલસીકાષ્ઠ, પવિત્ર અચલ પ્રસંગ. ૪
શ્રીગુરુ ગોવિન્દચરણામૃત, નિત્ય મહાપ્રસાદનું નેમ;
અતુલિત માહાત્મય સુભાગ્ય માની, સેવીએ સહપ્રેમ. ૫
શ્રીભાગવત શ્રીભગવદ્ગીતા, વલ્લભીમાર્ગ ગ્રંથ;
નિત્ય પઠન શ્રવણ સ્વમાર્ગમુખ ટેક પુષ્ટિ પંથ. ૬
ચિંતા ન કરવી પણ રાખવી, વિશ્વાસ દૃઢ નિજસ્વામી;
મારૂં ભલું પ્રભુ સઘળું કરશે, ઇશ અંતર્યામી. ૭
ભર ભરોંસે ગુરુ સંત શ્રીજી, ભજે તે વર ભક્ત;
જન દયાપ્રીતમ કૃષ્ણવલ્લભ સહજ સદા મતિ રક્ત. ૮

## પદ ૮૬ મું.

શિષ્ય સાંભળી એ વિધિ વાણીજી, પુષ્ટ પ્રવરભક્તિ ઉર જાણીજી,
સંશય છૂટયા સઘળા મનનાજી, તાપ નિવર્ત્યા ત્રિવિધ તનનાજી. ૧

---

૫ ' નિત્ય મહાપ્રસાદ : રા ક
પદ ૮૬ : ૧. 'શિષ્ય સાંભળી એ વિધ વાણીજી, પ્રા. કા. તથા ક

વર્મ વલ્લભી વહાલો લાગ્યોજી, પ્રતાપ દુરસંગનો જાગ્યોજી;
નિજ પ્રભુ મળવા આતુરતા જાગીજી, સકળ કલ્પના ખીજી ભાગીજી.

ઢાળ.

### શિષ્યે પૂછેલા વિશેષ પ્રશ્નો.

જાગી કલ્પના મારી સહુ, સાંભળો મુજ સ્વામી;
શુભ રીતિ પુષ્ટિપથની, કહી આપ અંતર્યામી. ૩

પ્રભુ સંબંધી વસ્તુ સકલ, પ્રભુરૂપ કહી છે પ્રાગ;
તદપિ કહો કંઇ માહાત્મ્ય, સુણી ઉર ઉપજે અનુરાગ. ૪

શ્રી સ્વામિનીજી સ્વરૂપ શું, અતિ રતિ સુંદરશ્યામ;
વેદે વદ્યા અદ્વિતીય, પુરુષોત્તમ આત્મારામ. ૫

શ્રીયમુનાજી શ્રીતુલસીજી, ગૌ ગોપીજન પ્રિય અત્ય;
શ્રીકૃષ્ણને શામાટે છે? કિંચિત કહો મુજ પ્રત્ય. ૬

ચરણામૃત મહાપ્રસાદ માલા, ઉર્ધ્વપુંડ્ર આદિક;
સમજવું જે કશું સતને, તે કહો પ્રીત અધિક. ૭

ચિંતા સમળી સહુ ટળે, સરો સહુ કયમ જાય;
જન દયાપ્રીતમ કૃષ્ણ શું, વિશ્વાસ દ્રઢ કયમ થાય? ૮

### પદ ૮૭ મું.

સુખ દુઃખ કર્તા હર્તા કોણજી, અવર કોઇ કહે પુરૂષ પુરાણજી;
કર્મ કાલ ગ્રહ કેટલા કહે છે જી. મન સ્વભાવ જીવને પણ લે છે જી. ૧

સંશય ટાળો નિશ્ચે થાયજી, એ ભ્રમજાળે બહુ અથડાયજી;
એ વણ વૈષ્ણવને જે લેવુંજી, તે સહુ વણ પૂછ્યે પણ કેવુંજી. ૨

ઢાળ.

કેવું ખરું સહુ સ્વલ્પમાં ને, શુદ્ધ સ્ફુટ સમજાય;
તે રીતથી મુજને કૃપા કરી, કહો શ્રીગુરુરાય. ૩

એમ સુણી શ્રીઆચાર્ય વાયક ઉચ્ચર્યા પછી એહ;
સુણ પ્રતિ ઉત્તર ક્રમે કરી, તેં પ્રશ્ન પુછ્યાં જેહ. ૪

## રાધા અને શ્રીકૃષ્ણના સ્વરૂપનો નિર્ણય

શ્રી સ્વામિની શું સ્વરૂપ તે, સુણ કહું સહિત વિવેક;
શ્રીકૃષ્ણ રાધા નામ બે, વસ્તુતઃ તો જોતાં એક. ૫
જ્યમ અગ્નિ જ્વાલા, ચંદ્ર કૌમુદી, [કુમુદ] સિંધુ ને વળી છોળ;
કહેવાય ભિન્ન અભિન્ન બધે, વસ્તુ એકજ ખોળ. ૬
જે "એકમેવાદ્વિતીયંબ્રહ્મ" કહ્યું, શ્રુતિ જુગ જાણી;
નહિ તો થયું ધ્રુવ "એવ" શબ્દે, અદ્વિતીય શિદ વાણી? ૭
ભાસે જુગલ વૈ એક બે મળી. હેતુ એ પુનરુક્તિ;
જન દયાપ્રીતમ કૃષ્ણ રહ્યા એક બે એ યુક્તિ. ૮

### પદ ૮૮ મું

એક ચણો જ્યમ દ્વિદળ મળીનેજી, સ્વતઃસિદ્ધજ બે રહ્યાં હળીનેજી;
સત્ય ચણો જ્યમ ભાસે એકજી. દ્રિદલાંતરમાં વિરલ વિવેકજી. ૧
ત્યમ અક્ષર વેષ્ટિત જુગ રૂપજી. અનુભવી જાણે વાત અનૂપજી;
એક રૂપથી રમણ ન થાયજી. બીજું સમ ઇચ્છ્યું વ્રજરાયજી. ૨

### ઢાળ.

વ્રજરાય સમતા અવર નહિ, નિજ સરીખા નિજ એક;
સ્રીરૂપ નિજ આત્મા હૃદયમાં, લીલા નિત્ય વિવેક. ૩
બહુ વિદ્યમાન હતો ઉપસ્કર, રસોદ્બોધક જેહ;
શ્રીસ્વામિની સહ પ્રકટ કીધો, બાહ્ય ઇચ્છા તેહ. ૪

---

૮. "જન દયાપ્રીતમ કૃષ્ણ રાધા, એક બે એ યુક્તિ" પ્રા. કા.

શ્રીરાધિકાથી રમણ અચલિત, કરે સુંદરશ્યામ;
એ રીતે વેદ વચન સાચું, કૃષ્ણ આત્મારામ. ૫
ભાતી પરોલું રૂપ છાયા, સગ પ્રગટયા ભેદ;
જયમ દીપક દીપકથી હવો, સમરૂપ નિસ્સંદેહ. ૬
શ્રીકૃષ્ણ હોય કદિ રાધિકા થઈ જાય રાધા કૃષ્ણ;
ત્યાં કાર્ય કારણ કથન શું. પૂરણ પરસ્પર તૃષ્ણ. ૭
"આત્મા વૈ રાધિકા પ્રોક્તા" વેદની શ્રુતિ એહ;
જન દયાપ્રીતમ કૃષ્ણ રાધા એક નિઃસંદેહ. ૮

## પદ ८९ મું.

## શ્રીયમુનાજીના સ્વરૂપનું કથન.

યુગલ રૂપનું સ્મરશ્રમવારીજી, શ્રીયમુનાજી શુભકારીજી;
તુર્યપ્રિયા શ્રીહરિનાં કહાવેજી, સ્વભાવ સમતા કોઈ ન આવેજી. ૧
પિયુ આદ્ય સૌને સુખરૂપજી, કોણ કૃપાના અત્ય અનૂપજી;
સ્વભાવ જીત્યાનો ન ઉપાયજી, તે જીતાવે યમુના માયજી. ૨

### ઢાળ.

એ માય કૃષ્ણા કૃષ્ણરૂપિણી, કરે ઉજ્જવલ દાસ;
સહજે થયું પયપાન પાપી. તદપિ નહિ યમત્રાસ. ૩
જન સ્નાન સુકૃત નુતન તનુ, યોગ્યતા સેવન કૃષ્ણ;
અહો સમસાગરભેદિની, નિજજન પૂરક તૃષ્ણ. ૪
સદ્ય સ્મરણ કરતાં માત્રમાં લય પાપ સદુ સંતાપ;
શ્રીયમુનાજી બીજાં નથી, શ્રીકૃષ્ણ પૂરણ આપ. ૫
શ્રીતુલસીજી હરિપ્રિયા તે પણ, રાધા મેલ સંબંધી;
શ્રી મુખ્યસ્વામિની કેડાં, એ છે શ્રીઅંગ સુગંધી. ૬

પતિવ્રતાપણું શું અન્ય ભક્તિ, વલ્લભ શ્રીહરિ જેહ;
શ્રીવૃંદાજીની કૃપા વણ, પ્રાપ્તિ ન કોઇને તેહ. ૭
શ્રીતુલસીજીના સંબંધ વણ, કશું અંગીકાર ન ઇશ;
કૃષ્ણપદ પ્રિય દયાપ્રીતમ, ધરે શાલગ્રામજી શીશ. ૮

પદ ૯૦ મુ.

## તુલસી માહાત્મ્ય

તીર્થ પુષ્કરાદિક જગ જેહજી; શ્રીગંગાદિક સરિતા તેહજી;
હરિ આદિ સુર ક્ષણુ ન ખસે છેજી, તુલસીદલને વિષે વસે છેજી. ૧
તુલસી વન જ્યાં હોય અભિરામજી, ત્યાં બે ઘડી જે કરે વિશ્રામજી;
કોટિ જન્મનાં મહાઅઘ છૂટેજી, અલગ અવિદ્યા કાલ ન કુટેજી. ૨

ઢાળ.

કુટે ન કામાદિક સહુ, અઘ દુઃખ દહે દર્શન;
અભિવંદને મહારોગ નાશે, સ્પર્શ પાવન તન. ૩
સિંચતાં તુલસી ત્રાસ અંતક, મહાપદ યશ કાન;
હરિ ચરણુ દલ અર્પ્યે અમિત ફલ, પરમાનંદ ગુણુગાન. ૪
શ્રીતુલસીકાષ્ટાગ્નિ થકી, દહ્યું હોય જેનું શરીર,
તેને ન પુનરાવૃત્તિ કો દિન, વણુ ભજે યદુવીર. ૫
અગમ્યાગમનાદિ મહાપાતક ગળ્યો કદિ હોય;
તોહે પ્રેત ન થાય, વસે વૈકુંઠ તીર્થ પ્રાપ્ત ન કોય. ૬
હરિ અર્થ રોપી કોમલ દલ, હરિચરણુ અર્પે જેહ;
અપરાધ અગણિત દગ્ધ કરિ. હોય કૃષ્ણુવલ્લભ તેહ. ૭

૭ 'પતિવ્રતાપણું સુઅનન્ય ભક્તિ' પ્રા૦ કા૦

શ્રીતુલસી નિર્મલ નામ જપથી, સદા પૂરણ કામ;
અતિ દયા પ્રીતમ પ્રીતે. વૃંદાવન વૃંદા નામ. ૮

## પદ ૯૧ મું.

તુલસીદલ ઉતર્યું જગદીશજી, ભ્રમણ કરે જે ધરી ઉરશિશજી;
પ્રતિપદ ફલ લે દશ હયમેધજી, નિશ્ચે નિશ્ચે નહીં અણુ વેધજી. ૧
તુલસીકાષ્ટની રચિત સુદામજી, ધરે પ્રસાદી શ્રીઘનશ્યામજી;
પાપરહિત નિશ્ચે છે તેહજી, વહન કરે ભક્તિથી જેહજી. ૨

ઢાળ.

### તુલસીમાલાના ધારણની જરૂર.

ભક્તિ સહિત ભૂષણ કરે, શુભ તુલસી કાષ્ટની માળ;
તેને પ્રાયશ્ચિત્ત નહિ, નહિ અશુચિ તનુ કો કાલ. ૩
કાષ્ઠ સુકું પત્ર વા, તુલસી તણું જે ઘેર;
ત્યાં પાપનો ન સબંધ કદિ, નિત્યે સુમતિ હરિમેર. ૪
ગ્રીવ કંઠ તુલસી માલા લખી, યમદૂત દૂર પલાય;
કૃતિ દેવ પિત્રી સુકૃત સઘળું, કોટિ ઘણું થઇ જાય. ૫
દુર્નિમિત્ત ન, દુઃસ્વપ્ન ભય નહિ, ઉભય લોકાનંદ;
નિશ્ચલ સદા શ્રીકૃષ્ણ ભક્તિ, નહિ કદાપિ મંદ. ૬
નથી માળ તુળસીકાષ્ટ ધરતાં, પાપ મોહિત મુગ્ધ;
તેને ન નરકથી નિવૃત્તિ, હરિકોપાગ્નિથી દગ્ધ. ૭

જે ધરે છે યજ્ઞોપવિતવત્ સતત શ્રદ્ધાવંત;
જન દયાપ્રીતમ કૃષ્ણ વલ્લભ, સદા ગુરૂ સહુ સંત. ૮

## પદ ૯૨ મું.

ઊર્ધ્વપુંડ્ર હીણા દુર્ગત્યજી, ભસ્મીભૂત શુભ સઘળાં કૃત્યજી;
શરીર જેનું સમ શ્મશાનજી વ્યર્થ કર્મ સંધ્યા જપ દાનજી. ૧
ભક્તિવત જે કો ગિરિધારીજી ઊર્ધ્વપુંડ્રના સૌ અધિકારીજી;
બ્રાહ્મણ આદિ શ્વપચ પર્યંતજી, ઊર્ધ્વપુંડ્રાંકિત કોઇ જંતજી. ૨

ઢાળ.

જંતુ જ્યહાં મૃત્યુ પામિયો, ત્યાંથી બેશી વિમાન;
મુજ લોકમાં જઇ વસે અચલિત વિધા શ્રીભગવાન. ૩

### ઊર્ધ્વપુંડ્ર તિલક માહાત્મ્ય

અહો ઊર્ધ્વપુંડ્ર કરિ, ચાંડાલ પણ જો હોય;
તે વિશુદ્ધાત્મા જાણવો, પૂજ્યજન ન સંશય કોય. ૪
અતિ અશુચિ મહાદુરાચારી, કરે મનસ્વી કૃત્ય;
તદપિ પવિત્રજ થાય નિત્ય ઊર્ધ્વપુંડ્રી સત્ય. ૫
જન ઊર્ધ્વપુંડ્રાંકિત થઇને, નમે શ્રીહરિદેવ;
તો કોટિ કુલ નરકથી તેનાં, ઉદ્ધરે તતખેવ. ૬
જે ઊર્ધ્વપુંડ્ર સછિદ્ર મધ્યે, હરિમંદ્ર કહેવાય;
જો મધ્ય લેપ્યું રહે નિશ્ચે, શ્વાન કેરો પાય. ૭

---

પદ ૯૨ ૩. 'કોઇ તે જંતુ જ્યાં મૃત્યુ પામ્યો' પ્રા૦ કા૦
'અચલિત વધા શ્રીભગવાન'
૬ 'ઊર્ધ્વપુંડ્રાંકિત કહી ચાંડાળ પણ જો હોએ' પ્રા. કા.

તજી ઉર્ધ્વ તિર્યગ પુંડ્ર કરતાં નરક નિત્ય અધિકાર;
જન દયાપ્રીતમ કૃષ્ણ, બ્રહ્માંડે કર્યું નિરધાર. ૮

### પદ ૬૩ મું.

### ગોપીજનનું સ્વરૂપ

ગોપીજનનું પૂછ્યું રૂપજી, સત્યાવીશમેં કહું અનૂપજી;
તદ્દત્ જાણી લે જે ગાયજી, અતિવલ્લભ સંતત વ્રજરાયજી. ૧
હરિપ્રસાદનો ગૌને આસજી, પ્રથમ પીરસનો જે હરિદાસજી;
મહાપ્રસાદ તો ત્યારે કહાવેજી, તેના ભોગી હરિને ભાવેજી. ૨

ઢાળ.

તે ભાવે જન ભગવંત જે, વૈષ્ણવી દીક્ષાયુક્ત;
ચો સંપ્રદાય પ્રમાણ શ્રુતિ, શ્રીકૃષ્ણ રૂપાસક્ત. ૩

### શુદ્ધાદ્વૈતની સર્વ મતોમાં શ્રેષ્ઠતા

સુણ કહું વિશિષ્ટાદ્વૈત છે, શ્રી સંપ્રદાય સિદ્ધાંત;
છે જીવ ઇશ્વર માયા ત્રણે, અનાદિ અભ્રાંત. ૪
મધ્વનો આશય દ્વૈત, દ્વૈતાદ્વૈત નિંબાદિત્ય;
વિષ્ણુસ્વામિપથ શ્રીમદ્ વલ્લભ શુદ્ધાદ્વૈત જ નિત્ય. ૫

---

૮ ' તજી ઉર્ધ્વ તિર્યગ્ પુંડ્ર, કરતાં નરક નિત્ય ધિક્કાર,
જન દયાપ્રીતમ કૃષ્ણ બ્રહ્માંડે કર્યું નિરધાર પ્રા. કા.

૫ મધ્વનો આશય દ્વૈતદ્વૈતા, દ્વૈત નિંબાદિત્ય
વિષ્ણુસ્વામપથ શ્રીમદ્ વલ્લભ, શુધ્ધા દ્વૈતજ નિત્ય. પ્રા. કા.

પ્રા. કા.માં આ લીટીઓ સિદ્ધાન્તની દૃષ્ટિએ તદ્દન અશુદ્ધ છાપવામાં આવી છે, એટલું જ નહિ પણ તેને સંપ્રદાયો વિષે વાચકોને ભૂલાવામાં નાખે તેવી છે. મધ્વનો 'દ્વૈત' સંપ્રદાય છે ત્યારે અહિં આ તેને દ્વૈતાદ્વૈત કહ્યો છે. નિંબાર્કનો દ્વૈતાદ્વૈત અને વલ્લભાચાર્યનો શુધ્ધાદ્વૈત છે તેને બદલે ત્યાં તે બન્નેને દ્વૈત સંપ્રદાયના કહ્યા છે. આ રીતે પ્રા. કા. મા કવિનો આશય નષ્ટ કરવામાં આવ્યો છે.

એ ચારે માયામતવિરોધી પણ ઉપાસન ભેદ;
શ્રીનારાયણ ત્રિ શ્રીકૃષ્ણોપાસક પ્રામાણિક વેદ. ૬
અદ્વૈત મત શંકર તણો બીજા મનસ્વી બહુ પંથ;
એ સ્વલ્પ માત્રજ કહ્યું, વિસ્તારે વધે છે ગ્રંથ. ૭
સંસ્કાર જેવો જીવ તેને, તેવો માર્ગ મિષ્ટ;
જન દયાપ્રીતમ શ્રીપુરૂષોત્તમ, ધન્ય જેના ઇષ્ટ. ૮

પદ ૯૪ મું.

ચરણામૃત માહાત્મ્ય

પાદોદક શ્રીહરિનું સારજી, સકલ તીર્થ શુચિતાગારજી;
શિર ધરિ શ્રદ્ધા જે કરી પાનજી, નહિ પવિત્ર કો તેહ સમાનજી. ૧
કોટયવિધિ તીર્થ તે પાસજી, હિંસા કોટિ સર્વ વિનાશજી;
સહુ પાતિક પ્રાયશ્ચિત પીધુંજી, કૃષ્ણ પદામૃત ધરી શિર પીધુંજી. ૨

ઢાળ.

પીધે પદામૃત શીર્ષ ધાર્યે, શ્રદ્ધા સહ ગોપાલ;
આશૌચ ઉભયેપિ અડે નહિ પુનિત તે સહુ કાલ. ૩
અશુચિ અનાચારી મહાકલિમલ તણો ભંડાર;
તે પણ શુચિ હરિપાદોદક, કરતાં સ્મરણ લગાર. ૪
સહુ તીર્થ સરિન્મજ્જન દર્શ, કીર્તનનું ફલ પણ હોય;
શુચિ કોટિ પ્રાયશ્ચિત ન તે શુચિ, સદ્ય હરિપદ તોય. ૫
શ્રીકૃષ્ણ સ્નાનોદકે, ભીંજે મૂર્દ્ધાશન જે શીશ;
તે સંત જીવન્મુક્ત રૂપ, કહે સદા જગદીશ. ૬
અકથિત અઘ સંચિત બહુ, સહુ મૂલ પ્રલય થાય;
ન અકાલ-મૃત્યુ ન રોગ રુજ, હરિ ચાંઘ્રિજલ પીવાય. ૭

શિવ શિશ શ્રીગંગા અચલ તે પ્રભુ પદામૃત માટ;
જન દયાપ્રીતમ કૃષ્ણપદ પયથી તીર્થ સહુ ઘાટ. ૮

## પદ ૯૫ મું.

### હરિના પ્રસાદનું માહાત્મ્ય

હરિપ્રસાદનો મહામહિમાયજી, હરિ પ્રસન્ન તેણે સેવાયજી;
વસ્ત્રાભૂષણ ચંદન ભાલજી, અન્નોદક ઉચ્છિષ્ટ ગોપાલજી. ૧

ભુક્તે તેથી માયા અળગીજી, મતિ અચળ રહે પ્રભુપદ વળગીજી;
સહસ્ર કરી એકાદશી કોયજી, અશન દ્વાદશી કીધું હોયજી. ૨

#### ઢાળ.

હોય કીધા વળી અપવાસ, લગી ખટ માસ રહી કો કષ્ટ;
તે હરિ નૈવેદ્ય ભુક્તાથી જ, કહ્યું હરિ સ્પષ્ટ. ૩

અચ્યુત અશન અવશેષ ભુક્તે, પ્રતિદિને જન જેહ;
શીકે શીકે પુણ્ય ચાંદ્રાયણતણું લે તેહ ૪

વ્રત નિયમ સહ અપવાસ, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ સુકર્મ;
નાનાવિધ મખ પુણ્ય જપ, હોમાદિ સાધે ધર્મ. ૫

બ્રહ્મભોજન દાન તુલા પુરુષ સહુ તીર્થ સહ ફલ જેહ;
કૃષ્ણનું નૈવેદ્ય ભુક્તે, પ્રાપ્ત છે ફલ તેહ. ૬

અર્પ્યું ન જે ગોવિંદને તે, શ્વાનવિષ્ટા અન્ન;
જલ મુત્ર મદિરાતુલ્ય છે. ધિક્ ધિક્ કહે જે જન ૭

નૈવેદ્ય ઉદરે રૂપ હદે, શિર પાદોદક, મુખ નામ;
શ્રીકૃષ્ણનું, તે દયાપ્રીતમ, કૃષ્ણ સમ શુચિ ધામ. ૮

## પદ ૯૬ મું.

### ગોપીચંદન માહાત્મ્ય

છે ગોપીચંદન શુચિ અત્યજી, કરે અગતિ જંતુની ગત્યજી;
જે કો શ્રદ્ધાથી પણ હીનજી, કાલ ક્રિયામાત્રે કરિ ક્ષીણજી. ૧
પણ જો ગોપીચંદન ભલજી, તો નિજ પદ આપે ગોપાલજી;
ગોપીચંદત શિરભુજભાલેજી, લેપ્યું હૃદય પણ હોય અંતકાલેજી. ૨

ઢાળ.

અંતકાલ લેપ્યું પાપી જો, ગૌબાલઘાતી વિપ્ર;
તદપિ કહ્યું હરિ તે વસે, મમ લોક આવી ક્ષિપ્ર. ૩
કોઈ કૃતઘ્ની સહુ પાપ કર્તા, અધમ કૃતિ નિત્ય ટેવ;
તે પણ પુનિત હોય ગોપીચંદન સંબંધે તતખેવ. ૪
યાવત શરીરે ગોપીચંદન, તિલક છાપ જણાય;
પ્રતિ નિમિષ ફલ દશ ધેનુ દાન કર્યાં તણું ધ્રુવ થાય. ૫
કરે ગોપીચંદન દાન ટૂંક, કો સંતકરમાં જેહ;
કુલ એકોતેર શત તારિયાં, તેણેજ નહિ સંદેહ ૬
મહા પાપી મૃત્યુ પામિયો, સ્મશાન મ્લેચ્છ સમીપ;
જો ગોપીચંદન લલાટે તો, હોય મોક્ષ અધિપ. ૭
જો ગોપીચંદન મૃદા સંતત, હોય જેને અવાસ;
ત્યાં દ્વારિકા સહ દયાપ્રીતમ, કૃષ્ણ નિત્ય નિવાસ. ૮

## પદ ૯૭ મું.

### હરિનું અખિલ કર્તૃત્વ

સુખ દુઃખ કર્તા સઘળું કાનજી, પૂછ્યું તે કહો કથા પ્રમાણજી;
સર્વે કર્તા હરિ સમર્થજી, બીજા કર્તા કહે સહુ વ્યર્થજી. ૧

સુખ દુઃખ મળવાનાં બહુ દ્વારજી, પ્રેરક સહુના નંદકુમારજી;
દક્ષ ન દે કોઇને ગુણ-દોષજી, તેજ બાત કહીં રીઝે રોષજી. ૨

ઢાળ.

શો રોષ રીઝ શુક, યંત્ર, મર્કટ, દારૂ, દારા, બાળ;
એ સર્વ પરવશ તેમ પરવશ, સકલ જગ ગોપાલ. ૩
છે કર્મ કાળ સ્વભાવ ગ્રહ, મન જીવ કહેવા માત્ર;
હરિ કરે સહુ શિર લે ન એ ગુણદોષ ગ્રાહક પાત્ર. ૪

ભગવાનજ સુખદુઃખના કર્તા

છે કર્મ જડ જ્યમ લેખું વહિમાં, વાચકને આધીન;
તે જ્યમ ઇચ્છે ત્યમ કરે વિભુ, કરણી સ્થાવર દીન. ૫
નથી કાળ પણ સ્વાધીન, હરિભક્ત ધ્રુવે ચાંપ્યો પાય;
વણ અવસરે વસ્તુ પ્રકટ કર્યું. શૂન્ય સમય પણ જાય. ૬
પ્રકૃતિ અટલ તે સત્ય પણ, હરિ ફેરવે બહુ જન;
તે પણ હરિ વશ કરી કે નહિ તે જો વિચારી મન ૭
ગ્રહ પણ ન ક્લેશાનંદ કર, દયા ગીતમ તેજ પ્રમાણ;
જુઓ બાંધ્યા છોડયા રાવણ નવ તવ, રુક્યું ત્રુંક્યું કોણ. ૮

પદ ૯૮ મું.

મન વિભૂતિ માધવ કેરીજી, જ્યમ ઇચ્છા ત્યમ નાખે ફેરીજી;
જડ જ્ઞાની, જ્ઞાની જડ હોયજી, શોક હર્ષદા મન પણ નોયજી. ૧
જીવ સર્વેને ભાવે રૂડુંજી કયમ થતા દે ચલણે કુડુંજી;
સુખદુઃખ પ્રભુ આપ્યું સહુ લે છે જી ચલણ નથી માટે સહી રહેછેજી. ૨

---

પદ ૯૮, ૨. 'ચલણ નથી માટ સહી રહે છે જી' પ્રા. કા.

ઢાળ.

રહે છે સહુ જ્યમ રાખે હરિ, તું તદા પૂછીશ પ્રશ્ન;
કો દુઃખી છે કો સુખી ક્યમ ભેદ દષ્ટિ કૃષ્ણ. ૩
નથી ભેદ તો ભગવંતને ભવ ખેલ રચિ નિજ જોય;
છે વિચિત્ર લીલા કૃષ્ણની ધણીનું ધણી નથી કોય. ૪
છે મૂળ જોતાં એમજ સહુ, પછી સમાધાન અનેક;
નથી પુણ્ય પાપ પ્રભુ કશું, વિભુ વિરલ એહ વિવેક. ૫

'અહંમમ' ભાવનો ત્યાગ તથા સાર્થક્ય

નિપજે ન કશું કો તદપિ હુંપદ હરિ માયા જોર;
ત્યારે અહં મમતા ટળે, કર ગ્રહે નંદકિશોર. ૬
હું હરિનો હરિ માહારા મનથી જ એવું થાય;
હરિ કૃપા તરકર વોળાવા, અહં મમ સફળ થઈ જાય. ૭
કૃતિ શુભાશુભ બલ દીપથી, પણ દીપ જેમ નિર્લેપ;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણ બલ સહુ બને ન અડે ચેપ. ૮

પદ ૯૯ મું.

રચી રાખ્યું છે હરિએ જેહજી ટળે ન કોથી નિપજે તેહજી;
ફર પડે નહીં કોટિ ઉપા જી, યત્ન ન ચાલે શિવ બ્રહ્માયજી. ૧
હરિકૃતિમાં જીવ હુંપદ તેવુંજી શ્વાન શકટને તાણે જેવુંજી;
જીવનું કીધું તેટલું થાયજી, મળતું આવે હરિ પ્રચ્છાયજી. ૨

૫ 'નથી પુણ્ય પાપ કશું પ્રભુ' પ્રા. કા.
૬ (જ્યારે) કર ગ્રહે નંદકિશોર પ્રા. કા.

ઢાળ.

## ભગવાનની ઇચ્છાને અધીન થવું એ જીવનો ધર્મ છે

ઇચ્છા હરિ અનુસરતું આવે, તે મને લહે જાણ;
ત્યમ નિત્ય નથી બનતું જુએ છે પ્રકટ શું પ્રમાણ. ૩
ન્યમ જે સમય જેટલું જેને, લખ્યુ નંદકુમાર;
ત્યમ તે સમે તેટલું તેને, પ્રાપ્ત હોય નિર્ધાર ૪
દુઃખ મૃત્યુ કો માગે ન પણ સહજે સમય સદા આવે;
તે રીત સુખ સમજુ લહે, સર્વને સમજણ નાવે ૫
કર્માદિબલ ત્યાં લગી ખરૂં, હરિ જ્યાં લગી મન નાણે;
નહી તો કહે ઇશ્વર કૃપાકર વેદ શિદ વખાણે. ૬
સૌ તજી હરિ શરણે પડ્યા તેનું સર્વ નિજ ઇચ્છાય;
ત્યમ નહીં જગતના જીવને કર્માદિ વશ કહેવાય. ૭
સુખ દુઃખ હાનિ લાભાદિક, સહુ વણ કરે પણ થાય;
તે ચિંતા તજી ચાનક ધરી, ભજ દયાપ્રીતમ વ્રજરાય. ૮

### પદ ૧૦૦ મું

સુણ ગુરુ વાણી વદિયો શિષ્યજી, સહજ બને સહુ લખ્યું ભવિષ્યજી
માટે કહો છો ફિકર વિસરવીજી, તહ ભજન ચિંતા શીદ ધરવીજી ? ૧
તે પણ થવાનું તે થાશેજી, લખ્યા પ્રમાણે કામ ગળી જાશેજી;
સુણી એમ બોલ્યા શ્રીગુરુ વાણીજી, સત્ય કહી તે વાત વખાણીજી ૨

ઢાળ

સાચી વખાણી વાત સાંભળ, કહું શંકા જાય;
સહુ લખ્યું ત્યમ હરિભજન નથી લખિયું કર્મેથી થાય. ૩

---

૧ 'તે રીત દુઃખ સમજુ લહે' પ્રા. કા.

જો કદા કહીએ ભજન પણ પ્રારબ્ધ લખ્યું બની આવે;
તો વેદશાસ્ત્ર પ્રબોધ વાચક, સકલ વ્યર્થ કહાવે. ૪
તે માટ અતિ આતુર થઈ, ભજવા સદા ભગવંત;
ક્ષણ ભંગ મનુષ્યદેહ દુર્લભ, મળે પુણ્ય અનંત. ૫

મનુષ્ય જીવનની દુર્લભતા

સહુ યોનિમાં છે વિષય સુખ, ત્યાં હરિભજન નવ હોય;
તે માટ અમૂલખ આ સમય ચેતે ન તે સહુ ખોય ૬

ભક્તિ માટેજ મનુષ્યજીવન

ભરતખંડ મોંઘું મનુષ્ય તનુ, જેની અમરને પણ ભૂખ.
તે મળે કૃષ્ણ ભજ્યા ન તો, ગયું આવ્યું હરતપીયૂષ. ૭

મનુષ્યજીવનનું સાર્થક્ય

કહું લાખ વાતની વાત, સહેલું નામ રટ શ્રીકૃષ્ણ;
પ્રભુ દયા પ્રીતમ પ્રસન્ન થાશે, સકલ પૂરણ તૃષ્ણ. ૮

પદ ૧૦૧ મું.

નામ કૃષ્ણનું શિરોમણિ સહુનુંજી, મૂળધર્મ સાધનાદિ બહુનુંજી;
જપતાં સર્વે ચિંતા ચૂર્ણજી, મનોકામના સઘળી પૂર્ણજી. ૧
નામે નામી ઉરમાં વાસેજી, અઘ દુઃખ સંદેહ સઘળા નાસેજી;
નામે નામી નામ પ્રતીતિજી, અંતક અવિદ્યા ભાજે ભીતિજી. ૨

ઢાળ

શ્રીકૃષ્ણના નામનું માહાત્મ્ય

ભીતિ હરે હરિ પ્રીતિ આપે, પરમાનંદ પદ દાય;
શ્રીકૃષ્ણ નામ પ્રભાવ કૃષ્ણે, પણ કહ્યો નવ જાય. ૩
હરિ નામ કોટિક અપર તુલ્ય ન, નામ કૃષ્ણ વ્રજેશ;
જ્યમ બીજથી ચડતી કળા, શશી કો ન સમ રાકેશ. ૪

છે પૂર્ણ ઇંદુ કૃષ્ણ કેવળ, શરદ સદા શ્રીકૃષ્ણ;
નારાયણે વિધિ કહ્યું સ્કંધે, ઉત્તર સુણ વણ પ્રશ્ન. ૫
ગૌ કામ સુરદ્રુમ ચિંતામણિ, નહિ કૃષ્ણ નામ સમાન;
હિત અહિત સમજી નામ રીતે, એ ન કે વરદાન. ૬
સત્સંગ કરવો પ્રયત્ને, સેવવા શ્રીવ્રજરાય;
દુઃસંગથી ત્યમ નાસવું, પછી બન્યું હરિ ઇચ્છાય. ૭
ભાવી ભરોંસો આળસી, વિસરવું ન શ્રીહરિ નામ;
ગુણ ગાન ક્ષણું ન છોડવું, દયા પ્રીતમ સુંદર શ્યામ. ૮

પદ ૧૦૨ જું

વણ સમજ્યે સંશય થાયજી, હરિ ગુણ અચલિત કયમ ગવાયજી;
દેહાધ્યાસ સૌ કયમ કરી છૂટેજી, બાધ કરે ત્યાં ત્યાં તો ત્રૂટેજી. ૧
પણ છે સમજણ એની બીજીજી, સુણ કહું જેથી રીઝે શ્રીજીજી;
પ્રભુ કરે છે સહુ સુખ રૂડુંજી, કદાપિ ન કરે નિજ જન કૂડુંજી. ૨

ઢાળ

પ્રભુ જે કરે છે તે સારા માટે છે.

કૂડું કદિક ભાસે તુરત કેવ તેમાં પણ હિત હોય;
સુખ ગુપ્ત જ્યમ પિતુ દુઃખદ શિક્ષા, શિશુ ન સમજે કોય. ૩
એમ વિચારી મન શુદ્ધ માને, ભલુ વચને ગાય;
કદિ દોષ નાવે, તે અચલ ગુણ ગાન હરિ કહેવાય. ૪
સમજણ એ વિધિ રાખતાં, શ્રીકૃષ્ણ થાય પ્રસન્ન;
ને સમય અવળું સર્વ સવળું, થાય વેદ વચન ૫

પ્રભુનું સર્વ સામર્થ્ય

અરિ મિત્ર હોય વિષ પથ્ય, અધર્મ સહુ ધર્મ થઇ જાય;
દુઃખ થવાનું ને મટાડે,-સુખ ના થવાનું થાય. ૬

શ્રીકૃષ્ણ ઇશ્વર પૂર્ણ નહિ વશ, યજ્ઞ, તપ શ્રુતિ મંત્ર;
"કર્તુંમ્ અકર્તુંમ્ અન્યથા કર્તું" સમર્થ સ્વતંત્ર. ૭
ઉદાહરણ ઇતિહાસ ત્રણે સુણ કહું લઘુ ગીત;
જન દયાપ્રીતમ કૃષ્ણ બલ. અકથિત અતિ અકળિત ૮

## પદ ૧૦૩ જું

અજામિલ મહા અઘનુ ધામજી, તેવી ગણકા પાપનું ગ્રામજી;
સુતશુકમિષ લીધું હરિનામજી, તેને આપ્યું પ્રભુ નિજ ધામજી. ૧
'કર્તુંમ્' લક્ષણ હરિએ ભાખ્યુંજી. કિલ્લ મીમાંસા ખંડી નાખ્યુંજી;
અંબરીષ માટે ચક્રે દમિયાજી, હરિશરણે દુર્વાસા નમિયાજી ૨

### ઢાળ

નમિયા તદપિ દુઃખ નાજ લહ્યું, હરિ આર્ત ત્રાતા ઇશ;
બ્રહ્મણ્ય દેવ ન શરણાગત વત્સલ થયા જગદીશ ૩
મહાવિષ્ણુ તદપિ ન અભય આપ્યુ, નમાવ્યા નૃપ પાય,
હરિ 'અકર્તુંમ્' લક્ષણ તણો, એ કથ્યો અણુ મહિમાય. ૪
સૌભરી મુનિ શુચિઅસંગી, જલ ભીતર જપ અવિનાશ;
રતિ મચ્છ દાખી ચળાવ્યા, પરણિયા સ્ત્રી પંચાશ. ૫
મૃગ દયા પાળ્યો તદપિ, દ્વિ જન્મ ધરાવ્યા હરિ ભરત;
અઘ નામ ગતિ મુચકુંદ તે, પ્રભુ પ્રકટ મુક્તિ ન તરત. ૬
પુરી અયોધ્યા વૈકુંઠ સહુ, નિજ પિતા પ્રેમી સ્વર્ગ;
મહાપાપી પારધી ગીધ આદિ અલ્પમાં અપવર્ગ. ૭
એ 'અન્યથાકર્તુંમ્' સુલક્ષણ. શ્રીપતિમાં સત્ય;
જન દયાપ્રીતમ કૃષ્ણ અતકર્ય, માહાત્મ્ય અકલિત ગત્ય. ૮

## પદ ૧૦૪ થું

કરે સહાય તે વિભુ વ્રજરાયજી, ઘટિત મટાડે અઘટિત થાયજી;
હોડુ ઉગાડયું કંચન ભાખ્યુંજી, પંજર તાર્યાં અગ્નિ ભાખ્યુંજી. ૧

સનકાદિક ઉપજાવ્યો ક્રોધજી, વિધિ મહાજ્ઞાની કર્યા અબોધજી;
નારી કર્યો નર નર કરી નારીજી, વૃષ્ણિ વૃદ્ધ યૌવનતા ધારીજી. ૨

ઢાળ

ધારિ તરુણના ત્યમ વૃદ્ધ સમ કર્યાં સંજીવન બહુ મૃત્ય;
વૈકુંઠ પામ્યા પાડિયા, આપી અગત્યને ગત્ય. ૩
ધર્મને અધર્મ ચલાવ્યો. સદ્‌ગુણી અધર્મિ ધાર્યા
જે ના બચે તે બચાવ્યાં, જે ના મરે તે માર્યા. ૪
હરિ ધર્મને અધર્મ કર્યા કયહું કર્યા અધર્મ ધર્મ;
પ્રભુ કર્મને અકર્મ વળી કર્યાં અકર્મ કર્મ. ૫
બ્રહ્મમાં મળિયા કાઢિયા, ટાળિયા બ્રાહ્મણશાપ;
ક્યહું પાપ કીધાં પુણ્ય પુણ્યે પુણ્ય કીધાં પાપ. ૬
હરિ શૂન્ય ભાગ્ય સફલ કીધાં, મટાડયાં પ્રારબ્ધ;
મન પ્રકૃતિ વશ કરાવી, સુઅલબ્ધ કીધાં લબ્ધ. ૭
ઉત્તમ ન કરવો ગર્વ કો, હૈયાટવું ન પતિત;
દીન ભાવ પ્રીતમ દયાપ્રભુ, ભજતાં સર્વનું હિત. ૮

પદ ૧૦૫ મું

શીખ સમુચ્ચય કહું સુણ સારજી, જેથી રીઝે નંદકુમારજી;
લાખ શીખની કહું એક શિક્ષાજી, કૃષ્ણ સેવવા વૈષ્ણવી દીક્ષાજી. ૧
દૃઢ શરણાગતિ દૃઢ વિશ્વાસજી, હરિગુરુ વૈષ્ણવ થાવું દાસજી;
ભગવદીય લહી કરવો સત્સંગજી, દોષ ન જોવા સાચો રંગજી. ૨

ઢાળ

## ઉપદેશ સાર

રગ રાખી રટવું નિરંતર, શ્રીકૃષ્ણ નામ પવિત્ર;
દીનતા ભાવે ગાન કરવાં કેવલ કૃષ્ણચરિત્ર. ૩
સહુ ભૂત ઉપર દયા, સહુ ઇન્દ્રિય સુપથ સંતોષ;
રતિ કૃષ્ણ પતિમાં રાખવી, મતિ ગુરુચરણ નિર્દોષ. ૪
દુસ્સંગ દુષ્કૃતિ નાસવું, કામાદિ રિપુથી દૂર;
દુઃખ સુખ લાભ સમ, હરિરૂપ રાખવું ઉર. ૫
અહંકાર આલસ ટાળવું, ગુરુવચન પૂર્ણ પ્રતીત;
પાખંડ અસદ આલાપ, કોઇ જીવ દુઃખાતાં ભયભીત. ૬
ગો જયંતી ગોપીશ એકાદશી, જાગરણ યુક્ત;
વૈષ્ણવ પ્રથા નીતિ ચાલવું, ઉર અમલ જીવન્મુક્ત. ૭
લૌકિક વૈદિક ત્યાગ દૃઢ આશ્રય અનન્ય વ્રજેશ;
જન દયાપ્રીતમ કૃષ્ણ રુચિ, સાધવી વૈષ્ણવ વેશ. ૮

### પદ ૧૦૬ સું

ગુરુ એક સંશય મારે મનજી, શ્રીહરિ સરખા ભગવદી જનજી;
ભજવા કહો છો દોષ ન જોવાજી, કયમ સંભવે સંદેહ ખોવાજી. ૧
સંત વિષે કેમ દોષ ન હોયજી, સદોષ સાધુ ન કહાવે કોયજી;
સુણી ગુરુ બોલ્યા છે તો એવુંજી, શાસ્ત્રે ભાખ્યું કહ્યું તે જેવુંજી. ૨

ઢાળ

જેવું કહ્યું તેવું ખરૂં પણ, સૂક્ષ્મ સમજણ એક;
જે સમજ્યાથી સંદેહ ટળે, ઉર હોય વિમલ વિવેક. ૩
પ્રભુ પૂર્ણ સંગી પૂર્ણ હોય, પૂર્ણપણે મદ થાય;
મધુસૂદન માધવ બિરદ છે, રેણુ દોષ સહુ થઇ જાય. ૪

ન્યૂનતા વણુ નવ દીનતા, દીનતા વણુ ન કૃપાય;
ન્યૂનતા ન હોય મુજ દાસમાં, તેનો કરવો કાંઇ ઉપાય. ૫

એમ વિચારી હરિ ભકતમાં નિજ ઇચ્છા કૃત ધર્યો દોષ;
તે જોઇ દીન બન્યા રહે, બાકી ખરા સદ્‌ગુણકોશ. ૬

પૂછશે (પૂછીશ) એવું કર્યું કયહું હરિ, તે પણ કહુ સુણ ગાય;
દેવને વાનર ગોપ કરી. રાખ્યા નિકટ શ્રીનાથ. ૭

રાખત વિશુધ રૂપે કદા તો, આવનજ અભિમાન;
સમજત ન કરુણા દયાપ્રભુ, માનત અમે ગુણવાન. ૮

## પદ ૧૦૭ મું

સદ્‌ગુણ સઘળાં જેમાં હોયજી, કૃષ્ણ વિના વલ્લભ નહિ કોયજી;
તે જનમાં કંઇ દોષ દેખાયજી, તે સમજવો હરિ ઇચ્છાયજી. ૧

કાજળ ટબકું રૂપી સુત ગાલેજી, માત કરે છે જ્યમ ઉરવહાલેજી;
દ્યુ દાંછનથી રક્ષણ બાલજી. ત્યમ નિજ જન જાણે ગોપાલજી. ૨

### ઢાળ

ગોપાળ ધૃત કાંઇ અવગુણ-તે સમજવો એણી પેર;
નહિ તો અમિત અવગુણભર્યા, જન ઘણા ઘેર ઘેર. ૩

તે કર્યો કૃષ્ણે ન માનવો, જે યત્ન કરતાં જાય;
હરિ મુકયો દોષ મટે નહિ, કરતાં અનેક ઉપાય. ૪

તે દોષ હરિજનનો લખી નિંદા ન કરવી કોય;
પ્રભુ ધર્યો તે ક્ષણમાં હરે, નારકી નિંદક હોય. ૫

સહુ દોષરૂપ એ દોષ જોવા, દોષ ભગવદી જન્ન;
નહિ પ્રાયશ્ચિત, ભોગે ટળે, વા કર્યેથી પ્રસન્ન. ૬

સહુ વેશ વૈષ્ણવ પૂજવો, હોય જ્ઞાની વા અજ્ઞાન;
જ્યમ ગમે તેવી ગાય પણ, ફલ તેજ દોષ સમ ન. ૭

શુભ ગુણી સાધુ સેવીએ, તે ધર્મનું સેવન;
હરિ આનું કેવળ અર્ચનું તે દયાપ્રભુ અર્ચન. ૮

પદ ૬૦૮ મું

એવું બોલ્યા શ્રીગુરુસ્વામીજી, કર જોડી શીશ કર્યું શિર નામીજી;
સંશય સઘળા મારા ટળિયાજી, પરમકૃપાળુ ગુરુ મને મળિયાજી. ૧
કૃતકૃત્ય છું આપ પ્રતાપજી, ટળ્યાં સઘળાં પાપ સંતાપજી,
મુજ ઇશ્વર છો શ્રીગુરુદેવાજી, મારે અધિકી હરિ તમ સેવાજી ૨

ઢાળ

સેવા તમારી કર્યાથી, શ્રીકૃષ્ણ સહજ પ્રસન્ન;
ચારેજ શાસ્ત્ર શ્રુતિ કહે છે, સહિત મારું મન્ન. ૩
દુસ્સંગ વચલો દુરાગ્રહી મુજ સમઅધમ નહિ કોય;
તે કૃતાર્થ મુજને કરે, વણ આપ એવુ કોય. ૪
અલમ્ મીમાંસા વેદાંત સાંખ્ય સુન્યાય વૈશેષિક;
સહ પાતંજલ ષટ્ શાસ્ત્ર, હસ્તામલક સહિત વિવેક. ૫
ઐશ્વર્ય વીર્ય સુયશ, શ્રી છે જ્ઞાન ને વૈરાગ્ય;
આપમાં સહુ પરિપૂર્ણ; ભક્ત પ્રેમ હરિ અનુરાગ. ૬
શ્રુતિ સ્મૃતિપુરાણ ને મહાભારત આદિ આપી પ્રમાણ;
સંશય દલિલથી કાઢિયો, મહામૂઢ અધમ અજાણ ૭
નથી કશું પત્યુપકાર ને, કરું કોટિ કોટિ પ્રણામ;
જન દયાપ્રીતમ દેખાડ્યા, શ્રીકૃષ્ણ પૂરણ કામ. ૮

પદ ૧૦૯ મું.

ઉપસંહાર

"રસિકવલ્લભ" આ શુભ ગ્રંથજી, વર્ણન કીધો પુષ્ટિપંથજી;
પૂર્ણ કરાવ્યો ગુરુ ગોવિંદજી, દૈવી જન દેવા આનંદજી. ૧

## ગ્રંથના નામનું પ્રયોજન

રસિકજનને વલ્લભ લાગેજી સઘળા સંશય સુણતાં ભાગેજી;
કથા પ્રમાણે આચરણ કરશેજી, તે વ્રજવલ્લભ પ્રભુને વરશેજી. ૨

ઢાળ

### ફળશ્રુતિ

વરશે હરિ ફરશે વૃંદાવન, અચલ લીલામાંહ;
શ્રીરાધિકાવર ગોપિકા સંગ રાસ એસે જ્યાંહ . ૩

સહુ પાપ મહામંતાપ સમશે, થશે નિત્યાનંદ;
મન કર્મ વચન નિષ્કપટ ભાવ, સેવતાં ગોવિંદ. ૪

શ્રીનર્મદાતટ ચંડિપુરી, શ્રીશેષશાયી નિવાસ;
ત્યાંનો નિવાસી કવિજન, શ્રીકૃષ્ણ કેરો દાસ ૫

શ્રીમંત ભટ સાહેદરા, દ્વિજ જ્ઞાતિ નાગર વંશ;
પ્રભુરામ સુત કવિ દયાશંકર નામ, શ્રીહરિ અંશ. ૬

શક અષ્ટાદશ ચોરાશી શ્રાવણ એકાદશી ગુરુવાર;
છે અમલ પક્ષોચ્છવ દિવસ, આ ગ્રંથનો નિસ્તાર. [૭]

શ્રી ગોપીપતિ જન દયાનો નિજ જાણી ઝાલ્યો હાથ,
દઢ પ્રેમ ભક્તિ આપની, આપો ધરો પદ નાથ. ૮

પ્રતિપદ ચરણ દશ એવાં પદ મેં, અષ્ટોત્તર શત કીધ;
ઓનાયજી કરુણા કરી એ, કરજો ગ્રંથ પ્રસિદ્ધ ૯

## इति श्रीकृष्णजनकविदयारामकृतो रसिकवल्लभ समाप्तोऽयम् ॥

---

૭ 'છે અમલ પક્ષોચ્છવ દિવસ, આ ગ્રંથ શાંતિ સાર' પ્રા. કા.
૮ 'નિજ જાણી ઝાલો હાથ' પ્રા. કા.